# ગુલશન

# GULSHAN

Editor: Dinshah K. Bhâgalia



**MELLIN'S FOOD**

મેલીન્સ ફુડ બચ્ચાં અને બુઢાંઓને ખાસ જરૂરી છે.




જુલાઈ ૧૯૧૬

Printed by Maneklal A. Doctor, at his Shree Sayaji Vijaya Press Baroda, for Mr. Dinshah K. Bhagalia, Fala, Navsari. Dated 7—7—16.

July 1916

જાન્યુઆરીથી નવું (તેરમું) વર્ષ શરૂ થાય છે. આ માસિકમાં લડાઈનાં અને બીજાં સુન્દર ચિત્રો વધાર્યાં છે. નવી શરૂ કરેલી ઇનામી હરીફાઈને અંગે પણ રોકડા રૂપીયા, વાંચવા લાયક પુસ્તકો અને ઉપયોગી વસ્તુઓ માટે બુદ્ધિ–નશીબ-મહેનત અજમાવી શકાય છે.

---

સસ્તામાં સસ્તું–મ્હોટામાં મ્હોટું લોકપ્રિય માસિક પત્રઃ

# સચિત્ર સુન્દરી સુબોધ.

સ્ત્રીઓ, બાલકો અને કુટુંબીજન માટે ખાસ ઉપયોગીઃ—હિંદુ, પારસી, જૈન, મુસલમાન અને ખ્રિસ્તી, સઘળી કોમોમાં તે ફેલાયલું છે. રાજદરબારોમાં અને વિદ્વાનો તરફથી ખરા દીલનો આવકાર પામ્યું છે. અને મ્હોટાં રાજ્યોનાં કેળવણી ખાતાંઓનો ઉદાર આશ્રય ત્હેને મળ્યો છે.

આ માસિક પત્ર બે કદમાં દર મહિને પ્રગટ થાય છે.

(૧) ૧૦૦ પાનાનું સચિત્રપત્ર–લવાજમ ફક્ત સ્હોડા ત્રણ રૂપિયા.
(૨) ૩૨ પાનાનું સચિત્રપત્ર,–લવાજમ ફક્ત દોઢ રૂપિયો,
(હિંદુસ્થાનની બહાર–૭ શીલિંગ અને ત્રણ શીલિંગ)

મ્હેલા કદના માસીકમાં બીજા કદનું માસીક આવી જાય છે.

દરેક કદના ગ્રાહકને ખાસ અંક તથા ભેટનું પુસ્તક અને બીજા ઇનામી હરીફાઈના વગેરે અનેક લાભ મળે છે.

## સુન્દરી સુબોધમાં શું વિષયો આવે છે?

નવલકથા, વાર્તાઓ, ગમત, સતી ચરિત્રો, વૈદક, પાકશાસ્ત્ર, ભરત ગુંથણ, કાવ્યો; ગૃહ-ધર્મ, યાત્રા, મુસાફરી, વર્ણનો; ઉપયોગી સંસ્થાઓ; ઉત્તમ પુસ્તકોના સાર, વિવિધ બનાવો; સમાજ સાહિત્ય અને વિજ્ઞાન વિશે ખાસ લેખ; ચાલુ ચર્ચા–ઉપયોગી ઉતારા–બાળકો માટે ખાસ વાર્તાઓ, વગેરે, લેખ; અને મનોહર ચિત્રો.

સ્ત્રી–ઉપયોગી, નિર્દોષ, રસિક અને મનોરંજક પુસ્તકો તથા સુન્દરી સુબોધની પાછલાં વર્ષોની ફાઇલો અને સ્ત્રી લેખના ખાસ અંકો; એ દરેક કુટુંબ માટે ઉત્તમ વાંચન છે.

નમુનો મંગાવો.

વ્યવસ્થાપક—સુન્દરી સુબોધ.
અમદાવાદ.



नवां वाइसरोयनां पत्नी-लेडी चेम्सफर्ड.

मनोरंजन प्रेस, गिरगांव-मुंबई.

૧૮૯૬.

ગુલશન પારસીઓમાં માની-
તું છે. વડોદરા ગાઝેટ રીપોર્ટ
૧૯૧૩-૧૪.

# ગુલશન.

Gulshan is popular
among the Parsis
Baroda Ad. Report
1913-14.

# GULSHAN.

જુલાઈ ૧૯૧૬ વૉલ્યુમ ૮ Vol. 8 July. 1916.

## સાંકળયું.

# છૂપું દુઃખ.

ન એ દીલ જખમ કોઇ મલમથી રૂજે,
ન એ દીલ અગન કોઈ ઝરણથી બુજે.
ન એ પેટ ખાડો કોઇ પર્વતથી પુરાય,
ન એ દુઃખ નદી કોઈ તુમડાંથી તરાય.
ન એ દીલની ખોટ કોઇ દોલતથી મટે,
ન એ જીગર દુખ કોઈ દવાથી મટે.
ન એ કાતેલ ઝેહેર પાવ જેરથી ટળે,
ન એ બદ જાદુઈ કોઇ નેરંગથી ઢળે.
ન એ જીવનો સંતાપ કોઈ સુખડાંથી જાય,
ન એ નાઉમેદી કોઇ આશાથી ઉળટાય.
ન એ મહા મરણ કોઇ જન્મથી ભુલાય,
ન એ હાય અફસોસ કોઈ સબરથી હુલાય.
ન એ કારી ઘા કોઈ ચરમથી રફાય,
ન એ કહાણી કીરત જીભથી ગવાય.
ન એ ગેર ઈનસાફ કોઇ ઇનસાફથી ધોવાય,
ન એ મોટી ખોટ કોઇ નફાથી પુરાય
ન એ મહા આફત એક સિવાયે ખોદા,
બુજે કોઈ, જાણે કોઇ, કદી ને કોદા !

દીબાચા તરીકે આટલું જણાવી તેના અજબ જેવા પ્રાક્રમોમાંના થોડા નમુના અત્રે રજુ કરીશ કે જે પરથી તેની શક્તિનું તોલ ગુલશનના વાંચકો સહેલ કરી શકશે.

એક દીવસે ગ્વાલીઅર ખાતે હસન હમો સાથે બેસીને દારૂ પીતો હતો. મોડેથી જણાયું કે દારૂ ખલાસ થઇ ગયો હતો. મધરાત થવા આવી અને અંગ્રેજી દારૂની દુકાન જે કેમ્પમાં હતી તે પાંચ માઈલ દુર હતી. હવે શું કરવું તેના અંદેસામાં બધા પડયા.

'ફીકર નહિ' હસને હસીને જણાવ્યું. 'દાન સીંગ, તું તારો હાથ બારીની બહાર કાઢ અને હાથમાં ખાલી બાટલી પકડી બોલ કે "હઝરત બાટલી ભર દો" દાનસીંગે તુરત તે મુજબ કર્યું અને બધાની અજાયબી વચ્ચે તે ખાલી બાટલી છલાછલ ભરાઇ ગયલી જણાઇ. તપાસ કરતાં જણાયું કે કાચનું ગ્લાસ ભાંગી ગયું હતું. તુરત હસને હઝરતને ફરમાવ્યું ને બીજી પળે ગ્લાસ હાજર થયું.

હોળીના હિંગામમાં એક વખત હસન પોતાની સાથે મિત્રોની મોટી સંખ્યા લઇ પોતાનાં ઘરની અગાસીપર બેઠો હતો. વાતપરથી વાત નીકળતાં મેં મજાક કરી કે 'હસનમિયાં તમે ભલભલાઓને આંજી નાંખો છો પણ જ્યાં તુલીક હું કહું તેવું પ્રાક્રમ કરી બતાવો નહિ ત્યાં તુલીક હું તમને પાકા જાદુગર તરીકે ગણું જ નહિ.' 'અચ્છા બચ્ચા, બતાવતો સહી કે તુમ ક્યા મંગતા?' હસને હસીને પૂછયું. તે હમેશાં મને બચ્ચા કરીનેજ બોલાવતો હતો.

સવાલના જવાબમાં મેં જણાવ્યું કે તેણે આકાશ માંથી હમોપર અબીર, ગુલાલ ને કુમકુમ (અબીરથી ભરેલા કાગળના ટુકડા) નો વરસાદ વરસાવવો.

'બચ્ચા, તારી માગણી જબરી છે' હસને જણાવ્યું. 'પણ તને સંતોષ આપવાની જરૂર છે. મહેરબાની કરી કોઇ પણ હવે ઉપર જોશો નકર આંધળા થઈ બેસશો. લે, તારો વરસાદ શરૂ થયો છે'" અને ખરેજ બીજી પળે અબીર, ગુલાલ ને કુમકુમનો એવો જબરો વરસાદ જોશ સાથે હમોપર પડવા લાગ્યો કે બધા ગભરાઇ ગયા અને હસનના કાલાવાલા કરી વરસાદ બંધ પડાવ્યો. ત્યારેજ હમે જોયું કે અબીર, ગુલાલ ને કુમકુમના ઢગલાને ઢગલા ત્યાં પડ્યા હતા.

એક દીવસ હસનખાનને એક શ્રીમંત જાગીરદારને ત્યાં બોલાવવામાં આવ્યો ને તેની અચ્છી મદારત કરવામાં આવી.

'હસનખાન' તે જાગીરદારે રમુજમાં કહ્યું 'આ ઓરડામાંના ઝુમ્મરને લટકતા બીલ્લાઓ તું હટાવશે?'

હસને હા કહી તે ઝુમ્મર પર ચાદર ઢંકાવી અને ત્યાર બાદ દરેકને પોતાની આંખો વિંચવા કહ્યું. બે મિનિટ પછી આંખો ખુલતાં ચાદર કાઢવામાં આવી અને બધાની અજાયબી વચ્ચે તે દરેક બીલ્લાં, આંકડામાંથી કાઢી ઓરડાને નાકે એકઠા કરેલા જણાયા.

અત્રે જણાવવાની જરૂર જોઉં છું કે, જે ચીજપર જાદુ કરવાનું હોય તે ચીજને પોતાનો હાથ લગાડે નહિ ત્યાં સુધી હસનનું કશું ચાલી શકતું ન હતું. કોઇબી ચીજને ઉડાવી દેવા કે ફેરબદલી કરવા તેને તેનો હાથ લગાડવો પડતો હતો.

એક વખત તેણે એક ગૃહસ્થની હીરાની વિંટી લઇ પાસેના તળાવમાં ફેંકી દીધી. તે વિંટીના માલેકે જ્યારે જોયું કે આ તો ચોટલી થઇ હતી ત્યારે છેડાઇ પડી તેણે હસનને જણાવ્યું કે તેજ પળે જો વિંટી પાછી લાવી આપવામાં આવશે નહિ તો તે પોલીસને જાહેરાત આપવામાં આવશે. અલબત હસનખાનને નામે પોલીસને જબરી ટાઢક હતી અને તેને દાવમાં લેવા તે ખરાં મને ઇંતેજાર હતી. હસને તેની બકવાની પરવા ન કરતાં ખુલ્લું જણાવ્યું કે તેને ખુશ કરવા દારૂ ને નાચરંગ જ્યાં સુધી હાજર કરવામાં આવશે નહિ ત્યાં તુલીક તે તે વિંટી પાછી મેળવવાને શક્તિવાન થશે નહિ. તે માલેકને આ માંગણી કબુલવી પડી. ગાનતાન સાથે ગાનારીનો નાચ શરૂ થયો ને દારૂની બાટલી ફરવા લાગી. મીજલસ ખુબ બહારમાં આવી ત્યારે દારૂનું ગ્લાસ ગટાવી હસને બુમ પાડી "અબે લાવ!" તેજ પળે તળાવમાંથી એક મોટી મચ્છી કુદીને બહાર આવી તેઓની વચ્ચે પડી. તેને પકડી તેનું પેટું ચીરવા હસને જણાવ્યું તેમ કરતાંજ ને વિંટીનાં માલેકની ભારે અજાયબી વચ્ચે તેની કિંમતી વિંટી તેમાંથી નીકળી આવી.

એક દીવસ હમો સઘળા હસનને ઘરે બેસી ગમત ઉડાવતા હતા તેવામાં એકાએક પોલીસે મકાન પર દરોડો પાડયો ને ઝડતી લેવા માંડી. કેટલીક પેટીઓમાં ત્યાંની એક દુકાનમાંથી ગુમ થયલી કેશમીરી શાલો હોવાનો તેમને શક હતો. પેટીઓ ખોલતાં ફાટાં તુટાં ખાસડાં સિવાય બીજું કશું જણાયું નહિ. પોલીસ ઝીખી પડી ગઇ ને હસને હવે ખુબ દાટી કરી તેના જેવા પ્રમાણીક માણસનું આવું અપમાન કરવા માટે આગળ પગલાં ભરવાની ધમકી આપી. પોલીસના જવા પછી હસને હમોને તે પેટીઓ ખોલવા જણાવ્યું તો વલ્લાહ! ફાટાં તુટાં ખાસડાંની જગ્યાએ ઉંચી કેશમીરી શાલોના જોટાને જોટા જણાયા!

એક વખત ત્યાંની કોર્ટમાંથી સરકારી દસ્તાવેજોની તીજોરી એમની એમ હવામાં ઉડી ગઈ. પોલીસની ધમાલ ચાલી અને આખરે પોલીસે નિરાશ થઇ શક પરથી હસનને મેજીસ્ટ્રેટની કોર્ટમાં સરકારી દસ્તાવેજો ચોરવાના આરોપ માટે ઉભો કર્યો પણ કશો પુરાવો ન હોવાથી કાંઇએ વળ્યું નહિ. મેજીસ્ટ્રેટે અંતે તેને સમજાવ્યો ત્યારે તેણે જણાવ્યું કે જો સાહેબ સરટીફીકેટ આપે કે તે ધુતારો ન હતો તથા બંદોબસ્ત કરે કે હવે પછી પોલીસ તેને સતાવે નહિ તો તે સરકારને દસ્તાવેજો મેળવવામાં મદદ કરે. કોર્ટે તેની માંગણી કબુલતાં તેણે કોર્ટમાંના સઘળાઓને બહાર આવી બનતો બનાવ જોવાની અરજ કરી. તુરત ત્યાં મોટું ટોળું એકઠું થયું. હવે હસને દરેકને આકાશ તરફ જોવા જણાવ્યું. બીજી પળે તે દસ્તાવેજો વાળી પેટી હવામાં ધીમે ધીમે નીચે ઉતરતી જણાઇ અને ધીમેથી સાહેબ બહાદુરનાજ પગ આગળ તે સીલ બંધ પેટી ગોઠવાઇ.

કાશીની એક સુવિખ્યાત ગાનારીને ત્યાં એક દીવસ હસન પોતાના મિત્રમંડળ સાથે ગયો. તે ગાનારીએ તે દીવસે અવધીજ કરી. દરેક જણ ખુશ થઇ ગયો અને પોતાના ગજવામાંની કિંમતી ચીજો કાઢી આપી તે ગાનારીની કદર બુજી. હસન હવે ધીમેથી ઉઠયો ને બોલ્યો:—

"હું તારા ગાયનથી એટલો બધો ખુશ થયો છું કે તને શું ઇનામ આપવું તે હું સમજી શક્યો નથી છતાં મારી અદના યાદ દાખલ તારા પર બે મિનિટ સુધી સોનાની અશરફીનો વરસાદ વરસાવીશ...ચાલ આંખ મિંચ...ખોલ!'

બીજી પળે તે ગાનારી પર અશરફીઓનો વરસાદ વરસ્યો ને બે મિનિટ પછી બંધ થયો. અશરફીઓનો ઢગલો જોઇ તે ગાનારી અજાયબીમાં ગરકાવ થઇ ગઇ હતી પણ હસન તો ત્યાંથી હસતો હસતો ચાલ્યો ગયો હતો.

એક દીવસ મેં હસનને તેનાં મકાનના ચોથા મજલાની બારીએથી ટીંગાઇને હવામાં વાત કરતો જોયો. રખે તે પડીને મરી જાય કરી, ડરી, મેં બરાડ પાડી પણ તેની દરકાર વગર તે વાત કરતો રહ્યો, 'નહિ, એટલી નહિ ચાલે! મને તો બીજી જોઇએ!' તે બરાડયો ને બીજી પળે પોતાનો ખોબો અશરફીઓથી ભરેલો તે લઇને આવ્યો ને તેમાંની અડધી તેણે હમો મિત્રોમાં વહેંચી આપી.

ઢાકોરના મરહુમ મહારાજાની મુલાકાતે જતાં હસન તેમના અતી કિંમતી, સોનાના પાનસોપારીના ડાબડા પર લોભાઇ ગયો અને પોતાને તે આપી દેવા તેણે મહારાજાને વીનવ્યા. તે કિંમતી નંગ તુરતનું ખરીદેલું હોવાથી મહારાજાએ ના પાડી પણ હસને જબરી જીદ્દ કરી ત્યારે કંટાળીને કહ્યું કે અહીં બેસી તારાથી તે લેવાતો હોય તો લઈ લે! બીજી પળે બધાની અજાયબી વચ્ચે તે ડાબડો હવામાં ઉંચકાયો ને હસનના ખોળામાં જઇને પડયો. મહારાજાએ હસીને તે ભેટ તરીકે આપી દીધો.

લકનૌ ખાતે હસનને એક મુસલીમ સ્ત્રી સાથે ઘણો વ્યવહાર થયો. હસનની ગેરહાજરીમાં તે સ્ત્રી તેને બેવફા થઇ, હસને તે માટે તેણીને સખત ઠપકો આપ્યો ત્યારે તકરાર કરી તે સ્ત્રીએ તેની સાબેતી માંગી! બીજી પળે જેની સાથે તે સ્ત્રીએ હસનની ગેરહાજરીમાં આડો વ્યવહાર રાખ્યો હતો તે તેણીની સામે દીવાલમાંથી નીકળી આવ્યો. તેને જોતાંજ તે દગાખોર બેશુદ્ધ થઇ ગઇ ને હસન તેણીને લાત મારી ત્યાંથી ચાલ્યો ગયો.

એક દીવસ તેણે એક સ્ત્રીને ફોસલાવી તેણીનાં બધાં ઘરેણાં એક રૂમાલમાં બંધાવ્યાં અને પછી તે સ્ત્રીના દેખતાંજ નદીમાં તે પોટલું ફેંકી દીધું. બીજે

દીવસો તે બાઇ ઝાર ઝાર રડતી તેની આગળ ગઈ પણ કશું વળ્યું નહિ. ચોથે દીવસે તેણીના ઓરડામાંની અભરાઇપર કાદવથી ખરડાયલું તે પોટલું સલામત મળી આવ્યું.

ધીમે ધીમે હસન બહુ મગરૂર ને તુંદ બનતો ગયો. કોઈની અસાધારણ શકિત જોતાં તે તેની સામે તુરત પોતાની શકિત અજમાવતો ને તકરાર થતી ત્યારે તરેહવાર ભાંડ ભાષા વાપરતો હતો.

એક દીવસે હમે બધા કાનપોરમાં એક મિત્રને ત્યાં બેઠેલા હતા. ત્યાં હાથ ચલાકીનો એક ઉસ્તાદ આવ્યો ને તેણે હસનને ઓળખ્યા વગર તેના ખેલોને કુચ્છ દમ વગરના ગણી પોતાના હાથમાં એક ઇંડુ લઇ હવામાં ઉરાડી સફાઇથી બીજે હાથે ઝીલી લઇ હસનની નકલ કીધી. હસનનો જીવ નીકળી ગયો. ફરીથી તે ઠીક કરવા કહેતાં હસને તે ઇંડું હવામાં અધ્ધર રાખ્યું ને તે હાથ ચાલાકીનો ઉસ્તાદ ટાયું વકાસતો ઉભો રહ્યો. ધીમેથી હવે તે ઇંડું તે ઉસ્તાદના માથા પર ઉતર્યું ને બરાબર ટાળક પર ફુટયું ! ફરીથી તે શખ્સે બડાઇ મારી નહિ !

હસનની મગરૂરીએ હસનને માર્યો. બરેલીની કેનટોનમેંટની જગ્યાએ એક ગરીબ ફકીર રહેતો હતો, તેની આસપાસ કુતરાઓનું ટોળું વસતું હતું. કોઈ તે ફકીરની દરકાર કરતું ન હતું પણ તે ભેદી જ્ઞાનમાં બહુ આગળ વધેલો હતો. હસનને તેની ખબર પડતાં તે તેની સમક્ષ ગયો ને પોતાના કેટલાક ખેલો કરી ક્યાં તો પોતાના ઉત્તમ ખેલો બતાવવા ચાહતો તેને પોતાનો ઉસ્તાદ ગણવા જણાવ્યું: તે ફકીરે પહેલાં તો તેને સમજાવીને વાર્યો પણ જ્યારે હસન એલફેલ બકી જીદ કરવા લાગ્યો ત્યારે તે ફકીરે પોતાનું પોટલું ઉઠાવી જવા તેને ફરમાવ્યું. હસને પોતાના હજરતને ફરમાવ્યું પણ તે ફકીર જે તેના કરતાં આગળ વધેલો હતો તેણે તેને નિરાશ કરી આખરે તે પોટલું હસનના માથા પરજ છુટું મરાવ્યું. હસન છેડાઇ પડયો ને ભારે ક્રોધમાં તેણે ગાળો દીધી. તેથી ફકીરે તેને શ્રાપ દીધા ! તેજ દીવસથી હસનની અદ્દભુતશકિત કમી થઇ ગઇ ને તે દીવાનો બની ગયો. તુરત તેને દીવાના શાળામાં પુરવામાં આવ્યો પણ ત્યાંથી તે સફાઇથી છટકી ગયો. તે દીવાના શાળાનો વડો તબીબ એક દીવસ ફરતો ફરતો ત્યાં પોતાની સ્ત્રી સાથે આવ્યો. હસન તે સ્ત્રીને હાથ લગાડવા શકિતવાન થયો. ફરી હરીને તે ધણી ધણયાની બહાર ઉભેલી ગાડી આગળ આવ્યાં ડાકટર ગાડીમાં બેઠો ને પોતાની બીબીસને જોયું તો તેણી ત્યાં હતી નહિ. તપાસ કરતાં તેણી હસનખાન આગળ બેઠેલી જણાઇ. ડાકટર પોતાની બીબીસને પાછી લઇ ગયો ને જેવો ગાડીમાં બેઠો કે ફરી તેની બીબીસ ગુમ થયલી જણાઇ. ફરી પાછી શોધ કરતાં તેણી હસન ખાન આગળથી મળી આવી. આ પ્રમાણે ત્રણ વખત થતાં ડાકટરે તુરતજ હસનને દીવાનશાળામાંથી રજા આપી. કેટલાક વર્ષો પછી એક લેવાયલો, હુંટાયલો, લાંબી દાઢીવાળો ફકીર મને મળ્યો. તેણે પોતાની ઓળખ આપતાં હું તેને વળગી પડયો. હમો બન્ને રડયા ને એકમેકને દીલાસો દીધો. દીવાન શાળાની ખબર મેં તેના તરફથીજ સાંભળી હતી. તે ફકીરના શ્રાપ તેને નડયા હતા: તેના જણાવવા મુજબ તેની ઉત્તમશકિત ગુમ થઈ હતી. હવે તો પૈસાને બદલે તે માલ મેળવી શકતો હતો. પૈસા વગર કશું મળતું ન હતું. ત્રણ ત્રણ દીવસે પૈસાની નાની રકમ તેને મળતી હતી. આગલો વખત મોજમજાહમાં પસાર કરેલો હોવાથી તેને ઘણુંજ લાગતું હતું. અતિ ગરીબાઇમાં રીબી રીબીને તે મરણ પામ્યો હતો.

હસનનાં મરણ માટે ઉપલી ખબર તેનો એક અંગત મિત્ર રજુ કરે છે, જ્યારે મરહુમ મહારાજા જોતેંદ્ર મોહન ટાગોર કે જેમની સાથે તે ઘણાં વર્ષ રહ્યો હતો, તેમના જણાવવા મુજબ હસનની ગેબી શકિત ગુમ થતાં સાધારણ ચીજ ગ્રહણ કરવા જતાં તે સપડાયો હતો ને તેને કાશીના મેજીસ્ટ્રેટે કેદમાં મોકલ્યો હતો કે જ્યાં થોડાક મહીના ગુજારી તે દુખી દીલે મરણ પામ્યો હતો.

હસનના મરણની વિગતો ગમે તે હોય પણ એટલું તો ખરું કે તેનામાં અસાધારણશકિત હતી. તેની મગરૂરીએજ તેને માર્યો હતો. હિંદમાં પણ ખરેજ અનેક રત્નો પેદા થાય છે. ઉપર જણાવેલી વિગતો જેવી કોઈલી નથી પણ ખરા બનાવો પરથી લીધેલી છે એમ વધુ જણાવવાની જરૂરજ નથી.

# ચિત્રાવિચિત્ર.

---

### ગુલશન માટે ખાસ

લખનાર—લેખક ભોળો ડોળો

ગરીબ બીચારો હિંદ ! ભલે હાલના ફીલસુફો તેની પુરાતન શોધખોળોની કદર બુજવાને ના પાડે પણ વખત એક એવો બળો ફરેરનો છે જે પોતાની મેળે પરપોટા સમ વાહિયાત વિગતોને સમાવી દે છે અને ત્યારેજ—એવી ખજવાળી ને તે મહાન ફીલસુફોને કબુલવું પડે છે કે તેઓ ભૂલ્યા હતા ! થોડા વખતપર કોઇ જમાને ફીલસુફે નવી શોધ કરી હતી કે હિંદમાં લોખંડ અને બાંધકામ માટે ચૂનાનો ઉપયોગ મુસલમાનોની આમદ પછી થઇ હતી પણ તે સાહેબોની ગણત્રી હાલમાં ધુળમાં મળી ગઇ છે કેમકે ગ્વાલિયર રાજ્યમાં ભીલસા ગામ નજીક બેસ ગામે ખોદકામ કરતાં એક સ્થંભ જણાયો છે કે જેને ફરતા લોખંડના પાટા આપેલા હતા. આ સ્થંભ પરના લેખ પરથી તે ઇ. સ. પૂર્વે બસેં વર્ષનો જણાયો છે. ત્યાંના લોખંડની તપાસ ખાસ અનુભવીઓ પાસે કરાવતાં તે સૌથી ઉંચી જાતનું પોલાદ પુરવાર થયુ છે તથા બાંધકામમાં વપરાયલો ચૂનો પણ ઉંચી જાતનો જણાયો છે. આ જાતનો ચૂનો કહેછ કે આગલા જમાનામાં રોમનો વાપરતા હતા. હાલમાં તેવી શોધથી આપણે બેનસીબ છીએ !—જમાના-જમાના તુંબી ખરેજ કમાલ કરે છે હું !

× × ×

હિંદના કોતર કામની વિગતો તમો જાણો છો ને ? દુન્યામાં તે વખણાય છે તેમાં કશી નવાઇ નથી. આ કોતર કામની કદર બહારનાઓ કેવી બુજે છે તે આપણે અચ્છી રીતે જોઇએ છે. આ ઉમદા કામો હિંદમાં જળવાઇ રહેવાં જોઇએ છે. વડોદરા રાજ્યના કડી પ્રાંતના જણીતાં પાટણ શહેરમાં વડી પારસનાથનુ મંદીર હતું. ત્યાંનું કોતરકામ બાહેર વિખ્યાતી પામેલું હતું. આ મંદીરનું કોતરકામ પાછળથી વેચાયું હતું. સરકાર તે લેવા કાંઇ પગલાં ભરે તે પહેલાં ન્યુયોર્કનો એક શોખીન અમેરિકન મી૦ લોકવુડ ડી ફોરેસ્ટે તે મોંઘા દામ આપી અમેરિકાના એક મ્યુઝીઅમ માટે ખરીદી ગયો છે. અલબત આ એક ઉમદા સરટીફીકેટ છે પણ ગરીબ હિંદનાં ઉમદ કામોની યાદ હિંદમાંજ જળવાવી રહેવી જોઇએ છે !...વડોદારા સરકારે આ કોતરકામ પોતાના મ્યુઝીઅમમાં કેમ જાળવી રાખ્યું નહિ તે હું સમજી શકતો નથી. શું કોઇએ સરકારનું ધ્યાન તે તરફ ખેંચ્યું નહિ કે અમેરિકા વેરથી કોઇ આવીને તે લઇ ગયો !

× × ×

ઉંદરોને કેમ મારશો ? ઘરમાં ઉંદરો દોડતા ફરતાજ હશે ! અલબત તમો કહેશો કે છટકાં મુકવાથી યા ઝેર મુકવાથી તેમનો નાશ થશે ! હા, તેમાં કાંઇક વજુદ છે ખરૂં ! આજે તમો તેમ કરશો ને કાલે તેમ ન કીધું એટલે પડોસીના ઘરમાંથી આ મામાઓ આવેલાજ જાણવા, એટલે ભૂલ્યા, ત્યાંથી ફરીથી ગણો તમોને કરવું પડે તે કેમ ચાલે ? સૌથી સરસ ઇલાજ એ છે કે મહોલ્લાવાસીઓએ એક સંપ થઇ પોતાના ઘરમાં ગુગ્ગુ ને ગંધક બાળી તેનો ધુમાડો નાની નાની ધમણ વાટે ઉંદરોના દરોમાં મોકલવો. આ ધુમાડો એક ઘરમાંથી બીજા ઘરમા ને ત્યાંથી ત્રીજા ઘરમાં જ્યાં સુધી દર હશે ત્યાં સુધી જશે. બરાબર રીતે કામ કરતાં ઉંદરો અંદર ગુંગળાઇને માર્યા જશે ને તેમને ઉંચકીને ફેંકવાનો ત્રાસ તમને થશે નહિ ! કેમ ઉપાય કેવો સહેલોને સારો છે! મરકીના આ રોગમાંથી એથી બચતું હોય તો અજમાવો આ ઉપાય ! અજમાવવામાં કશું જવાનું નથીરે ભલા ?

× × ×

ચાલુ જમાનો નવી શોધ ખોળનોજ છે ! હાલમાં કાગળ બનાવવા માટેના માવાનો દુકાળ પડવા લાગ્યો છે તેથી અમેરિકા તે બાબે નવી શોધખોળ કરે છે. અમેરિકા ખાતે ૨ મોટા જથામાં ઉગે છે. તપાસ કરતાં જણાવ્યું છે કે કપાસની કરસાંઠીનો માવો ઉત્તમ કાગળ બનાવી શકે છે. ઉત્તમ લાકડાંના માવા કરતાં કરસાંઠીના માવામાંથી ઘણી ઉંચી જાતના કાગળ બની શકે છે. કમનસીબ હિંદ ! હસે દરેક જાતનાં સાધનો આ ધંધો ખીલવવા માટે છે છતાં કોણ જાણે તેને માગે રાહુ એવો જડ ઘાલીને બેઠો છે કે કોઇની આંખ ઉઘડતીજ નથી ! એમ તો અવાર નવાર પેપરોમાં નગારાં વાગે છે...રિપોર્ટો છપાય છે...વાતોના તડાકા ચાલે છે ..કમીટીની ગોઠવણો થાય છે.........કંપનીની રચ થાય છે.........પણ, અફસોસ ક્યાં ? તો ભાઈ ત્યાંના ત્યાં વાળી વાત છે, એટલે કરીશું શું ?

× × ×

કાગળનીજ વાત કરી છે તો ભલા કહેશો કે તેની બનાવટનું માન કોને છે ? કહે છે કે પુરાણા જમાનામાં ચીનમાં કાગળની શોધ થઇ હતી પણ આગળ વધેલું જપાન તે સાફ સાફ ના પાડે છે અને આ શોધનું માન પોતાને ફાળે ગયલું જણાવે છે. હકીકત એવી જણાઈ છે કે પુરાતન જમાનામાં એક ચંચળ જપાનીઝ વેપારીને પોતાનો માલ રેશમની કોથળીઓમાં બાંધી આપતાં અકરવકર થવા લાગી તેથી તેણે કાંઇ સસ્તું, સહેલું ને સીગનપોરની જાત્રા જેવું શોધવા માંડ્યું. એક દીવસ બાગમાં ફરતાં તેણે ભમરાઓને ઝાડની ડાળી લાવી તેને કુટી નાંખી તેનો માવો બનાવી પોતાનો દર તૈયાર કરતાં જોયા. આ જોતાં જ તેનાં ભેજાનો કીડો ચવડી આવ્યો કે કાં નહિ લાકડાનો માવો કરી તે ઉપયોગમાં લે. વાત બી ખરી ! થોડીક અખતરા પછી તેને ફત્તેહ મળી ને આ પ્રમાણે કાગળની બનાવટ આખી દુનિયામાં જાહેર થઇ! માનો યા ન માનો—કોઇ લાલ ચોખા મુકવા આવતું નથી. હાં તો જે હકીકત છે તમને જણાવી છે.

× × ×

રૂની ગાંસડીમાં આગ લાગે ત્યારે આગ બુજાવવા પાણીનો ઉપયોગ ન કરતાં ઘાસતેલનો ઉપયોગ કરવો બહુ ફાયદાકારક છે !...એંહ ? એમ ટાટું વકાસીને શું જોવો છો ? ઘાસતેલથી આગ વધુ લાગે એમ કહો છો ને ? નહિ, બાવા જાન, જાન તમારી ભૂલ છે. રૂની ગાંસડી દાબી દાબીને સાંધેલી હોવાથી પાણીનો મારો ચલાવતાં એક કે બે ઇંચ પાણી અંદર ઉતરી જાય છે જ્યારે ઘાસતેલ તો તુરત નીચે સુધી ઉતરી જાય છે. રૂની ગાંસડીમાં આગ લાગે તેના ભભુકા નીકળતા નથી. તે તો ધીમું પજરણ હોય છે જે આહીસ્તે આહીસ્તે પગલાં ભરી આખી ગાંસડીનો નાશ કરે છે. આ પજરણ પર ઘાસતેલ પડતાં તે તુરત સમસમી જાય છે. આ રામબાણ ઉપાય અનેક વાર અજમાવવામાં આવેલો છે. આગ બુજાઇ કે રૂની ગાંસડી ખોલી નાંખી ઘાસતેલથી ખરડાયલો રૂ હવામાં સુકાતો કર્યો તો ઘાસતેલની અસર ઉડી જઇ રૂ પાછું અસલ હાલતમાં આવે છે. ઘાસતેલ ત્યારે આગ બુજાવે છે એ કુદરતની એક નવાઇ જ છે.

× × ×

બેઅદબી માફ છે, ભલા ! પણ તમોને કોઇ દીવસે કીસ કરવાનો રીટ થયો છે ? હેત તમારી, મારા સાહેબ ! કમનસીબે હીંદમાં આ ચેપી રોગ ઝાઝો ઉડતો નથી પણ તેના પુરાવામાં અત્રે થોડીક નોંધો ટપકાવી લેવાની લાલચ હું થોભાવી શકતો નથી. આ વાંચી કોઇને ભગલો બનાવવાનું સુઝી આવે તો બાપા, મારો વાંક કાઢશો ના હં ! બનવાજોગ છે કે તેમ કરતાં કદાચ મેથીપાકની પ્રસાદી મળે, પણ તેમાં શું ? તરતવાલા કાંઇ અમથાજ મળે છે ?

હાલની લડાઈમાં કીર્ત્તિવંત સેવા બજાવનાર એક બ્રિટિશ સેપાહ પર કહે છે કે ફ્રાંન્સમાં...(સેન સોરે નામ ઉડાવી દીધું છે !) અજબ ગજબ ગુજર્યો હતો. તે બાપડો...શહેરમાં આવ્યો કે એક ખુબ સુરત ફ્રેંચ છોકરીએ તેની મહાન સેવાની કદર બુજવા તેને ખરાં હેતથી ચુંબન કરવા માંગ્યું. તે છોકરીએ હજુ એક વખત તેને ચુમ્મી લીધી પણ તુરતજ તેને હડસેલી કાડવામાં આવી; કેમકે તેની જગ્યાએ બીજી આવીને ઉભી હતી. અકેકની પૂંઠે વીસેક સ્ત્રીઓ હતી. તે બહાદુર સીપાહ આ જાતના આવકારથી ગભરાયો ! જે માણસ જર્મન દૈત્યોથી ડર્યો નહિ તે બાયડીઓથી બીહડ્યો ! બે ચારને તેણે કીસ લેવા દીધી પણ સંખ્યા વધતી જતી જોઈ તે ઉભી પુંછડીએ નાઠો ને પોતાના વડાના તંબુમાં જઈને ભરાયો. તે પાછો ઘરમાં ગયો ત્યાં સુધી શહેરમાં ફરવા નીકળ્યો જ નહિ. તેને મનથી જર્મનોની તોપો કરતાં આ આફત ત્રાસદાયક હતી !...ગરીબ બીચારો !

અમેરિકામાં "મેરીમેક" સ્ટીમરે બહુ વિખ્યાતી મેળવી હતી અને તેનો વડો લેફ્ટેનંટ હોબસન મોટી શોધ ખોળો કરી આવ્યો હતો. તેને ચુમ્મી આપવા કહેછ કે હજારો અમેરીકન સ્ત્રીઓ અને છોકરીઓ એકઠી થઇ હતી. તેની ટ્રેન કાનસાસ સીટીનાં સ્ટેશન પર આવતાં ચાર ચુમ્મી આપવા હાજર થયલી જણાઇ, આ બધાંને તેણે ખુશીથી નવાજ્યાં ! ત્યાંથી ટ્રેન નીકળી ટોપેકા સ્ટેશને આવી કે ત્યાં પાંચસેનું ટોળું અધીરૂં પડેલું જણાયું. ત્યાં સુધી ટ્રેન ઉપડી ત્યાં સુધી તેણે પોતાની ગાડીનાં બારણાં આગળ ઉભો રહીને ખુશાલ કીસ કર્યા કીધી. રખે તેની કીસ રહી જાય તે માટે બારે ધક્કા મુક્કી થઈ હતી ને કાંઇક ચોટલા પીખાયા હતા ! ત્યાંથી આગળ ચાલતાં તેને દરેક ઠેકાણે એવો

જ આવકાર મળ્યો હતો. એમ ભાર મુકીને જણાવવામાં આવે છે કે લેફટેનંટ હોબસન દુનિયામાં પહેલોજ ભાગ્યશાળી પુરૂષ હતો કે જેણે હજારો સ્ત્રીઓને ચુમ્બી લીધી હોય !

આ સ્ટીમરનો એક ખલાસી ઓસબર્ન ડબ્લ્યુ. ડીગનામ પોતાને વતન પાછો ફર્યો ત્યારે કહે છે કે તેને ચુમ્બી લેવા જવાન બાનુઓની મોટી સંખ્યાથી સ્ટેશન ચીકાર થઇ ગયું હતું. સૌથી પહેલી કીસ તેની માતા તેને આપવા માંગતી હતી જેમાં તેણી ઘોડાક મરદ મિત્રોની મદદથી ફાવી. ઓસબર્ન તે પછી ગુપચુપ પોતાને ઘેર સટકી ગયો. જ્યારે પેલી બાનુઓએ દેખ્યું કે શીકાર છટકી ગયો હતો ત્યારે નિરાશ ન થતાં તેઓ બધી તેને ઘેર ગઇ અને ઓસબોર્ને બાએ સહેર લહેરે દરેકને સંતોષ આપ્યો !

× × ×

અમેરિકાનાં જર્સી શહેરમાં પોલીસ કોર્ટે એક પાદરી પર પૈસા મેળવવાના આરોપની તપાસ ચાલી હતી તેમાં આખરે પાદરી નિર્દોષ ઠરી છુટી ગયો હતો, તેની ખુશાલીમાં તેના દેવળને લગતી સઘળી જવાન બાનુઓ જેઓ કોર્ટમાં હાજર હતી તેમણે એક પછી એક કરી' હોઠી કરી, ચુમ્મી લેવા માંડી. તે બાપડો પાદરી આ આવકારથી અવ સુવો થઇ ગયો. જ્યારે તે ભોંયે પછડાયો ત્યારે જ તેને છોડવામાં આવ્યો ને ખુશાલીમાં દીવાની બનેલી તે સ્ત્રીઓએ તે પાદરીના મદદનિશોને પકડ્યા ને તેમને પણ તેવોજ ગરમાગરમ આવકાર આપ્યો તે પુરો થતાં તેમની નજર બચાવ પક્ષના બાહોશ વકીલ તરફ ફરી પણ તે તો પોતાનું મોત સમજી પોતાની ઓફીસ ભણી ફેંકી ફુલી પુછડીએ નાઠો ને તેની પુઠે કેટલીક સ્ત્રીઓ દોડી. વકીલ છટક્યો એટલે મેજીસ્ટ્રેટ સાહેબ તરફ ધ્યાન કર્યું પણ ન્યાયાસન પર ચડે તે પહેલાં તેઓ નામદાર નહાસી ચેમ્બરમાં જઇ ભરાયા ને બારણાં બંધ કરાવ્યાં. કાંઇ વળે તેવુ ન જણાતાં તે સ્ત્રીઓએ એકમેકને હોઠી કરી ચુમ્મી લીધી અને જ્યારે હથિઆર બંધ પોલીસ આવી ત્યારેજ કોર્ટ ખાલી કીધી !

ખુદ લંડનમાં પણ દક્ષિણ આફ્રિકાંવાળી બોઅર લડાઈ પછી શહેરના " ઈમપીરીઅલ વોલંટીઅરો " પાછા ફર્યા ત્યારે ચુમ્મીઓનો વરસાદ વરસી રહ્યો હતો. જવાનીઆઓનાં ટોળેટોળાં ફરતાં ફરી રસ્તામાં જે બી સ્ત્રી કે છોકરી મળતી તેને ચુમ્મીઓથી ગુંગળાવી નાખતાં હતાં.. એક જણ કીસ કરતો હોય તો ચુપ નાંખી, પણ આ તો એક ખસતો કે બીજો તૈયાર જ હતો ! તેની મહોકાણમાં કેટલીક વાર ગરમાગરમ મારામારી પણ થઇ હતી.

લીવરપુલના એક શખ્સને ચુમ્મી લેવાનો ફીટ થઇ આવ્યો. આ ભલા માણસના ફરજંદે એક દીવસ લાઇમ સ્ટ્રીટ સ્ટેશનના દરવાજા આગળ ઉભા રહી જેબી કોઇ સ્ત્રી ત્યાંથી પસાર થતી કે તેની કમર પર પોતાનો હાથ વિંટાળી મજાહથી ચુમ્મી લેવા માંડી. તેમ કરતાં એકાદ બેએ સાબેત સોલ્ડીંગ ખેંચી કાઢી પણ તે ટગમગ્યો નહિ. અંતે છેડાયેલી બાનુઓની બરાડે પોલીસનું ધ્યાન ખેંચાયું. તુરત તેને પકડી મેજીસ્ટ્રેટ આગળ ઉભો કરવામાં આવ્યો. બચાવમાં તેણે જણાવ્યું કે લડાઈ પરથી તેનો એક પુત્ર દીકરો સલામત પાછો ફર્યો હતો તેની ખુશાલીમાં તેનું આ દરદ ઉભરાઇ આવ્યું હતું ! મેજીસ્ટ્રેટ હસીને તેને પચીસ રૂપિઆનો દંડ કરતાં દરદને એકદમ ઓપરેશનથી કાઢી નાખવાની સલાહ આપી ! ન્યુયોર્કમાં ઘોડુંકની વાત પર એક જવાન શખ્સને ચુમ્મી લેવાનું ઘેલું લાગ્યુ હતું. તે એક ટ્રામમાં બેઠો ને ત્યા બેઠેલી દરેક સ્ત્રીને પહેલાં કીસ લીધી પણ એ કે તમાચો મારી આંચકો માર્યો કે તે તેમાંથી ફગીને બહાર પડ્યો. પટ્ટાથી તેને ઘણું વાગ્યું પણ તુરત ઉભો થઇ ને રસ્તાની બીજી બાજુએ ગયો ને ત્યાંથી પસાર થતી એક સ્ત્રીને પકડી, બચાક દઈને ચાંપ્યું. તુરત પાહારા પરના પોલીસે તેને પકડ્યો. પણ જબરીથી તેના હાથમાંથી છટકી તેણે ત્યાં ઉભેલી બે બાનુઓને ગરમાગરમ આવકાર આપ્યો. તુરત તેને હાથ કડી પહેરાવવામાં આવી. તપાસમાં જણાયું કે તેને કીસ કરવાનું ઘેલાપણું લાગ્યું હતું.

યુરોપી ખુનખાર જંગ શરૂ થયું તે આગમજ બ્રસલ્સ શેહેરના મહોલ્લામાં એક જવાન ફ્રેંચ બાનુએ ત્યાંના મહોલ્લાઓમાં મરદોને કીસ કરી હોહાકાર કરી મુક્યો. તેણીની આ રીત કેટલાકને રૂચી નહિ તે પાહરા પરના પોલીસને ખબર આપી. તેણે તેણીને પકડી પણ બીજી પળે તેના પર ચુમ્મીઓનો વરસાદ વરસ્યો. પોલીસ થાણાં પર ઈન્સપેક્ટર પણ તે આવકારથી બાકાત રહ્યા નહિ. દાકટરી તપાસમાં જણાયું કે તે બીચારીનું બેનું નબળું પડી ગયું હતું જેને કસરત આપવા તેણીએ તેમ કર્યું હતું !

× × ×

ભલા, કોઇનો વિચાર થતો હોય તો જરા સુજી સમજી, વિચારીને કામ કરજો...નકામો ગરીબને કનડશો મા !

# તાજાં ફુલોમાંથી અત્તર કેમ બને છે?

## નવી સાયન્ટીફીક રૂઢી.

( લખનાર.—માણેક ફરામજી સુંનાવાલા. )

ફુલોને કચડી તેમાંથી તેનો સુગંધી રસ ખેંચવાની રૂઢીને એક કોરે મેલે એવી એક બીજી નવી સાયન્ટીફીક રીત, કે જેમાં ફુલોને બહારથી કાંઇએ ગંભીર ઇજા પહોંચી શકતી નથી, તે અમેરીકાના વોશિંગટન ખાતેના પ્રો૦ એલ્મર ગેટીસ ( Prof. Elmer Gates ) એ હાલ થોડાંક વર્ષોની વાત ઉપર શોધી કાઢી છે. એક વિચિત્ર વિજળીક યંત્રની આમાં મદદ લેવામાં આવે છે, કે જે યંત્ર અનેક ગુંચવણ ભરી રીતે ગોઠવેલા તારો, લીવર્સ, નાનાં બારીક ચક્રો, અને કાચની સીસીઓથી ઓર વિચિત્ર દીસે છે.

ધારો કે તમને ઘણુંજ જરૂરનું કામ પડવે અત્તરનાં થોડાક ટીપાંની અગત્યતા જણાઇ તો તુર્તજ તે યંત્રને ચાલુ કરી તે નજદીક ફુલો, કે જે તુર્તનાં કાપેલાં ( તોડેલાં ) હોવાં જોઇએ તેઓનો, એક તુરો ધરતાં માત્ર દસ મિનીટમાં તો જે સુગંધ હવામાં વિના કારણ ઉડી જતો તે સઘળો પેલા બારીક તારો વિગેરેની ગોઠવણથી પેલી નાની સીસીઓમાં સારા જથામાં એકઠો થવા માંડે છે, કે જ્યારે પેલાં ફુલો કશી પણ ઇજા પામ્યા વિના બિન સુગંધી રહી જાય છે, કે જેઓનો ઉપયોગ વળી શણગાર કરવામાં આવે છે.

પ્રો. ગેટીસે એક ભાષણમાં આ યંત્ર ઉપર ટીકા કરતાં નિચલું કહ્યું હતું:—

"જ્યાં તક એક ફુલને જોઇતો બિનાસ તેમજ તડકો મળવા પામે છે ત્યાં સુધી ખિલવા સમેત ખુશબો આપતું રહે છે, અને કરમાઇ જાય ત્યાં વેર એજ પ્રમાણે બનતું રહે છે. આવે સમયે તે ફુલની અંદર જે જીવન સાધન સંબંધી પદાર્થ હાજર હોય છે તે પાકી તેમાંથી ખુશબો હવામાં ચાલુ છુટે છે; પરંતુ જેવું એક ફુલ કપાય છે કે ત્યારથીજ તે પદાર્થ બદલાતો બંધ પડે છે, અને તે સબબે પમરાટ વધુ અને વધુ ઓછાં પ્રમાણમાં નિકળી શકે છે. મારા યંત્રમાં તમો દરેક વિજળીક યંત્ર માફક બે નાકાં—યાને "પોઝીટીવ" તેમજ "નેગેટીવ પોલ્ઝ"—જોશો. એમાંનાં પહેલાં "પોઝીટીવ" તરફ ફુલોમાંથી આસપાસ પથરાતી બારીક રજો જે પમરાટ ફેલાવે છે તેઓ ખેંચાઇ જાય છે. જો ફુલો તુર્તનાં કાપ્યાં તોય તો છેક પાંચ ફીટને છેટેથી પણ આ બનાવ બનવા પામે છે.

"આ ડીચકામાં એક ઝીણું જે બાકોરૂં છે તેમાં એવી ગોઠવણ કરી છે. જે પમરાટની દરેક ખેંચાતી રજો તેમાં સુકાય છે, કે જે વાટે નાની સીસીઓ, જેઓમાં પાણી યાતો "આલ્કોહોલ" રાખેલું છે તેઓમાં એ સઘળી ખુશબો ભેળાઇ જવા પામે છે. એક સીસી પછી તેની જગ્યાએ બીજીઓ મેલવામાં આવે છે.

આ યંત્ર એટલું તો જોરેમંદ છે જે આ "રીસીવર" સામે નજદીકમાં માત્ર એકજ તાજું ગોલાબ ધરતાં માત્ર છ સેકંડમાં એક પાંઇંટ જેટલાં પાણીને 'રોઝ-વોટર' માં ફેર વવાને શકિતવાન છે.

ખરેખાત ઉપલાં યત્રની શોધ સંપૂર્ણ થતાં એનો વ્યવહારૂ ઉપયોગ થવા પામે તો પછી એક તદન નવી રૂઢીના સહાસથી એક નવાઇ ઉપરાંત અત્તર બનાવવાની તક ઘણી સાધારણ પણ થઇ પડે તેમાં કશો એ સંદેહ નહિ એવું સમજાય છે. પ્રો૦ ગેટીસ વોશિંગટન ખાતે કેટલાંક નાનાં છોડવાઓ ઉછેરવાનાં 'ઘરો' —hot houses ઉભાં કરી તેઓમાં ઉપલા યંત્રની યોગ્ય ગોઠવણો અત્તર બનાવવાનો પ્રયાસ શરૂ પણ કરી ચુકયો છે, અને તે ભવિષ્યમાં કદાચ એ સાયન્ટીસ્ટની એ કળાની નવી રૂઢિને પુર ફતેહ મળવા પામે એવી આશા રાખીશું.

# રિવ્યુ કોલમ.

## શાહનામુ.

# વોલ્યુમ ૬ શું.

### કર્તા—માહીયાર નવરોજી કુટાર અને ફરામજી નવરોજી કુટાર.

કુટાર બીરાદરોના આ ઐતિહાસિક પુસ્તકનાં આગલાં વૉલ્યુમોની નોંધ આ અદના કટારોમાં હમો પુરતી રીતે લઈ ગયા છે. હાલમાં હમારી ટેબલ-પર આવી પડેલું આ છ ઠું વૉલ્યુમ દરેક રીતે પોતાના સેટને મળતું છે. આ પુસ્તકમાં શાહ લોહરાસ્પના ગાદીએ આવવા પછીથી તે મહાન ઇરાની વિરલા રૂસ્તમના મરણ સુધીના ૫૨૮૦ બેતો સમાવવામા આવેલા છે. કુટાર બીરાદરોની ચટકદાર અને અભ્યાસ કરવા જોગ સ્ટાઈલમાંજ આ પુસ્તક તૈયાર થયલુ છે. શાહ ગુસ્તાસ્પના રાજ્યનો અમલ એમાં વિગતવાર સમાવેલો છે તથા કેવા ફરેબથી બહાદુર રૂસ્તમના સાવકા ભાઈ સગાદે પ્રપંચ ખેલી ઇરાનના આ ઝળકતા સેતારાની જીંદગીની જોત બુજાવી નાંખી હતી; પણ તેમ કરવા જતાં આખેર તે કેવો પોતાના પાપનો ભોગ થઈ પડયો હતો તે સુધીની વિગતો છે.

કુટાર બીરાદરોના શાહનામાંના છ વૉલ્યુમોમાં આ વોલ્યુમ હમોને કાંઇક અધિક ગમ્યું છે. અલબત આગલાં વોલ્યુમો પણ ઉંડા અભ્યાસનાં પરિણામ હતાં પણ આ વોલ્યુમમાં જરથોસ્તી ધર્મ બાબે જોઈતી વિગતો દર્શાવી કુટાર બીરાદરોએ પોતાના ઉંડા અભ્યાસનું માપ અચુક બતાવી આપ્યું છે જરથોસ્તી શાહનશાહતને નવી જીંદગી બક્ષનાર મહાન ફીરદોસ્ત તુસી અફસોસ કે મહાન અશો જરાથુસ્ત્ર સાહેબની બાબદમાં ચુપ રહ્યો હતો. હકીકીના એક હજાર બયતોનો ઉપયોગ કરવા જતાં મહાન ફીરદોસી આ જરથોસ્તી ધર્મનો સૌથી ઝળકતો વખત છોડી ગયો હતો. અલબત્ત દકીકીની સુખ્ખી સુકી વિગત બાબે ફીરદોસીને પણ બળાપો થાય છે છતાં જે બનવા કાળ હતું તે બનવા પામ્યું છે. ઢોળાયલાં દુધ પાછળ વિલાપ કરવો મિથ્યા છે.

મહાન અશો જરાથુસ્ત્ર સાહેબ માટે લખાયલી આ વોલ્યુમની પ્રસ્તાવના હમોને એટલી બધી પસંદ આવી છે કે, તેમાંના અગત્યના ફકરાઓનો ઉતારો કરવાની લાલચ હમો રોખાવી શકતા નથી. હમેશ મુજબ કુટાર બીરાદરોને તેમના આ મોટા સાહસ માટે ખરેખર અભિવંદન આપતાં એટલુંજ કહીશું કે તે મહાન બાપ બહુ જલદીથી તેમની મુબારક નેમ પાર પાડે. હાલના મોંઘવારીના વખતમાં રૂપ્યા બેમાં ફેધરવેટ પેપર પર ઉમદા ગેટ-અપ સાથનું આ વોલ્યુમ......ભલા જ્યાં પારસી ગુજરાતી સાહિત્યમાં કુટાર બીરાદરો પોતાનું નામ અમર કરવાજ માંગે છે ત્યાં બીજી ત્રીજી બાબદનો ખ્યાલ ન કરતાં એ બીરાદરો જરથોસ્તી ધર્મ માટે વધુ શોધખોળ ક્યાં કરી શકાય તથા મહાન જરાથુસ્ત્ર સાહેબની જન્મભૂમિ ક્યાં હતી તે માટે શું કહે છે તે હાલ તુરત તેમનાજ શબ્દોમાં ઉતારીશું.

"...પણ આ દાના પવિત્રાત્માની જન્મભુમિ કઈ, ક્યા ઝમાનામાં તેવણ હયાતી ભોગવી ગયા ? તે ચોકસપણે હજી જણાયું નથી. જન્મભૂમિ અને જમાનાની ચોકસ ખબરની આશા જો રાખ્યે તો માત્ર હવે બેજ ઠેકાણેથી રાખી શકાય. તે બેમાંનું પહેલું અને ઘણું આશાવંત ઠેકાણું - કહીય. ઇરાનીઓના મહાન જ્યોતિષી હકીમ જામાસ્પ, કે જેણે પણ જરથોસ્તી દીન કબુલ કીધી હતી અને જે પાદશાહ ગુસ્તાસ્પની દરબારમાં વડા વજીરનો દરજ્જો ધરાવતો હતો તેનાં દખ્માવાળી જગ્યાનાં ખંડિયેરો છે. ત્યાં પયગમ્બર સાહેબના ઝમાના અને જન્મભૂમિની ચોકસ ખબર મેળવવા શોધખોળ કરવા કરાવવાનું ઘણું જરુરનું છે અને એ ચોકસ ખબર મેળવવાનો સંભવ ત્યાંજ રહે છે.

જૂની તવારીખ જાણવાને શોકીન બનેલો આજના જમાનાનો પ્રખ્યાત ચીતારો "ફેરસત" પોતાની "આસારે અજમ" ( Ruins of Persia ) નામની ચોપડીમાં લખે છે કે, "ઇરાન સરઝમીનના ફાર્સના ઇલાકામાં આવેલાં 'ખેઝર' નામનાં પરગણાનાં રાનની નઝદીકમાં આવેલાં 'કેરાદહ' નામનાં ગામડાંથી એક માઇલને છેટે હકીમ જામાસ્પનું દખ્મું આજે આપણી નઝરે આવે છે." ફેરસત લખે છે કે "જામાસ્પના દખ્માવાળી જગ્યા, એક ટેકરી ઉપર આવેલી છે. તે ટેકરી ઉપર સાત રીટ લામ્બી સમચોરસ ચૂના અને પથ્થરની બાંધેલી એક ઘણીજ મજબુત જગ્યા છે. તે સમચોરસ મજબુત જગ્યાની નીચે અને ટેકરીનાં ભિતરમાં જામાસ્પે પોતાનું શબ મુકવા માટે દખ્મું બાંધેલું છે." ત્યારે સવાલ પુછી શકાય કે જામાસ્પે પોતાનાં શબ મુકવા માટેની જગ્યા ટેકરીનાં ભિતરમાં શું કામ બાંધી હશે? અને તેની ઉપર વળી આવી સંગીન મજબુત જગ્યા લોકોની નઝર અને ધ્યાન ચુકાવા કાંય બાંધી હશે? કેટલાક દુર અંદેશો આ બાબત એવો ખોલાસો કરે છે, કે મઝકુર દખ્મામાં જામાસ્પનાં શબને મુકવામા આવ્યું હતું એટલુંજ નહીં, પણ તે દખ્માની અંદર કોઇ બીજી એલાહેદી છુપી જગ્યાએ ઝરતોસ્તી દીનની આખાં મોઅતેબર સાહિત્યની કેતાબો અને જૂની તવારીખને લગતી કેતાબો અને વળી તે સાથે જામાસ્પે પોતે લખેલી જ્યોતિષ વિદ્યાને લગતી તેમજ તે જમાનામાં જાણીતી બીજી અનેક વિદ્યાઓની કેતાબો જાળવી રાખવામાં આવી હોવી જોઇએ. જ્યોતિષ જ્ઞાનના બળે ચોક્કસ અનુમાનો કાઢી ચોક્કસ જમાના સુધી મઝકુર કેતાબોના સંગ્રહને જાળવી રાખવા માટે કોઇ વિજ્ઞાની રીત પ્રમાણેની ગોઠવણ ત્યાં કરી રાખેલી હોવી જોઇએ. અમારૂં નાકેસ મત એ છે, કે જો આપણા પયગમ્બર સાહેબના અહવાલની અને ઝરતોસ્તી મઝદયસ્ની દીનનાં સાહિત્યની ખરી હકીકત ભવિષ્યમાં મળવા પામે તો કેયેથી નહિ પણ જામાસ્પ હકીમનાં દખ્માવાળી જગ્યાનાં ખંડિયેરોમાંથીજ મળી આવશે.

પયગમ્બર સાહેબની જન્મભુમિની, તેવણ સાહેબની હયાતીના જમાનાની અને તેવણે ફેલાવેલા ધર્મની શોધખોળ ચલાવવા લાયક બીજી જગ્યા બલ્ખ શેહર છે, જ્યાં "નઉબહાર" નું સર્વથી પુરાણું આતશકદેહ હતું તેમજ "મેહર બર્ઝીન" નામનો વગર કાઢીએ રોશન રહેતા પયગમ્બર સાહેબે પોતાના ધર્મના મોઅજેઝા તરીકે પાદશાહ ગુશતાસ્પને ભેટ આપેલા આતશને તેજ શેહરમાં ગાદીનશીન કરવામાં આવ્યા હતા. બલ્ખમાંજ ઝરતોસ્તી મઝદયસ્ની દીનનુ પહેલીવાર રેવાજ પામી હતી. અને ત્યાંજ પાદશાહ ગુશતાસ્પ અને તેનાં આખાં કુટુંબે ઝરતોસ્તી મઝદયસ્ની દીનનો સ્વીકાર કર્યો હતો. પુરાણા બલ્ખનો માત્ર ચોથોજ ભાગ હાલ વસાયલો છે બાકીના ત્રણ ભાગ વયરાન પડેલા છે. એ વયરાન પડેલા ભાગોમાં ખોદકામ કરી શોધખોળ ચલાવવાથી પયગંબર સાહેબના જમાના અને જન્મભૂમિ તેમજ તેવણના મઝહબ ઉપર કાંઈ વધારે અજવાળું પડવાની આશા રહે છે. યુરોપ કે અમેરિકાનો કોઇપણ મુસાફેર બલ્ખનાં ખંડિયેરો તપાસવા આવ્યો હોય એવું આપણે જાણતા નથી. બલ્ખનાજે ખંડિયેરો હજી તપાસ્યા વગરનાં પડેલાં છે.

## પયગમ્બર સાહેબની જન્મભુમિ.

પારસી રેવાયતો પ્રમાણે પયગંબર ઝરતોશત સાહેબની જન્મભુમિ "રય" નામની જગ્યા કહેવાય છે. પણ આજે તો "રય" એક મોટા ઈલાકાનું નામ છે. તેનાં મુખ્ય શહેરનું નામ જૂના વખતમાં કદાચ "રય" હોય અને ત્યાં પયગંબર સાહેબનો જન્મ થયો હોય. વંદીદાદની પહેલી પર્ગર્દમાં નાની મોટી સોળ જગ્યાઓનાં નામ આપેલાં છે તેમાં "રઘ" બારમી જગ્યા જે લખાયલી છે તેને પાછળથી "રય" નામ મળેલું જણાય છે. ગ્રીક ભાષામાં એને (Rhagae) લખેલુ છે. પણ જેમ ચઉદમી જગ્યા "વરેન" વિષે વંદીદાદમાં વધારે ખુલાસો આપવામાં આવ્યો છે, કે ત્યાં ફરીદુનનો જન્મ થયો હતો તેમ આ "રઘ" (રય) વિષે ખુલાસો આવતો નથી કે તેમાં પયગંબર ઝરતોશત સાહેબનો જન્મ થયો હતો. જો વંદીદાદમાં લખાયલું મળી આવતે કે "રઘ" માં ઝરતોશત સાહેબનો જન્મ થયો હતો તો પછી જન્મભૂમિના ચોકસપણાનો કાંઇ શક રહેતેજ નહિ. જૂના વખતમાં "રય" નો ઇલાકો એટલો મોટો હતો કે તે મધ્યે બેલ્ખ, બદખ્શાન અને વાખાનના ઇલાકાઓ પણ સમાઈ જાય છે. એ ઇલાકાના વિસ્તાર વિષે લખતાં એક લખનાર કહે છે કે ત્યાં ૮૦ લાખ ઘર હતાં.

વળી એ ઇલાકા ઉપર અનેકવાર અચાનક લડાઇઓની અને ધરતીકંપની આફતો આવેલી છે. કહેવામાં આવ્યું છે કે અફગાનિસ્તાનના ફિસાદ દરમ્યાન શાહજાદાઓ, સરદારો, શ્રીમંતો અને બીજા મોઆતેબર માણસો લગભગ સાત લાખની સંખ્યામાં માર્યા ગયા હતા. અમીર તયમુર લંગના રાજ્યઅમલમાં લડાઈથી જે ખરાબી થઇ હતી તે પછી રયનો ઇલાકો આગળ આબાદી મેળવી શકયો નથી. રયના ઇલાકાનું મોટું શેહેર આજે તહેરાન છે, જે આગલા વખતમાં માત્ર એક ગામડું હતું. જ્યારે આવા મોટા ઇલાકાનું નામ "રય" હતું ત્યારે તે ઇલાકામાંની કઈ જગ્યા પયગમ્બર સાહેબની જન્મભૂમિ હતી તે કહેવું ખરેખર મુશ્કેલ છે પણ "શત્રોઇહાએ અઈરાન" નામનું પહલવી પુસ્તક એ બાબત ઉપર કાંઈક અજવાળુ પાડે છે. ત્યાં "આમુઈ" નામનાં શેહેરને ઝરતોશતનાં શેહેર તરીકે જણાવેલું છે. અને એ "આમુઇ" તે "રય" ના મુલકની નજદીકમાં આવેલું 'આમુલ' શેહેર હોવું જોઇએ ત્યારે આ ઉપરથી દીસે છે એ વણનું શેહેર "રય" પ્રગણામાં આવેલું "આમુલ" શેહેર હોવું જોઇએ.

વળી કેટલાંક પહલવી પુસ્તકો પ્રમાણે પયગમ્બર સાહેબનો જન્મ મિડિયામાં આઝર બાયજાનનાં મુલકમાં થયો હતો. તેમજ કોઇ પહલવી પુસ્તક "રઘ" અથવા "રય"ને એવણ સાહેબની જન્મભૂમિ જણાવે છે આ હેરફેર જગ્યાનો ખુલાસો એક લખનાર એમ જણાવે છે "રય" શેહેર એવણનાં માતાનુ વતન હતુ, જ્યારે આઝર બાયજાનમાં એવણના બાપનું ઘર આવ્યું હતું તેથી એવણને અખારનવાર એ બેહુ શેહેરના જણાવ્યા છે. કેટલાક ફારસી લખનારા આપણા મહાન પયગમ્બર સાહેબને "હકીમ ઝરતોસ્તે બલ્ખી" કહી ગયા છે. અને તેઓની પુઠે ચાલી યુરોપના એક લખનાર તેવણને Bactrian sage એટલે બેકત્રીયાનો ડાહ્યો પુરૂષ કહી ગયો છે. પણ એ નામ બલ્ખમાં પહેલવહેલી ઝરતોશ્તી માઝદયશ્નની દીન રેવાજ પામી હતી તે ઉપરથી પણ કદાચ આપવામાં આવ્યું હોય. તેમજ વળી અમોએ લખ્યું છે કે રયનાં ઇલાકામાં બલ્ખનો ઇલાકો પણ સમાઇ ગયો હતો, તો આ વિચાર પણ નાપાયદાર નહીં કહેવાય. પયગમ્બર બલ્ખના વતનદાર હોય. વળી બીજાઓ એવણને "બલ્ખી" એટલે બલ્ખશાનના વતનદાર કહી ગયા છે. એ વિચારમાં પણ કાંઇ વજુદ હોય એમ લાગે છે, કારણકે "મેદ્દ વર્ઝાન" નામનો વગર કાંઈ બળતો આતશ, ખોદા તરફથી લાવેલી પોતાની દીનના મોઅજેઝા તરીકે પાદશાહ ગુસ્તાસ્પને ભેટ આપ્યો હતો તે પાછલા વિચારને ટેકો આપે છે. આ બાબત ખોલાસાવાર અમે આગળ આપી છે, જેથી દાનેશંદ વાંચનારાઓને તે ઉપર વિચાર કરવાને બની આવશે.

આ જુદા જુદા વિચારો ઉપરથી અમો સાર ખેંચીએ છિયે કે આપણા પાક પયગમ્બર ઝરતોશ્ત સાહેબનો જન્મ "રય" ના મોટા ઇલાકામાં આવેલા બલ્ખશાનનાં પ્રાન્તમાં અથવા તે પ્રાન્તનાં મુખ્ય શેહેરમાં થયો હોવો જોઇએ અને ત્યાંથી બલ્ખમાં પાદશાહ ગુશતાસ્પ આગળ આવી પોતાની લાવેલી દીન જાહેર કીધેલી હોવી જોઇએ......"

---

# ચિત્રમય જગત.

## માસિક.

સંપાદક—તુલજાશંકર ગૌરીશંકર યાત્રિક, વાર્ષિક લવાજમ ગ્લેઝ કાગળ રૂા. ૩-૮-૦ અને આર્ટપેપર રૂા. ૫-૮-૦.

પુના ચિત્રશાળા તરફથી બહાર પડતું આ માસિક એક વર્ષ પુરૂં કરી રહ્યું છે. આ માસિકની શરૂઆત વખતે હમો પોતે શંકાશીલ હતા, છતાં હમો જોઈ અને જાણીને ખુશ છીએ કે આ માસિક લગાર પગભર થયુ છે અને તે પોતાનું કાર્ય સફળતાથી પાર પાડતું જાય છે. નવાં વર્ષનો શરૂઆતનો અંક ચિત્રોયુક્ત બહાર પડ્યો છે. તેમાંના લેખો મનન કરવાજોગ છે. વાર્તાના વાંચનોથી નિરાળુ રહેલુ આ માસિક ધીમે ધીમે પોતાના ઉમદા લેખો ને ઉત્તમ ચિત્રોથી લોકપ્રિયતા મેળવ્યું જાય છે તે માટે હમો સંપાદકને તેમજ પ્રવરતાવનારાઓને ખરાં જીગરની મુબારકબાદી આપીશું. આ માસિકમાં આવતાં ચિત્રો આપવાનું ચિત્રશાળા પ્રેસનેજ છાજે. બીજી વ્યક્તિને તેમ કરવા જતાં હાલનો સમય જોતાં

હારીને બાજુએ બેસવા વિના છુટકજ રહે નહિ. આ ખાસ અંકમાં ઘણા વિષયો વાંચવાજોગ છે પણ ગુજરાતી...આહ, ભલા ભાઈ યાજ્ઞિક, શુદ્ધ સંસ્કૃતમય ગુજરાતીના મોટા વખાણનાર જણાય છે. પારસીઓને પણ ભાષા રસમય થઇ પડે તેવી રાખવામાં કાંઇ અડચણ છે, બીરાદર ?'

---

## ભાઈ કે કસાઈ ?

લખનાર—**મી. બહમનજી ન. કાબરાજી.**

પ્રગટ કરનાર—**મી. દીનશાહ એ. કરકરીઆ.**

પારસી નવલ કથાકારોમાં જાણીતા લેખક મી૦ બહમનજી ન. કાબરાજીની રસીલી કલમથી ભાગ્યેજ કોઈ ગુજરાતી વાંચક અજાણ હશે. મી૦ કાબરાજીનું બહાર પડેલું આ નવું પુસ્તક એક નાનકડાં પણ દીલકશ વળાંમાં વિંટળાયલું છે. આ વાર્તા આગળ "પારસી" પેપર માટે લખવામાં આવી હતી. આ વાર્તામાં એક ઘાતકી જીગરનો ભાઈ પોતાના નાનાભાઈ પર તેની થોડીક ભૂલો માટે સંગ દીલ બની, કેવો નાતરસ વેરી થઇ જાય છે તે અચ્છી રીને બતાવવામાં આવ્યું છે. તેમજ તે નાનો ભાઈ કે જે જુગાર અને બદફેલીમાંજ કપરો હતો તે એક ભલી અને નિર્દોષ નારના સમાગમમાં આવતાં કેવો ભલો બની જઈ પોતાની ભલાઈનો સુવાસ ચોમેર પથરાવે છે તેનું દ્રષ્ટાંત પણ મનન કરવા જોગ છે. વાર્ત્તામાં અહીં તહીં થોડીક ભૂલો નજરે આવે છે પણ બમનજી બાની કલમમાં એક જાતનું એવું જાદુ છે કે જે વાંચક વર્ગને સહેલથી પોતાની સાથે છેક ના છેડા સુધી ખેંચી જવાની શકિત ધરાવે છે. બધાજ લેખકોમાં આવી ઉત્તમ શકિત હોતી નથી. આ પુસ્તકની પ્રસ્તાવના જાણીતા લેખક અને અભ્યાસી મી૦ રૂસ્તમ મસાનીએ લખી તેને પુરતો ઈનસાફ આપ્યો છે. મી૦ કાબરાજી જેવા લેખકને બહારની પ્રસ્તાવનાઓની જરૂર નથી મગર તેમાં ખોટું શું છે તે હમો સમજી શકતા નથી. બીજા લેખકો પુસ્તકનું અપક્ષપાત અવલોકન કરે તે હમે આવકારદાયકજ લેખીએ છીએ. મી૦ બહમનજીના અનેક પુસ્તકોથી તદન જુદીજ ઢબનું અપટુડેટ સ્ટાઈલનું આ પુસ્તક તૈયાર થયલું છે અને ખાસ કરીને ઉંચા ગ્લેઝ કાગળ પર છપાયલું છે. જાણીતા પારસી મેકમીલન મી૦ દીનશાહ કરકરીયા કેવો ઉંચો ટેસ્ટ ધરાવે છે તેની અચુક સાબેતી આ પુસ્તક આપે છે. આ આદના કટારોમાં મી. દીનશાહ કરકરયાના સાહસ બાબે હમો પુરતું બોલી ચુકયા છીએ. ખરેજ એ ભાઇ જણાવે છે તેમ પૈસા કમાવાની નેમથી આ કામ તેમણે કર્યું છેજ નહિ. પૈસા કમાવાની ગણત્રી કરતાં પબલીશરને આવા મોટા ખરચની જરૂર જણાય જ નહિ. જાહેરખબરનો પણ છબરડો કરવામાં આવ્યો નથી. ફકત થોડીક ગણત્રીની જાહેરખબરો દાખલ કરી છે પણ તે બે કલરમાં છાપી ઓર સુંદર બનાવી છે. નાહકના ખીચડા કરતાં આવી ચુંટણી બહુ જ પસંદ કરવાજોગ છે. મી૦ કરકરયાએ તો ગેયા પુસ્તકો પ્રગટ કરવાના જ સાહાસમાં હાલને કાજ ઝીપલાવ્યું છે એટલે અલબત એ લાઇન એઓ ભાઇને પોશાતી તો હોવી જ જોઇએ. હમો તેમને દરેક ફત્તેહ ઇચ્છતાં એવાં અનેક પુસ્તકો પ્રગટ કરવા ભાગ્યશાળી થાઓ એવું ઇચ્છીશું.

---

## નડીયાદ હિંદુ અનાથાશ્રમ.

તા. ૧-૮-૧૪ થી ૩૧-૭-૧૫ સુધી.

નડીયાદ હિંદુ અનાથાશ્રમની કમીટીએ બસેં પાનાનો વાર્ષિક રીપોર્ટ પ્રગટ કર્યો છે જે આજ કેટલાક દીવસ થયાનો હમારી ટેબલ પર પડેલો છે. આ અનાથાશ્રમ બહુ સારૂં કામ કરતું જણાય છે અને ગરીબ હિંદુ અનાથ બાળકો માટે તે આશીરવાદ સમાન થઇ પડ્યું છે. સુધારા વધારાના રોહ સાથે આ ખાતું કામ કર્યું જાય છે અને તેના કાર્યવાહકો તેને નમુનેદાર કરવા અચ્છો ચાલુ પ્રયાસ કરે છે તે ખરેજ ખુશ થવા જોગ છે. હમોને સમજ પડતી નથી કે આ ખાતું પૈસાની તંગી ભોગવે છે છતાં બસેં પાનાનો મોટો રીપોર્ટ છપાવી તેમાં સાત સાત આર્ટ પેપર પરનાં ચિત્રો મુકી મોટા ખરચમાં ઉતરવાનું શા કારણે સલાહકારક ગણાયું હશે ? આ નમુનેદાર ખાતાં તરફ શ્રીમંત નર નારીઓનું લક્ષ ખેંચવાની હમો જરૂર જોઇએ છીએ.

# " મણીપુરના મહારાજા. "

## ( હિંદુ રાજ્યસ્તાનનો જુનો રંગ. )

---

### ( નવલકથા. )

લખનારઃ—કવિ ભવાનીશંકર નરસિંહરામ.

( ડીસેંબરના અંકથી ચાલુ. )

આ સમયમાં ચાંદની પૂર પ્રકાશમાં ખીલી હતી. તેના રૂપેરી પ્રકાશથી શ્વેત અગાશીની શ્વેત ભૂમિ ચકમક થતાં ચાંદીનાં પતરાંની માફક પ્રકાશી રહી હતી. પવન પણ સુગંધ યુક્ત હતો, અને મધુર મૂર્તિઓના મધુર સ્વરોથી તરૂણ પુરૂષનું મન ક્ષણવારને માટે થોડું ઘણું શાંત થયું હતું. શાંત મને કરીને સુંદર ગીત સ્વરો સાંભળવાની તેણે કોશિશ કીધી. એ ગીત—વાજીંત્રોની સાથે સંગીત વિદ્યાના તાન સૂરમાં નીચે પ્રમાણે સંભળાયા. એ ગીતો કોઇક સ્ત્રી ગવડાવતી હતી, અને રોજે મળીને બીજી સ્ત્રીઓ તેની કડીઓ ઝીલતી હતી. આજના મહોત્સવનું ટાંણું, હાથમાં ધરીને કિલ્લાના સરદારની કુંવરી, રાજ્યકન્યાને બીજી ઉત્તમ રજપૂત કન્યાઓએ રજનીનું જાગરણ કરવાની ગોઠવણ રચી હતી. તે ગોઠવણ પ્રમાણે સ્ત્રીઓનું ગીત મંડળ એકઠું મળીને આ પ્રમાણે ગીતો ગાતું હતું.

( ગીત ૧ લું )

અલી હાંરે, ઋતુ રમવાતણી.
આ એલી મચી રહી અસાડની. અલીહારે—
ઋતુ રમવા તણી.
તું જો તમે તાતો તાપ, બહુ બાફ,
જાય મોર બપૈયા ન્હાય, રે ઋતુ રમવા તણી.

( ગીત ૨ જું. )

મોહિની ! સેના ચડી છે આજે મેહની.
હૈયું હેરે આકાશની આરે હાથણી—
ઋતુ રમવા તણી.
મેઘને મનાવાને જાય મોહિની,
પ્રિતે પાણી ભરીને જાય પંખિણી. ઋતુ રમવાતણી.
મેઘની છટા ઘટાથી આ મેદનીરે,
એની શોભા લોભાય એવી બની. ઋતુ રમવાતણી.

( ગીત ૩ જું. )

આલી આજે રે, સૈયર વાદળ શોભે,
દામની દમકે રે, શશિ ફરતો થોભે,
ધરણી ધમકે રે, લોક લાખો લોભે;
સરસ રચના શોભે, ઘુઘરી ધમકે ઘણી,
ઋતુ રમવા તણી.
ગડડ ગાજે રે, પડે ઝરમર પાણી.
રમણી રાજે રે, રસીલી નિજળી રાણી;
કેલી કાજે રે, આવી રચના આણી,
જનમન રંજન જાણી, આશપુરી આપણી.
ઋતુ રમવા તણી.

ગીત ગાનારીઓ ગીત ગાવાના શ્રમે કરીને શ્રમીત થઇ હોય એમ જણાયું. વાજીંત્રો વાજતાં બંધ પડયા. ગીતના મધુરા અવાજો સંભળાતાં બંધ થયા ને તેને ઠેકાણે હાસ્યવિનોદ ને રોળ ટપ્પાં કરતી કરતી સુંદરીઓ હાથની અરસપરસ તાળીઓ આપતી વાત રસપર ચઢી; પણ એ સઘળા રજની ના રાગ રંગનો રસ રાજકન્યાને નહોતો. તે ઉદાશીનતામાં ડુબી ગઇ હતી, અને તેથી કપાળ ઉપર હાથ દઇને એક ખુણામાં ઢાળેલા સુખાસનપર મ્લાન મુખ કરીને બેઠી હતી. તેને વાજીંત્ર વજાડવાનું મન નહોતું, ગીત ગાવાની રૂચી નહોતી, ખુદી ફરવાનું મન નહતું, વાત-વિનોદ કરવાની ઇચ્છા નહોતી, એકાંતમાં રહેવાની આતુરતા રાખતી, તે છતાં તેની સખીઓના આગ્રહને–ઇચ્છાને વશ થઇને આ ગીત મંડળમાં આવી બેઠી હતી. તેને મનાવવાને-મનાવીને મનનું દરદ જાણવાને તેની ...ણીઓએ મહામહા મહેનત કરી. પણ તણે મનના અસહ્ય સંકટની વાતો મનમાંજ રાખી. શરીરની અસુખાકારી બતાવીને તેણે પ્રેમ દરદપર પ્રકાશ પડવા ન દીધો. તેન અંતર રોગ થયો હતો; અને એ રોગ તે જાણતી પણ હતી. તેની અશાંતિથી તે અજાણ નહોતી. તેના મનમાં પ્રેમાગ્નિ પ્રકટર્યો હતો. તરૂણયોદ્ધાની સુંદર મુર્ત્તિની છાપે કરીને તેનું હૃદય છલકાઇ ગયું હતું. તેના હૃદયમાં અવર પ્રેમનો અવકાશ નહોતો. એ સઘળું પૂર્વાશ્રમના સંસ્કારનું પરિણામ માત્ર હતું. એ પરિણામ ભોગવવાને પરમશ્રધ્ધાવંત પૂતળી પ્રયત્નમાં હતી. એ પ્રયત્નની ઇમારત ચણતાં તેને જે કાંઇ આનંદ થતો, ને આનંદને બદલે બીજો આનંદ લેવાની તેની આકાંક્ષા નહોતી. તે પ્રેમનિશામાં પડી સુઇ હતી. તેના ઘેનમાં તે અરધી ઉઘતી, અરધી જાગતી હતી. તે સ્થિતિ તજવાને તેની ઇચ્છા નહોતી, તેથી પોતાની સખીઓને તેમની મઝામાં પડવા દઇને પોતે પ્રેમનિશામાં પરમાનંદ પામતી સુખાસનમાં શાંત પડી હતી. સખીઓની વાતો સંભળાતી હવે બંધ પડી. રંગમહેલની રૂપસુંદરીઓ રજનીની રમત ગમતનું સુખ મ્હાણીને નિંદ્રામાં ઘસડાતી પોતપોતાના સ્થાનકને વિષે વિરામ પામવાને ચાલી ગઇ, એટલે આગળની માફક સર્વ સ્થળે શાંતિ પ્રસરાણી.

તરૂણયોધ્ધાના કાનમાં હજુ સુધી રૂપસુંદરીઓના ગાયનના ઝણઝણાટ થતા હતા. તે ઝણઝણાટમાં પોતાનું સઘળું ભાન વિસર્યું થયું હતું. મિનારાવાળી મૂર્તિના સ્મરણ સુખ આગળ બીજાં સઘળાં સુખ તેને સ્વપ્નવત્ લાગતાં હતાં. એવી મનહરણ મૂર્તિની પ્રત્યક્ષ ઝાંખી તો ન થઇ પણ તે રૂપસુંદરીના મીઠા સ્વરોનું પાન તો કરી શકયો. તે સુધાપાનથી તેની આંખો ચમકવા લાગી. તેનું મન શાંત્તિ પામ્યું અને ઉછળતું હૃદય ઘણે અંશે ઠરી ગયું. તે હવે કાંઇક આશામાં–કાંઇક નિશામાં અગાશીપરથી શ્રમીત થયેલાં માણસની માફક હળવે પગે ઉઠયો ને મિનારાવાળે સાંકડે માર્ગે થઇને પોતાના દિવાનખાનામાં દાખલ થયો. ત્યાં પીતળની દીવીઓમાં ઝગઝગ દીવા બળતા હતા. દિવાનખાનાની ભીંતોપર પૂર્વગતી પ્રમાણે પરાક્રમી પુરૂષોનાં ચિત્રો દેખાતાં હતાં. આ ચિત્રો તે ચિત્રોજ હતાં. તેમની સમક્ષ–તેમની સાક્ષી વચ્ચે પ્રેમની બાજી રમતાં તેના મનમાં બેચેની કે બેઅદબી કાંઇજ ન દીસી, કારણ કે તરૂણ પુરૂષ જાણતો હતો કે, ચિત્રો તો કાગળને રંગ બેરંગી શાહીથી ચિત્રેલાં ચિત્રોજ છે. હવે તે પોતાને માટે બિછાવી રાખેલાં બિછાનામાં નિરાશાભેર પડયો ને અરધો ઉંઘતો, ને અરધો જાગતો, મિનારાવાળી મૂર્તિના ધ્યાનને લીધે વશ થઇને તેનાંજ સ્વપ્ન નિહાળતો તે ભર ઉંઘમાં પડયો. પ્રેમનિશાનું કેવું પરિણામ છે ?

---

## પ્રકરણ ૧૯ મું.

### "પ્રેમ મસ્ત પદ્મણિ."

પ્રભાત થયું. પચરંગી પંખિયો વૃક્ષડાળોની ટંગેલી ટોચ બાંધેલા માળામાંથી. પાંખો ફફડાવતાં પોતપોતાનું ઉદર પોષણ કરવાને-ચારો શોધી લાવવાને ચારે દિશા ભણી ઇચ્છાનુસાર ઉડવા લાગ્યાં. નિર્દોષ પશુઓ ઉંચા તરૂવરથી છવાયેલાં રાનમાં રમતાં ગેલ કરતાં—નાચતાં કુદતાં આમતેમ રઝળવા લાગ્યાં. હિંસક પ્રાણિયો હિંસા કરવાને માટે ને નિર્દોષ પશુ—પંખિઓને પોતાની જાળમાં ફસાવવાને હિકમત કરવાના પ્રયત્નમાં પડ્યા. પશુ પંખિ કરતાં ઉંચી બુદ્ધિના પ્રાણી તરીકે પ્રસિદ્ધ થયેલાં મનુષ્યો મોહ નિદ્રામાંથી જાગૃત થઇને અનેક પ્રકારના પ્રપંચમાં પડ્યાં. સુર્યોદય થયો. સર્વ જગતના શા ક્ષરૂપ પ્રકટ ભગવાન સવિતા નારાયણે દર્શન દીધાં. એટલામાં આખી રાત્રીમાં—પ્રેમનિશામાં ગળકાં ખાઇને પ્રેમરસનું અમૃતસમાન પાન કરીને શાંતિસુખ પામેલો. તરૂણ યોધ્ધો બિછાનામાંથી આળસ મરડતો મરડતો જાગૃત થયો. આખી રાત્રીના ઉજાગરાને લીધે મનમાં થયેલી ન્હાના પ્રકારની ઉથલપાથલને લીધે સુસ્ત થયેલો સિંહ પુરૂષ આંખો ચોળતો, બગાસાંપર બગાસાં ખાતો. ઝંડપથી બેઠો થયો ને પ્રત્યક્ષ ભગવાનને માથું નમાવી, હસ્ત જોડીને પ્રસન્ન થયો. જરાવારમાં શૌચકર્મ કરી લીધું ને સ્નાન પૂજા વિગેરે નિત્યકર્મમાં વૃત્તિ લગાડી દીધી. રજપૂત સિપાહીઓ ક્ષાત્ર ધર્મને અનુસરીને વૈદિક કર્મ પર આસ્તા રાખે છે, એવી આસ્તા આપણા તરૂણ પુરૂષમાં પણ હતી, એટલામાં કેટલાક મિત્રો સાથે સાલાદાર સ્વાર ને તીરંદાઝ સાહેબ આવી પહોંચ્યા, ને તરૂણ પુરૂષ સાથે નવા મિત્રોની મુલાકાત કરાવીને પ્રભાતના રામરામ કીધા. રામરામ કરવાની રૂઢિ રજપૂતોની અંદર સાધારણ છે. ઘડી બે ઘડી બેઠા. હોકાપાણી ગડગડાવ્યા, અને એવી રીતે બીજી કેટલીક અરસપરસની સરભરા થઇ રહી, એટલે સર્વે મિત્રમંડળી "પ્રેમ મસ્ત પદ્મણી" નાં દર્શન કરવાને માટે તેની પ્રખ્યાત પર્ણકુટી ભણી સિધાવ્યા.

"પ્રેમ મસ્ત પદ્મણી" ની પર્ણકુટી કિલ્લાના લોકોના મનથી પવિત્ર ને પ્રસિદ્ધ સ્થળ હતું. કિલ્લામાંજ નહિ પણ તેની આસપાસના પ્રદેશમાં આ યોગમાયાનું મોટું નામ ને મોટી માનતા હતી, તેની પર્ણકુટી કિલ્લાની નજદીક નદી પાસેની ઉંચી ટેકરીપર આવેલી હતી. એ ટેકરીની આસપાસ ઘાડી ઝાડી હતી, અને એ ઝાડીમાં કિલકિલાટ કરતાં પંખિઓના અવાજો ઝુંપડીમાં બેઠાં બેઠાં સાંભળીતા હતા. ઝુંપડીની ચારે કોર મોટું મેદાન આવેલું હતું, અને એ મેદાનમાં સુગંધિદાર પુષ્પોના રોપા રોપેલા હોવાથી ત્યાંની હવા રાત્રીદિવસ મ્હેકી રહેતી હતી. નદિના એકસરખા પ્રવાહનો ખળખળ થતો અવાજ કાનને મધુર લાગતો હતો, અને હરણાં તથા સસલાં આદિ પશુઓ અહિં તહિં ઠેકીને નિર્ભયતાથી ગેલ કરતાં નજરે પડતાં હતાં. મોર, મેના ને પોપટોની ન્હાની ન્હાની ટોળીઓ પોતાની ભાષામાં ગીતો લલકારતી અહિં તહિં સ્વેચ્છાનુંસાર ઉડતી હતી, અને ઉદાશીનતામાં પડેલાં મનુષ્યોને ઇશ્વરની ઐશ્વર્યતાનું ભાન કરાવીને આનંદ આપતી હતી. આવા અદ્ભુત દેખાવથી તરૂણ યોદ્ધાને પરમાનંદ પ્રાપ્ત થયો ને ઝુંપડીમાં પ્રવેશ કરીને શાંતિ પામ્યો. ઝુંપડીમાં ખરૂં જોતાં આનંદ છુપાઇ રહ્યો હતો. એ સઘળો પ્રતાપ પ્રેમ મસ્ત પદ્મણીના તપનો હતો. તેની ઝાંખી કરતાં ગમે તેવાં પાપી જનનાં પાપકર્મ બળી જતાં ને તે મનુષ્ય ક્ષણમાં પાવન થતો હતો.

દેવીની ઉમર સાઠેક વર્ષની હશે એવું અનુમાન જોતાંવેંત થતું હતું. તેનો દેખાવ પ્રચંડ, ગંભિર મુખમુદ્રા ને તેના મ્હોડાપર અહોનિશ બ્રહ્માનંદની છાપ પડી રહેતી હતી. માથાંના વાળ છુટા હતાં; અને શરીરપર ભગવારંગની ઠેઠ પગની પાની સુધી પહોંચે એવી કફની પહેરી હતી. આખો દિવસ તે પ્રભુ પ્રાર્થનામાં રહેતી અને આ જગતની અસાર વાતો સાંભળવામાં અભાવ રાખતી હતી. પ્રભુ પ્રાર્થના એજ તેનો ખોરાક, એજ તેનું જીવન. એજ તેનું સાધન અને એજ તેનો રાત્રી-દિવસનો ઉદ્યોગ હતો. તે જાતે ઉંચકુળની ક્ષત્રીયાણી હતી, અને પોતાના પતિના પરલોક વાસ પછી, વૈરાગ્યવૃત્તિ ધારણ કરીને આ શાંત-વૈરાગ્ય દશા પામી હતી. સ્વામિ પાછળ સતિ થવા કરતાં, તેના ગુણકથનનું સ્મર્ણ કરીને પ્રભુ પ્રાર્થનામાં જીંદગી ગાળવાનું કામ પરમ પવિત્ર ને પતિવ્રતાને ઉચે પદે પહોંચાડે એવું પુણ્યકારી છે. આ પૂણ્યમુર્તિની ઝાંખી કરવાને માટે કિલ્લાના રજપૂત સિપાહીઓ વારમવાર ઝુંપડીમાં આવતા, અને ભગવત્ ભજનમાં ભાગ લેઇને પોતાનું ભવિષ્ય જાણવાની પ્રાર્થના ભણતા હતા. આ **"પ્રેમ મસ્ત પદમણી"** ની ભવિષ્યવાણી ઘણીવાર ખરી પડતી એવું લોકોમાં મનાતું અને તેની એ ભવિષ્યવાણી કથવાની શકિતપર ઘણા લોકોને ભાવ-શ્રધ્ધા હતી. કેટલીકવાર સંસારના કલેશથી કંટાળી ગયેલા રજપૂતોનું નશિબ પારખીને તેમનો કલેશ હરતી અને કેટલીકવાર તેમની જીંદગીમાં આવી પડનારી જંજાળોની અગમચેતી કરીને તેમાંથી બચવાની ચેતવણી આપતી હતી, તેથી લોકોમાં તેમાં મુખ્યત્વે કરીને રજપુત સિપાહીઓમાં આ **પર્ણકુટીની પદ્મણી** "પર સારી પ્રેમભકિત હતી. આપણા **તરૂણ પુરૂષ** અને તેના સાથીઓએ જઇને આ યોગમાયાને દંડવત્ પ્રણામ કીધા. તેના જવાબમાં દેવીશ્રીએ શિર હલાવીને જાણે આશિર્વાદ આપતી હોય, એવી રીતે એક હાથ ઉંચો કરીને પરોણાઓને આવકાર આપ્યો.

ઝુંપડીની રચના સાદી હતી. સ્વચ્છ માટીની ભીંતપર **રામાયણું** અને **મહાભારતના** મનન કરવા યોગ્ય મહા વાકયો મોટા મોટા અક્ષરોથી બાળબોધ લીપીમાં લખેલા હતા. ભોંયપર તરૂઓની છાલો અને મૃગચર્મ પાથરેલાં હતાં, જેપર બેસીને **તરૂણ યોધ્ધો** આનંદ પામ્યો. જાણે તે એકાદ તપોવનમાં આવેલો હોય, એવું તેણે જાણ્યું અને દેવીશ્રીના તપના તાપથી તે દબાઇને રાંક થયો હોય, તેની વિકારયુક્ત ઇંદ્રિયો, શીતળતા પામી હોય; એવી સ્થિતિમાં તે આવી પડયો. દેવીશ્રીના હાથમાં એકતારો તંબુરો હતો. તેના તાર ચઢાવીને પોતાના પીઉ જે પરિબ્રહ્મ તેના પ્રેમ ગીતો ગાવાનો પ્રારંભ કીધો.

" હમતો જોગી પ્રેમકા, પ્રેમ હમારો દેશ, "
" શુંદ્ધિ ન પાઇ પીયુકી, તબ લીન્હો યહ વેષ. "
ન થા માલુમ કિસ્તમેં, હમારે. ખાક સારીહે.

( ૨ )

તન સુકી મન દગ્ધ ગયો, રગેં સુક ભઈ તાર;
રોમ રોમ સુર ઉઠત હૈં, બાજત નામ તિહાર.
પીયુકા પ્રેમકી પ્યાસી, યહી આવાજ જારી હૈ.

( ૩ )

દેહ સુકી પીંજર ભઇ, રકત રહ્યો નહિ માંસ;
ખાલી જીઉડા રહ ગયો, વાકી ભી નહિ આશ.
અજલ લારે ખબર જલદી, હમારા અંત ભારી હૈ.

( ભજન. )

( ૧ )

રટત રટત રસના થકી, તૃષ્ણા ન રહી અબ અંગ;
તુલસી ચાતક પ્રેમકે, નિત્ય નુતન રૂચિ રંગ.
દિલોપેરે ખાક ઉડતી હૈ, મગર મુહપર સફાઇ હૈ.

( ૨ )

એસો પાવક પાઇહું, દુર વસે વ્રજરાઇ;

**તરૂણ યોદ્ધાના** હૃદયમાં કરૂણા ભરેલી કંપારી ન આવી, કારણ કે તે કાળનાં દેશી સંસ્થાનોમાં કેદીઓની સ્થિતિ કંગાળ ને કરૂણાભરેલી રહેતી, અને દિન ઉગે એવી સ્થિતિ જોવાની તેને ટેવ પડવાથી તેની આંખોને એવા દેખાવોથી કાંઇજ આશ્ચર્ય થાય તેમ નહોતું.

**તરૂણપુરૂષે** આ કોટડીમાં અનેક કેદીઓને રીબાતી સ્થિતિમાં જોયા; અને તપાસ કરતાં તેમની પાસેથી જાણી લીધું કે પોતાની સાથે "સ્વર્ગ ભુવન" ના સંગાતી તરીકે થોડા દિવસ સંગાથમાં રહ્યા હતા તે કેદીઓ આ જીવતાં નર્ક દ્વારમાંથી સ્વતંત્રપણું મેળવવાને શક્તિમાન થયા હતા. **ભાલાદાર સ્વારે** રાની બિલાડા તરીકે ઓળખાયેલા એકવારના કમનસીબ પ્રાણીઓ આ અંધારી ગુહાની અસ્વચ્છ હવામાંથી એકાદ ગુપ્ત માર્ગે થઇને—ચોકીદારોની નજર ચુકાવીને સ્વતંત્રપણાની સ્વચ્છ ...ના લેવાને સ્વતંત્ર થયા હતા. એ તેમના પારબ્ધના ખેલ **યોદ્ધાઓ** માન્યા.

તેઓએ હવે સદાયને માટે આ અરૂચી ઉપજાવે એવાં સ્થળને રામરામ કીધા હતા. તેમની ન્હાસવાની ચતુરાઇ આગળ ગમે તેવો ઘોડેસ્વાર ન્હાસી જવાને અશક્ત હતો. તેમની હિંમત આગળ ગમે તેવો હિંમતવાન હથિયારબંધ સિપાઇ ખરે સમયે હઠી જતો હતો. એ રાની લોકોની એવી ધૈર્યતા, એવી ચપળતા ને દઢતા જાણીને **તરૂણ યોદ્ધો** બહાર ભોંયરાની ઉપર આવ્યો. જાણે યમ દુતોના નિવાસ સ્થાન રૂપ પાતાળમાંથી સદાય તેજસ્વી સૂર્યના સોનેરી કિર્ણો પ્રકાશે છે, એવા સ્વર્ગમાં આવ્યો હોય એવો હવે તેનો ભાસ થયો. ભોંયરાની અસ્વચ્છ હવાએ કરીને તેનું મગજ અશાંત હતું. પૃથ્વીપરની સ્વચ્છ હવા શ્વાસોશ્વાસમાં લીધાથી પૂર્વ સ્થિતિ પ્રમાણે તેનું મન શાંત થયું. આ તકે **ભાલાદાર સરદારની** અને બીજા રજપૂત સિપાહી-સરદારોની સાથે **તીરંદાઝ સ્વાર** આકાશને પાતાળ એકઠાં કરી નાખે એવા તડાકા-ભડાકા મારતો હતો. સજ્જન પુરૂષોની અક્કલ શુન્ય મારી જાય, એવી અને **"સાજા માણસોને તાવ આવે"** એવી વાતો સાંભળીને તેના જોડીયા મિત્રોનું હસવું ચોભી શકાતું નહોતું. તેણે આ તરફથી તરફેરોને પકડી પાડવાની અનેક તદબીરો જાહેર કીધી. હવામાં હથિયારો ઘુમાવ્યાં. મૂછોના આંકડા મરડયાને જાણે કેવાંય પરાક્રમો દર્શાવવાનું તેનામાં પાણી હોય, એવા તડાકા ફડાકા માર્યા પણ **"રાઈના ભાવ તો રાતે વહી ગયા હતા."** અશીણથી ટેં થયેલા રજપૂતો ઘોડાઓને મિથ્યા શ્રમ આપીને ટપકતા પરસેવાથી આમ તેમ અથડાઇને કિલ્લાની છાવણીમાં આવી પહોંચ્યા. પાયદળ સિપાહીઓ પણ મોઢે લોટ ઉડે એવી હાલતમાં થાકથી ટેં થઇને પોત પોતાની કોટડીઓમાં આવીને પથારીપર લાંબા ટાંટીઆ કરીને પડયા. કેદીઓ તો હાથતાળી આપીને ગયા તે ગયાજ તે છેવટના ગયા હતા. તેને પકડી પાડવાની આશા નહોતી. ફડાકામાર સિપાહીઓએ ફોકટનાંજ ફાંફાં માર્યાં હતાં, ને સરદારો નાહકના શ્રમીત થયા હતા. આવા બનાવો દેશી રાજ્યોના બંદિગૃહોમાં બહુવાર બને છે અને તે વગર ઘોંઘાટે પસાર પણ થાય છે. એટલામાં કિલ્લાના ઉંચા મિનારાના ઘડિયાળમાંથી મધ્યાન કાળનું ભોજન વેળા બતાવનારો ઘંટ વાગ્યો ને તેથી **તરૂણ યોધ્ધો** અને તેના સંગાતીઓ પોતાના ઉતારા ભણી ત્વરિત ચાલ્યા. **તીરંદાઝના** પેટમાં ક્ષુધાને લીધે હાથ હાથના ખાડા પડયા હતા. ને તે ખાડા પુરવાને માટે ઉતારાપર જલદીથી પહોંચવાને માટે તેણે લાંબા લાંબા પગલાં ભર્યાં ને ક્ષણવારમાં તેઓ સઘળા આશ્રમસ્થાનને વિષે, પહોંચીને જઠરાગ્નિને તૃપ્ત કરવાની ગડબડમાં પડયા. જઠરાગ્નિ! તારો સર્વદા જય હો!"

---

# " અરી ઓ વનિતા ! "

લખનાર " હરમીસ. "

" મિનાઇ મજાકુ—મધુરિકા—ક્યાનિ કિર્તન, તથા સગન સંગિતના કર્તા. "



વિચારી ઓ વનિતા રે, કાં તું વિખ રાખે મન ?
અરે તે વિખ રાખીને, કાં ત્હારૂ રે તાવે તન ?
કદિ તું વિખ રાખીને, ભલે ફાવે જરાએ પણ
અગન તે વિખની બળશે, નહિ કરશે ખરે તું સહન.
ભલે જો વિખ બળવાથી, તુંને જો શિખ તે આપે
આદર કરશું ખરે તેનો, ત્હારા દુર્ગુણો જો કાપે !
જન્મ તેં ' માત ' થી લીધો, જવું ત્હારે પરાયન ઘર
તેના પ્રારંભનો આધાર, સદા રહેશે ત્હારા સર પર.
કદિ આ વિખના મૂળને, કદિ ના રોપ, ભિત્તર માંહે,
હજારો હોય ઉગલાં ઝાડ, ઉખડે તું અગર ચાહે.
પ્રભુએ તુંને આપી છે, કેવી રસની ભરી કાન્તી
સોમળના કહેરને કાપી, ફેળાવી લે ખરી શાન્તિ. ?
નજર દઇને " સીતા " ની યાદ, કરીને તું સદા તેમ ચાલ,
વળિ " રાધા " ના દ્રષ્ટાંતને ફરી, ફરી ફરીને ભાલ !
હજારો ગુણ આદી તુજમાં, " નજરમાં તું સદા સાડી "
જગતની તુંજ માયા છે, રૂડા રૂપાની તું વાડી !

# LIFE OR DEATH?

*"To Be or Not to Be,—*
*That is the Question."*
*Hamlet.*

**( A leaf from "My Seven Years in England." )**

*By—Trimbakrai Jadavrai Desai, Bar-at-Law.*

The quality of 'रजस्' was getting preponderance in me. 'प्रवृत्ति.' was taking the place of 'निवृत्ति' *Physical Activity* was vying with *Mental Activity.* Up to 1895, I had been a constant reader of the *Atma-bodha,* the *Tattva-bodha,* the *Upan nishads* and the *Bhagavad-Gita.* The *Maha-vakyas,* "अहं ब्रह्मास्मि" and "तत्त्वमसि" were written on my brain, and were constantly-repeated by me as the cream of the *Vedanta Philosophy.* I had also tried to realise their import as far as I could. I was, in fact, too much devoted to 'ज्ञानयोग'. Swami Shri Vivekananda, however, was exhorting me to practise 'कर्मयोग,' as in ancient times Shri Krishna had exhorted Arjuna, after teaching him the whole of the Gita, to take up arms and fight, as it was his duty as a Kshatriya to do so. I now began to read almost every day the 3rd Chapter of the Gita on 'कर्मयोग,' and became an 'active man-" सत्वं सुखे संजयति रजः कर्माणि भारत। ज्ञानमावृत्य तु-तमः प्रमादे संजयत्युत" ॥ If we cannot be in '*Sattva,*' it is at any rate better to be in '*Rajas,*' rather than in '*Tamas*'. I, therefore, preferred to be established in *Aristotle's Golden Mean.* It was so difficult for ordinary mortals to attain the state of *Brahman* and to remain in it that I thought it far better to believe in God as *ordinary* people generally do, and as an *Ego* to go on with the duties before me. I also thought that the degradation of the Hindus was chiefly due to the killing out, or at any rate trying to kill out the *Ego.* The *Ego* meant consciousness, and existence. It was, in fact, the chief principle of Life. We have been constantly exhorted to do away with 'अहंकार' or *Egoism.* Quite right; but we must understand that it is because we may rise higher and higher by extending its significance till the Universal 'अहम्' in "अहं ब्रह्मास्मि" may be realised by us; and still further, on the disappearance of even that extensive "अहम्', we may ultimately merge into *the Infinite Brahman,* when perfect tranquility is established. No doubt, "अहंकार" is

a limitation and it makes us finite; but even in that finite state we have some life and some consciousness present in us. Our 'अहंकार' is elevated with our elevation, and it expands with our expansion. Thus, a man, who says "अहं वैश्योऽस्मि" and tries to act like a *Vaishya*, aims at something higher than the man who says "अहं शूद्रोऽस्मि", and tries to act like a *Shudra*. He raises himself in moral worth and elevation of character as he says "अहं क्षत्रियोऽस्मि" and "अहं ब्राह्मणोऽस्मि", and tries to act as a true *Kshatriya*, and latterly as a true *Brahmana*. He can at this rate go on *identifying himself with something* still higher and nobler till he cries out "अहं ब्रह्मास्मि॥". No doubt ultimately even this extensive self-assertion may, with advantage, merge into mere Blissful Consciousness of Universal Existence, but what I mean to say is that consciousness of one's own existence must on no account be sacrificed. A man who believes himself to be a *fool* is far better than the man who believes himself to be a *nonentity*. To be so is to be worse than a block of wood or a piece of stone. The former *positively* asserts his existence even as a *fool*, while the latter denies it altogether. No doubt it is far better to be a *wise man* than a *fool*, but it is something even to be a *fool* rather than a *nonentity*. Thus, I thought that the constant teaching of the Hindoos about destroying 'अहंकार' as a virtue, as in 'अष्टाभिर्यस्य कृत्स्नं जगदपि तनुभिर्बिभ्रतो नाभिमानः,' 'तस्मै स्मयावेशविवर्जिताय,' 'निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी,' 'अहंकार विमूढात्मा कर्ताहमिति मन्यते,' 'यदहंकारमाश्रित्य न योत्स्य इतिमन्यसे। मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति॥" &c If was of late misunderstood and misapplied by the masses of our people. If virtue lay in merely denying one's own individuality, why should the *Vedanta* assert, finally, *The Grand Sentence*, "अहं ब्रह्मास्मि॥"? What does the *Great Shankaracharya* teach us in the following? "निषिध्य निखिलोपाधीन्नेति नेतीतिवाक्यतः। विद्यादैक्यं महावाक्यैर्जीवात्म परमात्मनोः" ॥ What does the greatest of our religious teachers again say in the following? "मनोबुद्ध्यहंकारचित्तानि नाहं न च श्रोत्रजिव्हे न च घ्राणनेत्रे। न वाक् पाणिपादौ न चोपस्थपायु चिदानंदरूपः शिवोऽहं शिवोऽहम्॥" He says that he is not this, he is not that, &c., but ends with *the Grand Finale*, as *positively* and as emphatically as he can, "*I am Shiva, I am Shiva—Whose form is Consciousness and Blessedness*"

We Hindoos of the present time, neither thoroughly educated nor thoroughly uneducated as we are, have learnt to deny this and to deny that of ourselves, but have not learnt to assert what *Shri Shankaracharya* finally asserts of himself in the boldest terms, viz. "अहं ब्रह्मास्मि" i.e. "*I am Brahman*" We want *Positiveness* rather than *Negation*. I learnt to practise this *Positiveness* about myself from Swami

Vivekananda, although I was not quite able to realise the *Grandeur* and *Majesty of the Divine Spirit* within me. Still I thought I might gradually progress towards *Life* and *Light* and *Joy* by beginning wlth ordinary *self-assertion.* "सत्" has been thus defined by Shri Shankaracharya:-

कालत्रयेऽपियत्तिष्ठति तत्सत् ॥" Our aim ought to be to become a *Satpurusha.* We must be like *the One that existeth in all times.* We must not, therefore deny our existence, and meanly and falsely say that we are *nonentities.* On the contrary, *we must,* like Europeans, assert ourselves and be vividly conscious of our own *individualities.* Although we may thereby make ourselves *finite* ("परिच्छिन्न"), it is still far better to do so than what we have been doing as a nation, by denying our existence, for the past good many centuries. Let us regard it as a sacred religious *Duty* to learn from our *Gurus* the true meaning of "अहं ब्रह्मास्मि," "तत्त्वमसि," "चिदानंदरूप: शिवोऽहं शिवोऽहम्" *&c. Self-respect* has been crushed out of us by persistently identifying ourselves with *Nonentities. Respect yourselves and the world will respect you.* Cry out, if you can, to the top of your voices, the Grandest of all Sentences, viz. "अहं ब्रह्मास्मि". *Identify yourselves with God rather than with the Devil.* Make a *Constant Practice* of it. Hark what *Shri Shankaracharya Maharaja* says:—

"एवं निरंतराभ्यस्ता ब्रह्मैवास्मीति भावना।
हरत्यविद्याविक्षेपान् रोगानिव रसायनम् ॥"

The *Salvation of India* lies in this "उत्तिष्ठत, जाग्रत, प्राप्यवरान्निबोधत ॥" *Arise, awake! and stop not till the Goal is reached. Aryans! realise your God-hood or Brahman-hood!*

---

# કર્મની કહાંણી !

( એક ટુંકી વાર્તા. )

ગુલશન મારેખાસ.

માણેક જમાવાળા ચીનના રેસટોરામાં અાગમાંની એક ખુણામાંની ટેબલ આગળ બેસી પોતાની બાજુમાં પડેલા વ્હીસકીના ગ્લાસને ટગર ટગર ટીકતો હતો. તે ઉંડા વિચારમાં પડેલો જણાતો હતો. ધીમેથી તેણે પોતાની નજર પોતાની ટેબલ પર તેની સામે બેઠેલી સ્ત્રી તરફ ફેરી. તે તો હસી હસીને પોતાના દાડમની કળી જેવા દાંતો બતાવતી શામ્પીનનું ગ્લાસ ઘણીજ નાજુકાઇથી સીપ કરતી હતી.

'લુક ડીઅર, જર, આ કાબરાટાબરાંથી હુ તો હવે સદંતર કંટાળી ગયો છું... બોસ ! ડોળા ના ચઢાવ ! હું ખરૂં કહુંછ કે હવે એ ચાલુ ડીલ હુ ખમી શકતો નથી. યાદ રાખ કે તું જો મને ઠગતી હશે !—યા તો બે બાજુ ઢોળકું વગાડવાની પેરવી કરતી હશે તો—'

'હંબગ !' તે બાનુ ચીચવાઇ. 'તું શું બકેછ તે હું સમજીજ શકતી નથી ! બલા, મને કહેશે કે એ બે બાજુનું ઢોળકું વગાડવામાં મને શું ફાયદો છે ?'

તેનાં ભવાંનો ચિલ્લો ચઢી ગયો. એક પળ સુધી તેણે તેણી તરફ ટગર ટગર જોયું ને પછી ધીમેથી બોલ્યો,

'મને તેમ માનવાને કાંઇક કારણ મળ્યું છે. મેં પોતે કાને કાન સાંભળ્યું છે–એટલે મને લાગ્યું કે રખે તું દુમશ અયડાવાનો ધંધો લઈ બેઠી હોય ને મને ને પેલા ને–'

'પેલો કોણ ?'

'કોણ વળી ? હું ને જમશેદ બોગો !'

'તું એ ગોળ ગોળ શું બોલેછ તે હું મુદ્દલ સમજતી નથી !' તેણી તુચ્છકારથી તેના તરફ જોતી બોલી. 'તું સારી પેઠે જાણેછ કે મને ને મી. જમશેદ બોગાને ઉભે દીઠું બનતું નથી. હમો એકમેક નાં હાડહડતાં વેરી છીએ છતાં—'

'સંજોગ ને સ્થિતી દુન્યા બદલી નાંખેછ તો પછી તારા જેવીના શા ભાર ?' તે કડવાસથી બોલ્યો. 'ધાર કે તે પોતાની મીસીસને પાછી બોલાવવા માંગતો હોય ને તેમ કરવા તે તને સારી જેવી રકમ આપે તો તું શું કરે ?'

'પણ તેણે તેમ કીધું નથી ને ?' તે સ્ત્રી પુકારી. તેણીના આંખોમાં ગુસ્સો ઝળઝળી રહ્યો ને તેણીનો સુંદર ચહેરો લાલ લાલ થઇ ગયો. ભારે ક્રોધના આવેશમાં તેણી કાંઇક બોલવા જતી હતી પણ તુરત ચુપ રહી. તે મકકરેબાજ હતી અને દુન્યા કેવી સફાઇથી ખવાય છે તે તે અચ્છી રીતે જાણતી હતી, ધીમેથી તેણીએ તે કારણે જણાવ્યું,

'ગુલને તું તારો મરજી મુજબ સીસામાં ઉતારવા માંગતો હોય તો તેમાં મને કશો વાંધો નથી !'

'માઇ ડીઅર, તેમ કરવું તને પાલવે તેમ નથી !' તે તુચ્છકારથી બોલ્યો. 'ચાલ, લાહેરી ના કર. આપણ એકમેકને મારામારી કરવી તથા મજાક કરવી પાળવે તેમ નથી. હું તને પૈસા આપવા ના પાડતો નથી પણ નકામો વખત જાય છે તે મને પાળવતો નથી. આઇ ટેલ યુ, જર,' તે પોતાનું ગ્લાસ પાછું બાજુએ મુકતો બોલ્યો. 'હું તદન કંટાળી ગયો છું.'

'પણ માઈ ડાયર ફ્રેન્ડ, તેમાં મારો શું કસુર છે ?' તેણીએ પ્રોટેસ્ટ કીધો, 'પેલો બુળખ બોગો કેટલીક જઈ મરતો નથી તેમાં હું શું કરૂં ?'

'ઓહ ! એ છુટા છેડાની ફર્યાદ માંડે ત્યાં સુધી થોભવા જતાં જમાનો વહી જશે. હું ધારૂં છું તે મુજબ તો તેમ કરવાની તે સહજ પણ ઇચ્છા રાખતો નથી.'

'કારણ...એટલે ? તેણે પોતે ગુલને કહ્યું હતું કે—'

'બાહ ! એક અદેખા ને ઉશ્કેરાયલા શખ્સના બોલપર કેટલો મદાર બાંધી શકાય? તુંજ વિચાર કર કે તે જો છુટા છેડા મેળવવા માંગતો હોત તો ગુલ તેને છોડી ગઈ તે અઠવાડીયેજ તેમ કરી શકતે. તું જાણેછ તેમ ગુલે તેને જણાવ્યું હતું કે તેણી કદીબી કોર્ટમાં પોતાનો બચાવ કરશે નહિ અને તે સાથે તેણી ચાલુ મારી સાથે ફરતી રહી હતી છતાં—'

'તેથી શું ?'

'તેથી એમ કે' તેણે ખભાં ચઢાવી જણાવ્યું. 'શાંત મને વિચાર કરતાં તેને પોતાની વાઇફની બેવફાઈના કશા પુરાવા ન મળ્યા હોય. હાલની મારી ખબર મુજબ તો તે પોતાની વાઇફને પાછી બોલાવવા બહુજ તલપી રહ્યો છે.'

'તને કોણે કહ્યું ?' તેણીએ અધીરાઈથી પુછ્યું.

જવાબ ન આપતાં તે પોતાની મૂછો મરડતો તેણી તરફ ટગરટગર જોવા લાગ્યો.

'માણેક, તને કોણે કહ્યું ?'

'મને રૂસ્તમ વાડયાએ જણાવ્યું' તેણે ધીમેથી કહ્યું. 'ગયે અઠવાડીયે તે મોનજીનીને ત્યાં પેગ લેતો હતો ત્યારે તેણે પોતાની ટેબલ પાસે જમશેદ અને બાનુ વછીદારને આઈસક્રીમ લેતાં જોયાં. જમશેદે રૂસ્તમને ઓળખ્યો નહિ કેમકે તે પીઠ કરીને બેઠલો હતો પણ—'

'રૂસ્તમે શું વાત સાંભળી ?'

'તેની વાતનો સાર એ છે કે જમશેદ પોતાની વાઇફને પાછી બોલાવવા માંગે છે અને તે માટે તે કોઇબી ભોગ આપવા તૈયાર છે. બાનુ વછીદાર તેઓ બન્ને વચ્ચે સુલેહ કરાવનાર છે. તેણી ગુલને સમજાવી તેણીના ધણીને ત્યાં લઇ જનાર છે અને તે બાબેનું વચન પણ તેણીએ જમશેદને આપ્યું છે.'

'એમ !' તે અદેખી સ્ત્રી ધિક્કારથી ફીકકુ હસી બોલી 'ને પરથી તેં ધાર્યું કે હું તેમને જઈ મળી છું ?'

તે જવાન હડક્યો. તેનો ચહેરો કાળો ઠણક મારી ગયો હતો. તે આમ તેમ ફર્યો અને પછી મક્કમ વિચાર કરી તેણી આગળ આવી તેણીનાં ખભાંપર હાથ મુકીને બોલ્યો,

'લુક હીઅર, જર, આ કાંઇ હસવાની વાત નથી ! તું શું એટલું સમજી શકતી નથી કે પેલી કમબખ્ત બાનુ જો એકવાર ગુલને મળીને તેણીને પટાવી ફુસલાવી જમશેદની મુલાકાતે લઇ ગઇ તો જરૂર બા જરૂર ગુલ તેને ત્યાં પાછી ગઈ રહ્યાં વિના રહેશેજ નહિ.'

'સમજી !'

'એટલે હવે તારૂં કામ એ છે કે એ કમબખ્ત ડદ્દા ગુલને મળે નહિ એવો બંદોબસ્ત કરવો...તું સમજેછ કે ? અને બીજું એ કે આવતા અઠવાડીયામાં જે તે વધેરો લાટવો થઇ જાય એવા ઉપાય તારે યોજવા !'

'પણ માણેક, જો જમશેદ છુટા છેડા કરે નહિ તો તું ગુલને પરણી કેમ શકે ? એના વાહિવાત ખ્યાલો તો તું સારી પેઠે જાણે છે. જ્યાં સુધી આખર ઈજ્જતનું થાય નહિ, ત્યાં સુધી એ કદીબી બોટે માર્ગે ઉતરે તેમ નથી !'

'એમ ?' તે છેડાઇને બરાડયો. 'જોઇશું ! એનો મરડાટ તોડતાં વાર કેટલો ? આજ સુધી કોઇ પણ ચીજમાં હું નિષ્ફળ થયો નથી. મેં જે પણ ઇચ્છા કરી છે તે મને તુરત મળી છે તો પછી આ બાબદમાં હારી જવાનો સંભવ નથી. અત્યાર સુધી મેં પુરતી ધીરજ રાખી છે. આંજ છ છ મહીના થયાં હું તમો બન્નેની પુઠે પૈસાનો જબરો ધુમાડો કરતો ટમકયા કરૂં છું પણ મારૂં કશું વળ્યું નથી. કોઈબી કીસમે હવે ગુલને હવે મુંબઈથી ઉપાડી જવામાંજ ડહાપણ છે. એનો માડી ધતો હવે પુઠે લાગ્યો છે એટલે હાં દાખલામાં માલ નથી. હવે પછી તું એના ટપાલ પર નજર રાખજે અને કોઇબી વખતે તારાથી બને તેમ એને એકલી પાડવા દેતી ના.'

'હું કયાં દરકાર કરૂં છું ?' તેણી ગુંગળાતી છાતીએ પુકારી પણ તેણીને થતું દુઃખ તેણીના ચહેરા પર પ્રગટ જણાતું હતું. પોતાનું અસહ્ય દુઃખ ખમી ન શકાવાથી તેણી ઉઠી ને બારીએ જઈ ઉભી.

તે કસરેવજીએ તેને એક બોલ વધુ કહ્યા વગર ચુપ ઉભી રહેવા દીધી. તે જાણતી હતી કે તેણીએ પુરતું ઝેર તે ભોળા કાનોમાં રેડયું હતું. હવે ફકત તેની અસર થવાનીજ ખોટી હતી.

પાંચેક મીનીટ પછી ગુલ બોગા તે કસરેવજી આગળ પાછી આવી ને તીખ્ખાસથી બોલી,

'હું મુઈ કમબખ્ત! હું છતી આંખે આંધળીને છતી અક્કલે હૈયાં સુની હોવી જોઇએ!'

'બીશક—તું કહેછ તેમાં શક નથી!' દીલસોજ (!) જવાબ મળ્યો.

'તું ધારેછ તેટલી બધી તો નહિ હં!'

'અનવાજોગ છે, પણ તારી જગ્યાએ હું હોઉં તો આવું અસહ્ય અપમાન કદી—કદીબી સાંખું નહિ!'

'ઓહ—તું તો હમેશનીજ એવી દાધા બળી રહી ગઇ. તારામાં દયા કે માયા જેવી ચીજજ નથી. હું નહિ ધારતી કે—'

'એ દયાને માયા એ તો તારો ઘાણ વાળ્યો છે. હા બા, હું એવું સાંખુંજ નહિ. હું તો ખુનનો બદલો ફાંસીયીજ લઉં. તારો સાણુ મુકાલ્યો નવી મદમ લઇને ફરેછ તો તું કા ચુકેછ? તું જાણેછ કે માણેક જસાવાલાને તેં કયારનો લટકાવી રાખ્યોછ?'

તે સાંભળતાં ગુસ્સામાં ગુલનો ચહેરો લાલમ લાલ થઇ ગયો. તેણી કાંઇ જવાબ આપવા જતી હતી પણ તેને અટકાવી તે કસરવજી ફુંફાડા માર્યા,

'તું તારા જમશેદને છોડી આવી ત્યારે બોલીતી કે તે તારી સામે જલદીથી છુટા છેડાની ફરયાદ માંડવાનો હતો. તે સબબથી મેં તને મારે ત્યાં રાખી હતી. આજે સાત સાત મહીના થઇ ગયા છે પણ ફર્યાદનું ઠેકાણું વટીક નથી. કુદરતી રીતે માણેક હવે અધીરો પડયો છે તેમાં તેનો વાંક નથી. કોઇબી માણસ આટલી ઢીલ સાંખી શકેજ નહિ. તારો જમશેદ હવે કાંઇ કરે તેમ લાગતું નથી એટલે હવે લટકો ફટકો કરવાનું કામ તારૂં જ છે!

'પણ હું શું કરૂં?' તે સુંદરી રડમસ ચહેરે પુકારી. 'જમશેદ ફર્યાદ માંડતો નથી તેમાં મારો શું વાંક છે? હું તો દીવસો થયાંની તેના સોલીસીટરોની નોટીસની રાહ જોતી હતી. તું જાણેછ કે હમોને સખત તકરાર થઈ હતી ને માણેક ને નામે તેણે મારા પર બહોતાનો મુકયા હતાં ને છુટા છેડાની ફર્યાદ માંડવા જણાવ્યું હતું ત્યારે મેં કોઇ પણ જાતનો બચાવ કરવા ના પાડી હતી. અલબત હું પણ ભારે ગુસ્સામાંજ બોલી હતી કેમકે જર, તું જાણેછ તેમ હું તમામ નિર્દોષ છું અને છુટા છેડા મેળવવા માટેની કશીબી સાબેતી મળી શકે તેમ છેજ નહિ.'

'તેં જે કહ્યું હતું તેજ હું જાણું છું' તેણી તુચ્છકાર કરતી બોલી. 'મારી જો કેસમાં સાક્ષી મુકે તો હું તો જરૂર બા જરૂર—' અને ખભાં ચઢાવી તેણી ચુપ રહી.

'શું તું જુઠું બોલે?' ગુલ ભારે ક્રોધમાં પુકારી. 'તું શું એમ કહે કે કંઇ ખોટું હતું?'

'બાહ!' તે દદા બિકકારથી હસીને બોલી. 'તું એવા પેતરા ના કર. તુ સારી પેઠે જાણે છે કે આપણી મતલબ બની શકતી મુશકેલી વગર તારો છુટકારો મેળવવાની છે. બપાજ જો તને નિર્દોષ ગણાવે તો આ બલામાંથી તું કેમ બચી શકે?... દીકરા મારી, તું તો મૂર્ખ છે. તારો માટી થતો તો તને છોડી ગયોછ, પણ આ દાખોપતી માણેક જસાવાલો તો જાણે તું જે જ ગેનપર ચાલેછ તેની પણ પુંજા કરેછ. તે તારી પર તો દીવાનો બની ગયલો છે. તેં પણ તેને ઉત્તેજન આપ્યું એટલે તે શું કરે?'

'હું તો ફક્ત હસ-બોલ કરતીતી?' તેણીએ ચીચવાઇને પોતાનો બચાવ કર્યો.

'હસ બોલ કરતી તી!...આંહ!' અનકા થયા. 'સારૂ...સારૂં!' તુ જાણેછ કે તેની સાથે ફરીહરીને તેં દુન્યાને શું બતાવ્યુંછ?'

'કશું નહિ!'

'હું તને હુશયાર રાખ્જની હતી પણ કેથી મારી ભૂલ દેખું! દુન્યા સારી પેઠે જાણે છે કે તને માણેક સાથે બહુજ સારૂ છે તેમજ તારા માટીએ તારી પર તેની સાથે આડો વહેવાર રાખવાનું બહોતાન મુકયું ત્યારે તેં કશો બચાવ કર્યો ન હતો!'

'હું કયા દરકાર કરૂં છું ?' તેણી ગુંગળાતી છાતીએ પુકારી પણ તેણીને થતું દુઃખ તેણીના ચહેરા પર પ્રગટ જણાતું હતું. પોતાનું અસહ્ય દુઃખ ખમી ન શકાવાથી તેણી ઉઠી ને બારીએ જઈ ઉભી.

તે કસરેવજીએ તેને એક બોલ વધુ કહ્યા વગર ચુપ ઉભી રહેવા દીધી. તે જાણતી હતી કે તેણીએ પુરતું ઝેર તે ભોળા કાનોમાં રેડ્યું હતું. હવે ફક્ત તેની અસર થવાનીજ ખોટી હતી.

પાંચેક મીનીટ પછી ગુલ બોગા તે કસરેવજી આગળ પાછી આવી ને તીખાસથી બોલી,

'હું મુઈ કમબખ્ત! હું છતી આંખે આંધળીને છતી અક્કલે હૈયાં સુની હોવી જોઇએ!'

'બીશક—તું કહેછ તેમાં શક નથી!' દીલસોજ (!) જવાબ મળ્યો.

'તું ધારેછ તેટલી બધી તો નહિ હું!'

'બનવાજોગ છે, પણ તારી જગ્યાએ હું હોઉં તો આવું અસહ્ય અપમાન કદી—કદીબી સાંખું નહિ!'

'ઓહ—તું તો હમેશાનીજ એવી દાઝા બળી રહી અઇ. તારામાં દયા કે માયા જેવી ચીજજ નથી. હું નહિ ધારતી કે—'

'એ દયાને માયા એ તો તારો ઘાણ વાળ્યો છે. હા બા, હું એવું સાંખુંજ નહિ. હું તો ખુનનો બદલો ફાંસીથીજ લઉં. તારો સાણુ સુકાલ્યો નવી મટમ થઇને ફરેછ તો તું શા ચુકેછ? હું જાણુંછ કે માણેક જસાવાલાને તેં ક્યારનો લટકાવી રાખ્યોછ?'

તે સાંભળતાં ગુસ્સામાં ગુલનો ચહેરો લાલમ લાલ થઇ ગયો. તેણી કાંઇ જવાબ આપવા જતી હતી પણ તેને અટકાવી તે કસરવજીએ ફુંફાડા માર્યા,

'તું તારા જમશેદને છોડી આવી ત્યારે બોલીતી કે તે તારી સામે જલદીથી છુટા છેડાની ફરયાદ માંડવાનો હતો. તે સબબથી મેં તને મારે ત્યાં રાખી હતી. આજે સાત આઠ મહીના થઇ ગયા છે પણ ફર્યાદનું ઠેકાણું વરીક નથી. કુદરતી રીતે માણેક હવે અધીરો પડ્યો છે તેમાં તેનો વાંક નથી. કોઇબી માણસ આટલી ઢીલ સાંખી શકેજ નહિ. તારો જમશેદ હવે કાંઇ કરે તેમ લાગતું નથી એટલે હવે લટકો ફટકો કરવાનું કામ તારૂંજ છે!

'પણ હું શું કરૂં?' તે સુંદરી રતમસ ચહેરે પુકારી. 'જમશેદ ફર્યાદ માંડતો નથી તેમાં મારો શું વાંક છે? હું તો દીવસો થયાંની તેના સોલીસીટરોની નોટીસની રાહ જોતી હતી. તું જાણેછ કે હમોને સખત તકરાર થઈ હતી ને માણેક ને નામે તેણે મારા પર બહોતાનો મુકયા હતાં ને છુટા છેડાની ફર્યાદ માંડવા જણાવ્યું હતું ત્યારે મેં કોઇ પણ જાતનો બચાવ કરવા ના પાડી હતી. અલબત હું પણ ભારે ગુસ્સામાંજ બોલી હતી કેમકે જર, તું જાણેછ તેમ હું તમામ નિર્દોષ છું અને છુટા છેડા મેળવવા માટેની કશીબી સાબેતી મળી શકે તેમ છેજ નહિ.'

'તેં જે કહ્યું હતું તેજ હું જાણું છું' તેણી તુચ્છકાર કરતી બોલી. 'મારી જો કેસમાં સાક્ષી મુકે તો હું તો જરૂર બા જરૂર—' અને ખભાં ચઢાવી તેણી ચુપ રહી.

'શું તું જુઠું બોલે?' ગુલ ભારે ક્રોધમાં પુકારી. 'તું શું એમ કહે કે કંઇ ખોટું હતું?'

'બાહ!' તે દદા ધિક્કારથી હસીને બોલી. 'તું એવા પેતરા ના કર. તું સારી પેઠે જાણે છે કે આપણી મતલબ બની શકતી મુશ્કેલી વગર તારો છુટકારો મેળવવાની છે. બપાજી જો તને નિર્દોષ ગણાવે તો આ બલામાંથી તું કેમ બચી શકે?... દીકરા મારી, તું તો ગર્જી છે. તારો માટી મતો તો તને છોડી ગયોછ, પણ આ દમખોપતી માણેક જસાવાલો તો જાણે તું જે જમીન પર ચાલેછ તેની પણ પુજા કરેછ. તે તારી પર ગાંડો દીવાનો બની ગયો છે. તેં પણ તેને ઉત્તેજન આપ્યું એટલે તે શું કરે?'

'હું તો ફક્ત દસ-બોલ કરતીતી?' તેણીએ નીચવાઇને પોતાનો બચાવ કર્યો.

'દસ બોલ કરતી ની!...અંહ!' બનકા થયા. 'સારૂ...સારૂં!' તું જાણેછ કે તેની સાથે ફરીહરીને તેં દુન્યાને શું બતાવ્યુંછ?'

'કશું નહિ!'

'હું તને હુશ્યાર સમજતી હતી પણ કેવી મારી ભૂલ હેમ! દુન્યા સારી પેઠે જાણે છે કે તને માણેક સાથે બહુજ પ્યાર છે ને જ્યારે તારા માટીએ તારી પર તેની સાથે આડો વહેવાર રાખવાનું બહોતાન મુક્યું ત્યારે તેં કશો બચાવ કર્યો ન હતો!'

થયું તો મારે તો મોતજ આવે !—મારી હાલતનો કાંઈ ખ્યાલ આવેછે ?'

'મોત !' તે ફરીથી ટાકણુ બખાળી. 'એ શું બકી મરેછે ! તને કાંઈ બોલવાનું ભાન છે કે નહિ ? તારા જેવી નસીબદાર કોણ છે ? માણેક જસાવાલા જેવા લખેશ્રીને હાથ કરવા આજે કંઇ મોટે ઘરની છોકરીઓ ઝીપલાં મારેછે ત્યારે તેની સાથે જીંદગી પસાર કરવામાં તને મરવાનું ગમેછે ? હવે તો માથું બી જાગ્યુંછે એટલે મુડાવ્યા વગર છુટકોજ નથી. તેમ હતું તો તારે પહેલાંથીજ વિચાર કરવો હતો. તારો જમશેદ જ્યારે પુરાવા વગર ફરીયાદ માંડવા બખાળતો હતો ત્યારે તે સાબેત પુરાવો મળતાં કેમ અટકશે ? તે સો પેલી બાનુ સાથે પરણવા માટે તારાથી છુટો થવા તલપી રહેલો છે પણ પોતે ખરાબ થાય ને દુન્યામાં રૂશવા થાય તે પહેલાં તે તને ખરાબ કરવા માંગેછે !'

'માટીડાની જાતજ એવી છે !' તે બોઘલું પટ પટ્યું 'આ ખુદા—શું કરૂં ?'

'બાહુ ! એ બચ્ચાં સરી વાહિયાત બકવા છોડી દે. તું શું હજી પાળણામાં ટીચકાચિકા ખાય છે શું ? માટીડાની આખી જાત એવી બદમાશ નથી. કોટાને ખાતર આખા વર્ગને બદનામ કરવાની જરૂર નથી. તારો માણેક જબરો મોજીલો ને ભલો મરદ બચ્ચો છે. તું જો જો તો ખરી કે એ તને કેવા ઉત્તમ સુખમાં રાખે છે. તારો પટથેર બોલ એ ઉચકી લેવાનો. જોની દીકરા મારી, તું જરા મોજીલી છે ને તારો હાથ બહુ છુટો છે. પૈસા વગર તારાથી કાંઇ થાય તેમ નથી. તેં જાણી જોઇને તારા માટી થતાને છોડ્યો—બીજાને તારા મોંઢ પાસમાં જકડ્યો—વેલ, હવે તારે માટે એકજ રસ્તો રહ્યો છે કે તારે બહુ જલદીથી મીસીસ માણેક જસાવાલા થવું ને બાનુ પછ્ફદારનેજ મીસીસ જમશેદ બાગા થવા દેવું !'

'ઓલરાઈટ, મારે જમશેદને બતાવવુંછ કે હું તેની જરાએ પરવા કરતી નથી. તેને જોઇએ તેનતે પોતાનું કોડી લે !' તે બોઘલુ ચીચવાતું બોલ્યું.

'શાબાશ !' શયતાને ચઢ ન બેઠા સુણી પર કરવા માંડ્યું. 'એમજ જોઇએ ! એમ હોય તોજ દુન્યામાં છજાય. આપણે બૈરાં થયાં તેથી શું માટીડાની ગુલામગીરી કરવાની છે ? એ કોરવાઓને આપણે બતાવી આપવું જોઇએ કે આપણને તેમની દરકાર નથી. જેઓ આંધળા હોય તેમને તો આપણાં ખાસડાંને તળયે છુંદી બાંધવાં જોઇએ. ઑલરાઇટ, ત્યારે......સોમવાર નક્કી ! સહવારનાજ નીકળીશું !......વાહ, ચાલ દીકરા, હજી મારે ડ્રેસ કરવોછ ને શોપીંગપર જવું છ !' અને અવાચી ખાતી તે ઝેરી નાગણ પોતાનું કામ પાર પાડી ત્યાંથી ચાલી ગઈ.

× × × ×

સુકર અને શની મુસાફરી માટેની તૈયારીઓમાં સહેલનીકળી ગયા. માણેક જસાવાલો તેમની સાથે દુકાને દુકાન ખરીદી કરવા ફરવાને પુરતો વખત ફાજલ પાડી શકતો ન હોવાથી તેણે પોતાની ચૅકબુક અને મોટાર તેમની સેવામાં તૈયાર રાખ્યાં હતાં.

શનિવારે સાંજે તેઓ વિકટોર્યા ગાર્ડન્સમાં - - વા ગયાં. ત્યાં ફરતાં ફરતાં તેમની નજરે એક જો પટ્યું કે દરે ખુશ ગુફતેગોમાં જબરૂં મશગુલ થઇ ગયું હતું. જરની નજર તેમના પર પડતાં તેણે ગુલનો હાથ દાબી તેણીનું ધ્યાન ખેંચ્યું. એકજ નજર—બીછ ગળે તો તે મોહક મુખડો ઉજ્યો સપ થઇ ગયો. ભારે દુઃખમાં તેણીએ પોતાનો હોઠ કરડ્યો - અને અને આગળ ન જતાં ગુલ પાછી ફરી અને તેઓ મોટારમાં ગોઠવાઇ બેઠાં.

'સોમવારે ક્યારે જવાનું છે ?' તે ઉદાસલાં બોઘલાંએ સવાલ કીધો.

'માણેક તો સહવારની ટ્રેન જણાવી હતી ! તુ તૈયાર થઇ રહેશે ને ?'

'ઑલ રાઈટ—મને શાં ધાબવાની જરૂરજ નથી. પરમ કરતાં કાલે જવાતું હોય તો બેહતર !'

મોટારમાં વગર ફોકટની પટપટ તે બોઘલાંએ કર્યા કીધી. જમતાં જમતાં તે ર રા વિનાની રમુજમાં આવી ગયલી જણાઇ. તે દગાબાજ ધારની હતી કે રખે ઉલ્લી ઘડીએ તે બોઘલું તેનો તરાપો ડુબાડે. તેને હવે લગાર શાંતિ મળી. આહ ! ફક્ત બીજા કંઇ કલાક જ જો તે આ હાલતમાં રહે તો !...વહાહ ! નસીબનાં પાસાં ફર્યાં વિના રહેજ નહિ. તેજ દીવસે માણેક જસાવાલાએ તેણીને નામનો દસ હજારનો ચૅક લખી દીધો પણ શાદીને આપવાને બદલે જણાવ્યું કે,

ખોલી અંદરથી આળગું બંધ કરી તેણી અંદર ગઇ. તે બંગલો બીજા બંગલાઓની તદ્દન પડોશમાં હોવાથી જમશેદે ભારે ક્રોધના આવેશમાં ઉજ્જડ જેવો રહેવા દીધો હતો.

જ્યાં જુએ ત્યાં ધુળના ઢગલા હતા...તે જોતાંજ તેણીનો જીવ બળીને ખાખ થઇ ગયો. ઓરડાની બારીઓ ખુલ્લી કરવાનો વિચાર કરી તેણી તે તરફ ગઇ પણ રખે પાડોસીઓમાંના કોઇનું ધ્યાન ખેંચાય કરી તેણી હરી. ડ્રોઇંગ રૂમમાંથી નીકળી તેણી બાજુમાંના ઓરડામાં ગઇ. તે ઓરડામાં આવતાંજ તેણીની આંખમાં આંસુઓ દોડી આવ્યાં...આહ, અહીંજ તે કમબખ્ત મારામારી થઇ હતી—અહીંજ તેણે ગુસ્સાના આવેશમાં તેણીને દગાખોરને બેવફા ગણી હલકી ઓરતની ઉપમા આપી હતી. અહીંજ તેણે માણેકની સુંદર ભેટ તેણીના હાથમાં ખેંચી કાઢી ભોંયે પટકી છુંદી નાંખી હતી !...ઓહ, હજી તે છુંદાયલી, છબદાયલી ચીજ ત્યાં પડી પડી તે બનાવની ગવાહી આપતી હતી. ધિક્કારથી તે ચીજને લાત મારી દુર ફેંકી તેણી તે બંગલાના બધા ઓરડાઓમાં ફરી વળી. પોતાના ઓરડામાં આવતાં તેણીએ ત્યાંની બારી સહજ ઉઘાડી અને ડ્રેસીંગ ટેબલ આગળ આવતાં તે સુંદર ચિત્રને તેણી તરફ હસીને હસીને જોતું જોયું. તે જોતાંજ તેણીના ગળામાં જાણે મોટો ધ્રુક ખુંટી આવ્યો.

બે પળ સુધી તેણીએ એકવારના વહાલા ચહેરાને ટીકયા કીધો ને બીજી પળે-ધોધમાર આંસુઓ અને ગરમાગરમ ચુંબનોથી તે ચહેરો જાણે ભીંજવી નાંખ્યો. વાહ ! આખેર કરે તે પણ તે એક અબળા હતી- તેણીએ પોતાનો આગલો સુખી વખત યાદ કર્યો. ધીમેથી હવે તેણી બાજુમાંની બારી ઉઘાડીને ત્યાં આગળની મોટી રોકીંગ ચૅર પર હીંચકા ખાવા માંડયા !......ઓહ તે કેવો સુખી વખત હતો કે જ્યારે તેઓ મોડેથી નાટકો કે સીનેમાઓ જોઇને બંગલે પાછા ફરતાં અને સુવા આગમજ ફરાઘત થઇને તે રોકીંગ ચૅર પર એકમેકની ગોદમાં દબાઇને પડતાં હતાં !...ગયો...તે સુખી વખત ભુતકાળનો બનાવ થઇ ગયો હતો. એક વખત એવો હતો કે તેઓ એકમેકનાં મોઢાંમાંનું કાઢી એક બીજાને મીઠી મધ જેવી કીસ સાથે ખવાડતાં હતાં અને તેમ કરી નાનાં બચ્ચાંની પેઠે ખડખડ હસી નિર્દોષ ગમ્મત મેળવતાં હતાં પણ તે પછી.....આહ ! તેણીની પોતાનીજ મહોકાણ પહેલેથી નડી હતી. અલબત તેણીએ પારકા માટીડાઓ સાથે કાંઇક વધુ છુટ લીધી હતી પણ અંતઃકરણે તો તેણી પાક મનની હતી અને જમશેદ પર જીવ પ્રાણ આપનારી હતી... તે તે કેમ ભૂલી ગયો હતો ? તેણીનો કદાચ થોડો વાંક હશે પણ જમશેદે આકળો ભૂત બની જે ગમે તે બકી-લવી નાહકનો રીસનો જગાડવામાં ઓછી પાણી કરી ન હતી !

ધીમેથી હવે તેણીની નજરે તે ઓરડામાં ફરી. એક પછી એક સુંદર ચીજો જોતાં તેણીનું જીગર બળી જળીને ખાખ થવા લાગ્યું. ઓહ...એ તો નસીની ભેટ !...પેલું...તેમની પહેલી કીસની યાદ !...તે... તેમને ત્યાં આવનારાં નવાં પહરોણાંની ચકીની યાદમાં થયલી તૈયારીનું !...આહ ! તે વહાલી યાદ થતાં તેણીની આંખોમાં આંસુ દોડી આવ્યાં ! શા માટે તે મહાન બાપે તેની વહાલી ભેટને વધુ જીવાડી ન હતી ? શા માટે તેઓ બન્ને વચ્ચેનો તે વહાલો પુલ તુટી ગયો હતો ? ઓહ, તે વહાલું ભુલકું આજે હોત તો—આહ ! તેણીએ ખરાં મને અફસોસના આંસુ ખેરવ્યાં ને દુઃખમાં એકાદ બે ટચકાં ખાધાં.

એકાએક તેણીની નજર પોતાનાં રીસ્ટ વોચ પર પડતાં તેણી ચોંકી. ચાર વાગ્યા હતા !...મારાલલા ! શું ત્યારે તેણી તે મકાનમાં ત્રણ કલાક થયાંની શોકના સાગરમાં ડુબી ગઇ હતી ? વખત ઘણો વહી ગયો હતો. આગલી પાછલી યાદમાં તેણીને કશું ભાન રહ્યું ન હતું. જર ક્યારની પાછી ફરી તેણીને શોધતીજ હશે એટલે હવે ત્યાંથી ચાલી જવામાં માલ હતો.

એક નિસાસો મુકી તેણી ઉઠી. ધીમેથી તેણીએ તે રૂપેરી ફ્રેમ વાળું પીકચર ઉપાડયું ને એક કપડામાં વિંટાળ્યું. તેજ પળે બહારનું બારણું ખોલી કોઇ તે બંગલામાં દાખલ થયલું જણાયું. બે પળ સુધી તેણી ધાસ્તીને મારે ઉભી સપ થઇને ઉભી. તેણીએ આગલું બારણું ફરી પાછું બંધ થતું સાંભળ્યું ને કોઇના ભારી પગલાં હૉલમાં ગાજી રહ્યાં. નસી ? ...ઓહ ! તે તો જમશેદનાં પગલાં હતાં ! યા ખુદા, આ શું છબરડો વળી ગયો હતો ! તેણી પરસેવે ગર-

રાવ થઇ ગઈ. આ ખેલાસત તેણી કેમ ખમી શકે ? રખે તે ત્યાં આવી લાગે. હાંફળી ફાંફળી થઇ તેણી ક્યાંયે સંતાવાની જગ્યા જોવા લાગી. કપડાં મુકવાના મોટા ઘોડા પાછળની જગ્યા તેણીને અનુકુળ લાગી. ધીમેથી તેણી તે ઓરડાનું બારણું બંધ કરી તે ઘોડા પર નાંખેલા કપડાંની પછવાડે ભરાઈ ગઇ અને શું બને છે તે જોવા લાગી.

તે નવો આવનાર પાસેના ઓરડામાં ફરતો જણાયો. ત્યાંથી તે, ઓરડા આગળ આવ્યો. તે પગલાં જમશેદનાંજ હતાં તેમાં હવે કશો શક રહ્યો ન હતો. તે બારણાં આગળ આવ્યો અને એક પળ વાર થોભી તે ખોલી અંદર આવ્યો. દુઃખી જીગરે તે ઓરડામાં ફર્યો. થાક દઇને તે પોતાની માનીતી રોકીંગ ચૅરપર પડ્યો પણ તુરત ઉઠ્યો. તે ઘણોજ ઉદાસ અને નરમ ઘેંસ જેવો બની ગયલો લાગતો હતો. ચીમાઇને જોતાં તેનું ઉતરી ગયેલું મોંહ જોઇ તેણી ચોંકી. શું તે બીમાર હતો ? ધીમેથી તે પાછો ઓરડામાં ફરવા લાગ્યો. બાજુમાંની ટેબલ પર તેણીનું મોટાં કદનું ઓઇલ પેઇન્ટીંગ હતું. ધીમેથી તે તે ફ્રેમ આગળ વાંકો વળ્યો ને તે પરના કાચને ચુમ્બીઓથી ભીંજવી નાંખ્યો.

'ગુલ...ગુલ, મારા જાન ! માફ...માઆઆફ... ઓ મારા બાપ !...હું મુઓ બદબખ્ત !...ગુલ !...

તેના દયાજનક અવાજે તેણીનું જીગર ચીરી-ફાંસી નાંખ્યું. હાથમાં પકડી તે મોટી ફ્રેમ તેણીના ધ્રુજતા હાથમાંથી છુટી પડી ને તે કાચનો ખુરદો થઇ ગયો.

યા ખુદા ! એ અવાજ શાનો ? તે ચોંકીને તે ઘોડા આગળ દોડ્યો ને એક આંચકા સહીત ખસેડ્યો.

'ગુલ !'

આપણે બરાતાં છુપાતાં હોઇએ ને પકડાઇ આવ્યે ત્યારે આપણી હાલત કેવી થાય છે તેનો ખ્યાલ લખવા કરતાં કલ્પી લેવો બેહતર છે.

'ઓહ !...ઓહ !' શરમને મારે તેણી પોતાના હાથોવતી મોંહ ઢાંકી ડચકાં ખાવા લાગી.

પણ બારે ખુશાલીમાં આવી ગયલા જમશેદે તેણીને એમને એમ ઉંચકી લઈ પોતાનાં હૈયાં સરસી ચાંપી.

'મને જવા દે...જસી...જવા દે.' તેણી હાંફતી હાંફતી કરગરી અને તે ફ્રેમ ઉચકવા તેણીએ પોતાનો હાથ લંબાવ્યો.

'હશે !' તે ઉંચકતાં તે હસીને બોલ્યો. 'વલ્લાહ !—મારી શમી ! કાં તું—'

તે છબી તરફ ટગર ટગર જોઇ તેણે તેની વાઇફના શરમથી લાલલાલ થઇ ગયલા ચહેરા તરફ જોયું. બીજી પળે તે સમજી ગયો.

'ગુલ !' બારે ખુશાલીના આવેશમાં તે પૂકાર્યો! 'તું એ લેવા આવી હતી કે ? તું—તને એ જોઇતી હતી ?'

તેવી વ્હાલી પરણેતર માટેનો તેનો ગુસ્સો ને શકમંદ વિચારો તેજ પળે હવામાં નષ્ટ થઇ ગયા. દુન્યામાં કસરેવજ જર અને માણેક જસારાલાં જેવાં માણસોજ ન હોય તેમ અનુપમ સુખનો લ્હાવો લેવા તેઓ એકમેકને ભારે હેતથી વળગી પડ્યાં.

'હુ ધારૂં છ તેમ તું ખરેખર મનેજ મળવા આવીછને ?' તે હર્ષઘેલાએ તેણીનો ચહેરો ભીંજવી નાંખતાં હસીને કહ્યું.

હર્ષનાં આંસુઓ અને અનુપમ સુખના પ્રગટ છાપ વચ્ચે તેણી હસીને રોકું ધુણાવતાં ધીમેથી, બોલી,

'નહિ...નહિ...હું...હું કે......પણ તું હાં કેમ આવ્યો ?'

'તુને મળવા ?...મારા જાન ને કીસ કરવા ?'

'પણ તેં કેમ જાણ્યું કે હું હાં આવસ ?'

'તને કાગળ નહિ મળ્યું ?' તેણે અજબ થતાં સવાલ કીધો.

'કાગળ ?...કાગળ શાનો ?'

'બાનુ વજીફદારનો કાગળ !...તું જાણેછની કે તે તારી કેવી ભલી બ્હેન છે. આપણ બન્ને વચ્ચે દોસ્તી કરાવવા તેણીએ અનીખના તારો તોડ્યા છે. પહેલાં તેણીએ મને બહુ સમજાવ્યો હતો પણ મારૂં બેજું ખસી ગયલું તે મેં કશું માન્યું ન હતું. પાછળથી મને વિચાર આવ્યો ને મારી ખાત્રી થઇ કે આપણ વચ્ચેના કજીઆમાં તારા કરતાં મારો વાંક મે... ...'

' વેલ, તે જીકર કરવાની જરૂર નથી. આપણ બેમાંથી કોનો વાંક મોટો હતો તેનો હવે વિચાર કરવાનોજ નથી. તને મળવા ...તને મારી ગોદમાં દાબવા...તારી હાજરીમાં ફરવા હરવા હું એટલો બધો આતુર થઇ ગયો કે મેં મારી મગરૂરીને બાળી મુકીને તને મેળવી આપવા બાનુની મદદ માંગી. હું જાણતો હતો કે મારૂં કાગળ તો કદાચ તું એમનું એમ પાછું વાળશે યા તો વાંચ્યા વગર ફાડી નાંખશે; એટલે મેં બાનુ પાસે તારા પર કાગળ લખાવી આજે યા કાલે ત્યાં મને મળવા તને વિનંતી કરી હતી. તે કાગળ મેં મારા હાથે પોસ્ટ કીધો તો !

'મને નહિ મળ્યો' તેણી ધીમેથી બોલી. 'આહ......' તેણી ચુપ રહી. તેણીને શક ગયો પણ હવે તે બાબે ચુનેચરા કરવાની જરૂરજ ન હતી. કોઇ-બી ફીસમે તેણીનો વહાલો પાછો મળ્યો હતો એટલે બહુ હતું.

' ત્યારે મને તેં જે ગમે તે કહ્યું'તું તે તું માનતો નથી ને ? ' નરમાસથી તેને વળગતાં તેણીએ પૂછ્યું.

' તું મારો જાન છે તે સિવાય બીજું કશું હું માનતો નથી ' તે તેણીને કીસ કરતો બોલ્યો અને ફરી પાછું તે પ્રેમાળ જોડું તેમની માનીતી રોકીંગ ચેરમાં હમેશાની પેઠે પડી એકમેકને—વલ્લાહ, તારી નજર ફેરવ, ભલા વાંચક ! તે વિખુટાં પડેલાં ધણી-ધણીયાનીના હર્ષિત મેળાપમાં વધુ વાર ડોકયુ કર-વાની આપણને કશી જરૂર નથી.

× + +

તેજ સાંજના તે કમબખ્ત કસરેવનના મકાનમાં જૂદોજ નાટક રજુ થયો. જવાન માણેક જર્સાવાલો ભારે ગુસ્સામાં આવેલો હતો અને તે અબઘડી તે દગાખોર દદ્દાનો ટોટો પીસી નાંખે તેમ લાગતું હતું. ધીમેથી તેણે પોતાનાં મન પર કાબુ લીધો અને બજી ગજવામાંથી પેલો દસ હજારનો ચેંક કાઢી તેના ટુકડે ટુકડા કરી તે મક્કારે પર ફેકતાં બરાંટયો,'

' બદમાશ, તું તને બહુ હુશ્યાર સમજતીતી ! પણ તું પહેલે નંબરનું બુબખ એડું છે !...... આહ ! '

'અને બીજે પળે ભારે ગુસ્સામાં તે ત્યાંથી ચાલ્યો ગયો અને બે વર્ષ સુધી હિંદ છોડી ગયો.

# છુપો દૂત.

## ભાગ ૧.

### અનુવાદક અને પ્રકાશક–

અબદુલકાદર હસનઅલી,

અધિપતિ " અખબારે સૌરી. "–રાજકોટ.

### કિંમત-ચાર આના.

ઉપલું નાનકડું પુસ્તક નાની નાની એકવીસ ડીટેકટીવ વાર્તાઓ ધરાવે છે. જાણીતાં ઈંડીયન ડીટે-કટીવ નામક અંગ્રેજી નોવેલપરથી આ બધી લેવામાં આવી છે. વાર્તાઓ ઘણીજ ટુંકી પણ બોધક છે અને કર્ત્તાએ ઠેક ઠેકાણે યોગ્ય ઈસારાઓ કરી ઠીક ચમક આપી છે. ભલા ભાઈ, કાંઇક શુદ્ધ ગુજરાતીના વધુ શૉખીન લાગે છે એટલે તેવા શબ્દો સાથે સાથે બાપીકા ફારસી શબ્દો પણ ઉમેરવા ચુક્યા નથી. સો પાનાનું આ નાનું પુસ્તક પાકાં પૂંઠાં સાથે ચાર આનામાં તો ખરેજ સસ્તું છે. લગાર પ્રિંટિંગ પર વધુ દેખરેખ રાખવાની જરૂર છે કેમકે સોઝા તેમાં સમાવેલા માવા ઉપરાંત તેની સફાઇદાર છપાઇપર બહુ આધાર રાખે છે. સામટી રીતે જોતાં પુસ્તક સારૂં છે. તેમાં આવેલી વાર્તાઓ આપણા દેશને લગતી હોઇ બનેલા બનાવો પરથી લેવામાં આવેલી છે. આ વાર્તા જ્ઞાન સાથે ગમત આપનારી છે. એવી બીજી અનેક વાર્ત્તાઓ લેખક તરફથી પ્રગટ થાય. એવી આપણે ઉમેદ રાખીશું.

---

## બરાબર !

કહેછ કે લડાઇને લીધે યુરોપમાં ભારે કરકસર ચાલી રહી છે. પેરીસનાં એક નાનાં હોટેલમાં એક ગ્રાહકે ખાનાંપર અડધી રોસ્ત મરઘી માંગી.

અડધો કલાક...એક કલાક થયો પણ મરઘી મળે નહિ.

'વેટર' તેણે બરાડ પાડી ' શું તું મરઘી સેવવા બેઠોછ કે ? '

' નહિજી '...હમારે ત્યાં કરકસર કરવાનો હુકમ છે. સાહેબે અડધી મરઘી માંગી તે બીજો કોઇ અડધી માંગે તેની હું રાહ જોઉછ...અરધીને ખાતર કાંઇ આખી મારી ન ખાય, સાહેબ ?

ટોક આગળથી સંભાળથી હાથમાં દાબીને પકડે છે અને પછી પેલી લાકડી ખસેડી નાખવામાં આવે છે. ત્યાર પછી એક ગલાસ (glass) અથવા ચમચા ઉપર મજબુત કપડું અથવા ચામડું બાંધવામાં આવેલું હોય છે, તેની ઉપર તે સાપ પાસે ડંખ મરાવવામાં આવે છે. ડંખ મારતાં પહેલાં કપડાં અથવા ચામડામાં ઝેરી દાંત ઘુસી જઇ ઝેરનાં ટીપાં ગલાસ અથવા ચમચામાં પડે છે. કેટલીક વખતે તો હાથે ગાંઠ દાબીને ઝેર કહાડવામાં આવે છે. એ પ્રમાણે ડંખ મરાવી અથવા ઝેરની ગાંઠ દાબી એક નાગની કોથળીમાંથી આશરે ૧૦) થી ૬૦) ટીપાં ઝેર એકઠું કરી શકાય છે. એ પ્રવાહી ઝેર સુકવી નાખ્યા પછી તેનું સરાસરી વજન આશરે ત્રણ ગ્રેન થાય છે. થોડા દીવસ પછી એટલે આશરે એક પખવાડિયાં પછી તેજ સાપની ગાંઠમાં પાછું ઝેર ભરાયા પછી ઉપર પ્રમાણે ડંખ મરાવી બીજો જથ્થો એકઠો કરી શકાય છે.

ઝેર મેળવવાની બીજી પણ રીતો છે. કાચની મજબુત સુંવાળી નળી ઉપર જો સાપને ડંખ મરાવવામાં આવે તો તેની ઉપર ઝેરનાં ટીપાં પડે છે તે એકઠાં કરી ઝેરનો સારો જથ્થો મેળવી શકાય છે, પણ એવી રીતે સખ્ત વસ્તુ ઉપર ડંખ મરાવ્યાથી સાપના દાંત ભાગી જવાની ધાસ્તી રહે છે. ત્રીજી રીત સાપને મારી નાખી અથવા "ક્લોરોફોર્મ" (chloroform) થી તેને બેશુદ્ધ કરીને ઝેરની ગાંઠ દાબી તેમાંનું બધું ઝેર કહાડી લેવાની છે. વળી વાદળાં (sponge) અથવા નરમ કપડાંનાં ચીથરાં ઉપર સાપ પાસે ડંખ મરાવી પછી તેઓને પાણીમાં નીચોવી કાઢી અને પાણીને સુકવી નાખી ઝેર મેળવી શકાય છે.

### મોત નિપજાવવા માટે જોઇતો ઝેરનો જથ્થો.

નાગની ઝેરની ગાંઠમાં સરાસરી આશરે ત્રણ ગ્રેન સુકું ઝેર રહે છે તથા ચિતરંગમાં આશરે ૨½ ગ્રેન અને બીજા કોઇ કોઇ સાપોમાં તો ફકત અરધા ગ્રેનથી વધારે હોતું નથી. સુકાં ઝેરનો ત્રણ ગ્રેન જેટલો જથ્થો આશરે ૫૦૦૦) ઉંદરોનું મોત નિપજાવી શકે છે, અને તેટલોજ જથ્થો આશરે ૮) માણસોનું મોત નિપજાવવા પુરતો થઇ પડે એમ ધારવામાં આવે છે.

### ઝેરી દાંત અને ડંખથી નિપજતું મોત.

આગળ જણાવ્યા મુજબ ડંખ મારવાનો દાંત છેદ અથવા ખાંચાવાળો હોય છે, અને ઝેરી ગાંઠનું મોઢું દાંતની આસપાસની કોથળી દાંતમાંના છેદની નજદીક ઉઘડે છે. જ્યારે સાપ કોઇને કરડે છે ત્યારે ડાચું મજબુત બંધ કરવામાં વપરાતાં જોરને લીધે ગાલના માંસના સ્નાયુઓ ઝેરની ગાંઠને દાબે છે અને તેથી તેમાંનું થોડું ઝેર દાંતની નળી મારફતે દાંતે કીધેલા ઘામાં પ્રવેશ થાય છે. દાંત જો બરાબર ચામડીની અંદર પ્રવેશ થયો હોય તો ઝેર શરીરની અંદર સોસાઇ જઇ (absorbed) લોહી મારફતે ઝડપથી આખા શરીરમાં ફરી વળે છે. અને એક વખત શરીરમાં ફરી વળ્યું કે બચવાની આશા રહેતી નથી. સાપે બરાબર ડંખ્યા પછી જો તરતજ ચાંપતા ઉપાયો લેવામાં નહી આવે તો આશરે બે થી ચોવીસ કલાકમાં મરણ નીપજે છે. જો દાંત કોઇ લોહીની નસ (vein) માં પ્રવેશ થયો હોય તો અરધા કલાકમાં મરણ નીપજે છે.

### ઝેરી ડંખથી મોત નહી નિપજવાનાં અનેક કારણો.

પણ તે છતાં એમ સમજવું નહી કે દરેક ઝેરી સાપો વડીકનો પણ દરેક ડંખ ઝેરીલો હોય છે. ઝેરી સાપોના બધાજ ડંખોથી કાંઇ મોત નિપજતાં નથી અને તેમ થવાનાં ઘણાં કારણો છે.

(૧) પહેલે તો સાપનો દાંત શરીરમાં

પ્રવેશ થયા પછી સાપનાં જડબાં ચપટ બંધ થાય તોજ ઝેરની ગાંઠ દબાય તેમાંથી ઝેર ડંખમાં પ્રવેશ થાય છે, પણ સાપનું મોઢું ચપટ બંધ થવા આગમજ જો દાંત પાછો નીકળી જાય તો ડંખમાં ઝેર પ્રવેશ થતું નથી.

સાપ ડંખ મારતી વખતે ચોક્કસ તફાવતથી ઉછળીને તેમ કરે છે, પણ જો તે તફાવત બરાબર રાખવામાં ચુકે અને જોઇએ તે કરતાં વધારે અથવા ઓછે તફાવતથી ઉછળે તો તેમ ચુકી ડંખ બરાબર મારી શકતો નથી, અને દાંત ચામડીની અંદર બરાબર પેસવાને બદલે બહારની સપટી ઉપરજ ફક્ત પસારો પાડે છે તેથી તે ડંખ કારી થતો નથી. વળી ઘણીક વખત દાંત એટલો તો જલદી પાછો બહાર ખેંચી લેવાય છે કે ઝેરનો ઘણો ભાગ ડંખની બહાર ઢોળાઇ જાય છે. અત્રે જણાવવું જોઇએ કે ઝેરી દાંતમાં જે ખાંચો અથવા છેદ હોય છે તેનું નાકું દાંતની અણીવેર હોતું નથી, તે નાકાં વેર દાંત પ્રવેશ થાય નહી ત્યાં વેર ઝેર ડખમાં જઇ શકતું નથી

દરેક માણસ અને જનાવરનાં કદ, જોર અને બાંધાના પ્રમાણમાં ઓછામાં ઓછા ચોક્કસ જથ્થામાં ઝેર પ્રવેશ થાય તોજ મોત નિપજી શકે છે. તેથી જો પોતાના શીકારને મારવામાં અથવા કોઇ બીજાને પેહેલે ડંખવામાં ઝેર ખપી ગયું હોય તો બાકી રહેલો થોડો જથ્થો મોત નિપજાવવાને પુરતો થાય નહીં, કારણ કે ગાંઠમાં ઝેરનો નવો જથ્થો પેદા થતાં થોડા દીવસની વાર લાગે છે અને તેટલાં તો સાપનો ડંખ કારી થતો નથી.

સાપના પોતાના કદ અને ઉમ્મર ઉપર તેમજ રૂતુઓના ફેરફારઉપર ઝેરના જથ્થા અને અકસીર પણાનો આધાર રહે છે. નાના કદના અને નાની ઉમ્મરના સાપનું ઝેર મોત નિપજાવવાને પુરતું હોતું નથી, તથા બીજા દીવસો કરતાં ચોમાસામાં ઝેર વધારે તેજ ( strong ) રહે છે.

કાંઇક અકસ્માતથી અથવા જુનો દાંત પડી જવાના વખતે જો ઝેરી દાંત ભાગી અથવા નીકળી ગયો હોય તો જ્યાં સુધી દાંતની કોથળીમાં નવો ઉગતો દાંત બરાબર પુરી તેની જગ્યા લે ત્યાં સુધી તે સાપ ડંખી શકતો નથી. મદારીઓ ઝેરી સાપો ખેલ કરાવા લાવે તેઓના ઝેરી દાંતો તેઓએ કાઢી નાખેલા હોય છે; પણ અત્રે જણાવવાનું અગત્યનું છે કે એ ઝેરી દાંતો કાહાડતી વખતે દાંતની આસપાસની કોથળીમાં નવા ફુટતા દાંતો સાથેજ જડ મુળથી બધા કહાડી લેવાની બરાબર સંભાળ લેવી જોઇએ છે. કેટલાક બીન અનુભવી મદારીઓ ફક્ત પુખ્ત થયલા ઝેરી દાંતોજ કાઢી લઇ કોથળીમાં ઉગતા નવા દાંતો રહેવા દીધાથી પાછળથી અકસ્માતના ભોગ થયલા જણાયલા છે.

જે ભાગ ઉપર ડંખ મારવામાં આવે તેની ઉપર જે પહેરવાસ હોય તેની જાડાઇને લીધે પણ દાંત ચામડીમાં પ્રવેશ થઇ શકતો નથી. ડાકટર ફેરરે એ વિષે અખતરા કરીને સિદ્ધ કીધું છે કે બુટસ ( boots ) અને ગેટર્સ ( gaiters ) સાપનાં ડંખ સામે પુરતો બચાવ કરે છે, રેશમી અસ્તર સાથનું બનાતનું કપડું નાગ અને ફોતના ડંખ સામે બચાવ કરે છે; પણ ચિતરંગના ડંખ સામે તેમ કરી શકતું નથી. કારણ કે તેના દાંતો ઉપલા સાપો કરતાં લગભગ બેવડી લંબાઇના હોય છે. ફ્રીલ, ફ્લેનલ અને ગરમ મોજાંથી ફક્ત અધુરોજ ( partial ) બચાવ થાય છે.

ઘણાક દાખલાઓ એવા પણ નોંધાયલા છે, તેમજ જનાવર ઉપરના અખતરાઓ ઉપરથી પુરવાર કરવામાં આવ્યું છે, કે માણસ અથવા જનાવરને ખરેખરા ઝેરી સાપે ડંખ્યા પછી ઝેરની અસરના નદન શક વગરના અને ઘણાં ગંભીર ચિન્હો પ્રગટી નીકળ્યાં હોય

તે એટલે વેર કે ડંખેલું માણસ અથવા જનાવર તદન મરણે કાંઠે આવી પુગેલું જણાય, તે છતાં આખરે કાંઇ પણ જાતના ઉપાયો વગર પોતાની મેળે પાછા સાજા થયલા છે.

ઉપર જણાવેલાં સર્વે કારણોને લીધે ઝેરી સાપના દરેક ડંખ કાંઇ કારી નીવડતા નથી, જોકે સાવચેતીને ખાતર ચાંપતા ઉપાયો તરત લેવા જોઇએ.

### વગર ઝેરના ડંખ વેળા અજમાવેલા ઉપાયો ઉપર બેસી જતો ખોટો ભરોસો.

વળી ઘણીક વખત એવું પણ બન્યું છે કે તદન વગર ઝેરના સાપે કોઇને કરડેલો છતાં, એ બાબદના સાધારણ અજ્ઞાનપણાને લીધે, તે સાપ ઝેરી હશે એવી ધાસ્તીથી ઝેરી સાપના ડંખથી જ્ઞાનતંતુઓ ઉપર થતી અસરને મળતાં ચિન્હો (nervous symptoms) જણાય છે, અને કેટલીક વેળા તો એવી ખોટી ધાસ્તીથી જાન વડીક પણ ગયલા છે. વગર ઝેરના સાપે ડંખ્યા છતાં ખોટી ધાસ્તીથી ઝેરી સાપના ડંખને મળતી અસર જણાય તેવા દાખલાઓમાં તેમજ ઉપર જણાવેલાં ઘણાંક કારણોને લીધે ઝેરી સાપનો ડંખ બરાબર કારગત લાગ્યો નહી હોય તેવા દાખલાઓમાં જે જે ઉપાયો અજમાવવામાં આવ્યા હોય તે તદન બીનઅકસીર છતાં ખોટી રીતે કારગત લાગી ફતેહમંદ જણાય છે. જો કે એવા દાખલાઓમાં જાન બચે છે તે પેલા ઉપાયોને લીધે નહી પણ વગર ઝેરના ડંખને લીધે અથવા ઝેરના બીનઅકસીરપણાને લીધેજ હોય છે. એવા ઉપાયોને તે અજમાવનાર તથા બીજાઓ પછી સાતમે આસમાને ચઢાવે તેમાં નવાઇ નથી, પણ એથી મોટું નુકશાન એ થાય છે કે ખરેખર કારી ડંખ વેળા તે ઉપાયો તેની ઉપરના ખોટા ભરોસાને લીધે અજમાવવામાં આવે છે અને તે વેળા તે તદન નિષ્ફળ નિવડે છે અને ખરા ઉપાયો નહીં કીધાથી ફોકટ જાનો જાય છે.

### જુદા જુદા ઝેરી સાપોના ઝેરનું ચઢઉતર ઝેરીપણું.

ડાક્ટર ફેરરના અખતરાઓથી એવું માલમ પડયું છે કે ઝેરનો એકસરખો જથ્થો લેતાં નાગનું ઝેર બીજા બધાં સાપો કરતાં ઘણું જલ્લદ અને પ્રાણઘાતક છે, અને તેનાથી ફકત સહેજ ઉતરતું ઘનસ અને રાજનાગનું હોય છે. એ ત્રણ કરતાં ઉતરતાં ક્રેત અથવા શંખની, અને ફુરસાના ઝેરો છે અને તેઓ એટલા પ્રાણઘાતક નથી. એ શિવાય બીજા ઝેરી સાપોનું ઝેર માણસ અથવા મોટા જાનવરોનું મોત નિપજાવવા જેટલી શકિત ધરાવતું માલમ પડયું નથી.

### ડંખેલા જાનવરના લોહીનું ઝેરી બનવું પણ માંસનું નહીં.

જે માણસ અથવા જનાવરને સાપે કરડેલું હોય તેનું લોહી ઝેરી બને છે અને જો બીજા સાજા માણસ અથવા જનાવરનાં લોહીમાં તે પ્રવેશ કરવામાં આવે તો તેની ઉપર પણ ડંખના જેવીજ બધી અસર થાય છે. પણ ડંખેલા જનાવરનું માંસ ઝેરી બનતું નથી અને તે ખોરાક તરીકે વાપર્યાથી કાંઇ પણ માઠી અસર થતી નથી. હિંદુસ્તાનની કેટલીક હલકા વર્ણની જાતો તો સાપોનું માંસ જ્યારેબી મળી શકે ત્યારે ખોરાક તરીકે વાપરે છે.

### જુદાં જુદાં જાનવરો ઉપર થતી ડંખની અસર.

બધાં જાનવરો ઉપર સાપોના ઝેરની કાંઇ એકસરખી અસર થતી નથી. ગરમ લોહીવાળાં પ્રાણીઓ—જેવાં કે ધવડાવનારાં પ્રાણીઓ અને પક્ષીઓ—ઉપર ઠંડા લોહીવાળાં પ્રાણીઓ—જેવાંકે માછલી, દેડકાં વગેરે—કરતાં વધારે જલદી અસર થાય છે. પણ વળી બધાંજ ગરમ લોહીવાળાં પ્રાણીઓ ઉપર પણ એકસરખી અસર થતી નથી, અને જો કે એ બાબતમાં પ્રાણીના કદ ઉપર ઘણો આધાર રહે છે, છતાં જુદાં જુદાં પ્રાણીઓની જુદી જુદી દેહ પ્રમાણે

પણ એથી વધતી અસર થાય છે. દાખલા તરીકે એક બીલાડી અથવા કુકડર કરતાં તેટલાજ કદના એક કુતરા ઉપર ઝેરની અસર વધારે જલદી થાય છે, અને તેથી એક કુતરાનું મોત નિપજાવવા માટે ઓછામાં ઓછો સાપના ઝેરનો જે જથ્થો જોઇએ તે જથ્થાથી તેટલાજ કદ અને વજનની બીલાડી મરી શકતી નથી, પણ તેનું મોત નિપજાવવા તો ઘણું કરીને તેથી બેથી ત્રણ ગણો જથ્થો જોઇએ છે. માંસાહારી પ્રાણીઓ જેવાં કે માણસ, કુતરાં, બીલાડાં વગેરે-કરતાં ગીની-પીગ (guinea-pig), ઉંદર અને સસલાં જેવાં વનસ્પતિ ખાનારાં પ્રાણીઓ ઉપર ઝેર જલદી અસર કરે છે અને ઝેરની સામે સૌથી વધારે ટકી શકનારાં પ્રાણીઓ કુકડર, શિળો (hedge-hog) અને નોલિયો છે. લોકોમાં એવો ખ્યાલ હોય છે કે નોલિયા ઉપર સાપના ઝેરની અસર બીલકુલ થતી નથી, પણ એ વિચાર અખતરાઓ કીધાથી ખોટો માલમ પડયો છે. નોલિયા અને નાગ વચ્ચેની લડાઇમાં ઘણી વખત નોલિયો જીતે છે ખરો, અને તેમ ઘણી વખત બનેલું નોંધાયલું છે એટલુંજ નહિ પણ ડાકટર કામેટે પારીસના પાસતુંર ઇનસ્ટીટયુટમાં એ વિષે અખતરો કરવા એક પીંજરામાં છ ફીટ લાંબો એક નાગ અને ખીસકોલીના જેટલા કદનો એક નોલિયો મુકયા હતા, જેમાં નોલિયાએ થોડાજ વખતમાં નાગને મારી નાખ્યો હતો. પણ એવી લડાઇમાં નોલિયાની જે જીત થાય છે તે ફક્ત તેની ચપળાઇ અને સાપનો ડંખ ચુકવવાની તેની કુનેહ તથા તેના શરીરપર બાલના જાડાં પડને આભારી હોય છે, પણ જો નોલિયાને ઝેરી સાપનો સાબુત ડંખ લાગ્યો હોય તો બીજાં પ્રાણીઓ માફક ખચીતજ તે પણ ઝેરને વશ થઇ મરણ પામે છે એ સાબીત થયું છે. જો કે ઉપર જણાવ્યું તેમ બીજાં પ્રાણીઓ સાથ સરખાવતાં ઝેરની અસર સામે ટકવામાં એ વધારે શકિત ધરાવે છે.

બીજાં ઠંડાં લોહીવાળાં જાનવરો ઉપર ઝેરની અસર થાય છે તેવીજ અસર વગર ઝેરના સાપો ઉપર પણ થાય છે, જો કે ધામન ઉપર બીજા સાપોના જેટલી જલદી અસર થતી નથી. બીજાં હાથ ઉપર ઝેરી સાપો ઉપર એક બીજાનાં ઝેરની—મુખ્ય કરી પોતાનીજ જાતના સાપના ઝેરની અસર બીલકુલ થતી નથી. એનો ખુલાસો એવો ધારવામાં આવે છે કે ઝેરી સાપોને પોતાનોજ ડંખ અવારનવાર અકસ્માતથી લાગ્યાથી થોડું થોડું ઝેર તેઓને પચતું થઇ માફક આવી જાય છે. પણ એ એક ફક્ત કલ્પના છે અને તેનાં ખરાપણાની સાબીતી કાંઇ નથી.

હિંદુસ્તાન અને આફ્રિકાની કેટલીક સાપો પકડનારી જાતો વિષે કહેવામાં આવે છે કે સાપનું ઝેર તેઓને અસર કરી શકતું નથી. એ વાત જો ખરી હોય તો તે ઉપર જણાવ્યા જેવીજ રીત પ્રમાણે પહેલે થોડું થોડું ઝેર તેઓનાં લોહીમાં પચતું કરી તેઓ ઝેરની સામે ટકવાની શક્તિ ધરાવતા થયા હોય એ બનવાજોગ છે, જો કે એ બાબદની સચ્ચાઇ અને તેના ધારવામાં આવતા ખુલાસા વિષે ખાતરી ભરેલી તપાસ થઇ નથી.

સાપના ડંખથી થતી અસરો અને ચિન્હો તથા તેના ઇલાજો—તેમાં મુખ્ય કરી યુરોપના વિદ્વાનોએ શોધી કાઢેલા છેલામાં છેલા ઉપાયનું વર્ણન કરી, હું આ વિષય સમાપ્ત કરીશ.

---

# પારસી બાનુ લુપીન !

લખનાર—સસ્સેકા તીન પાઉં.

## વાર્તા પાત્રો.

**મીસ ચાંદણબાઇ કોકટછ—**આપણી વાર્તાનાં જાણીતાં બેંસ જેવાં નાયક જેવણ સાધારણ રીતે વરોડાની જેલમાં "પારસી લેડી સૅન્ડો" ઉરફ "પારસી બાનુ લુપીન" ના નામથી જાણીતાં થયલાં હતાં.

**બાઈમાય—**તેવણનાં બહેન જેવણ પેલા ફાંસવાલા લુપીનનાં વલીઆણી કહેવાતાં હતાં.

**લુલુ પીરોસા નવલઇકુમાનાં—**જેવણનાં નાનના પહેલા અક્ષરો લેતા લુ. પી. ન. બને છે અને જેવણ બચારી બાઇમાય ને હાથતાલી આપી ફાંસ જઇને શાહુચોરનો ધંધો માંડી બેઠા હતા.

**મીસ સુનાબાઈજી મંચેરીજી—**શ્રી ટીંબકટુ ખાતેનાં મહાન પારસી બાનુ ડીટેકટીવ. જેવણે મહાન પારસી બાનુ લુપીનને પકડી આપવાનું બીડું ઝડપ્યું હતું.

**કસીકુ મોતીરામ—**એવણનો માનીતો જંગબારી પોપટ જેને પેલી પારસીબાનુ લુપીન બેદબરી રીતે "૧૯૫૭" વાલાં પેનટીંગમાંથી પીટ્ટી ગઈ હતી.

**ગાનીમારડ—** ફાંસનો મહાન ડીટેકટીવ.

**જેહાંગીર—**પારસી બાનુ લુપીનને કસીકુ મોતીરામે ચોરવામાં મદદગાર થઇ પરેલો બેદી છોકરો. જે પાછળથી એક બેંસનું રૂપ ધારણ કરી મહાન બાનુ ડીટેકટીવ મીસ મંચેરીની બાપીશ દલાની હોસ્ટ-રૈહિસ મોટરમાર પીસમીટ્ટી ગયો હતો.

---

## પ્રકરણ ૧૩ મું.

( જેમાં બેદી મજલીસનું ભેગા મળવું, આરબ કાવાખાનામાં તથા જેમાં ફર્સ્ટ એડની સારવાર થવી, પારસીબાનુ લુપીનજી ઉપર ).

"કૈયુ ખાદર ?"

"શ્રમ બાવારીય."

"મેંગુસી પ્રાગ હાવાલ ?"

"છ."

"ગ્રાગી ટુંકાદરીસ્તાન ?"

"ઓં"

"મેરગાદી બોમડીન્યાં ?"

"આબારીઉ પુમપુમજી કોન્ડાન્યાં."

"ઇગલીઉ મોંઝરાલીસ્તાન ?"

"ઓં."

ઉપલી રસ ગળે તોબી કડકા નહી પરે તેવી મનોરંજક વાતચીત કાવા ગલીને નાકે આવેલાં કૈયુમ મગોવનાં કાવાખાનાંનાં એક ઈશાનખુણામાં બેઠેલા ચાર આરબો વચે ચાલી રહી હતી. તેઓ સઘળા એસપેરાન્ટો ભાષા જાણનાં જાણતા હતા. કાંય જે ઉપલી વાતચીત તેજ બાશામાં થયેલી હોવી જોઇએ એમ વરોડાનાં એસાયલમના ઉપરી ધારતા હશે. તેઓ સઘળા જણા જરથોસ્તી કોમ હાલમાં કેવી કરંજી બાબદોમાં મારામારીઓ કરવા ઉતરી પડે છે, તેને લગતી દુઃખ ભરી હૃદયભેદક, ચિત્તછેદક અને શાંતિભેદક તકરાર ચલાવતા હતા.

"કૈમમીંગ ચાગીલાગો સંર જમપોદજી ?"

પહેલા આરબે કારીનો એક મુદરાકો મારતાં પુછયું.

બોલ બોલતામાં તો ચાંદણ કોકટના હાથ તેમજ પગપર પાટાપુટી બંધાઇ બેઠા. તેણીનાં કપાલ પર પણ પલાસ્ટરની પટીઓ ગોઠવાઈ ગઇ અને કોલાંવાટર તથા ઇરમેલીંગ સાલ્ટનો છુટથી ઉપયોગ થઇ ગયો. તે અરબરતાની ફરર્ટ એઇયાઓની ચપલાઇ જોઇને પારસી બાનુ લુપીન બધી ઓરવઇ પોવરઇ ગઈ.

---

## પ્રકરણ ૧૪ મું

( જેમાં વિદિત કરવું પારસી બાનુ લુપીનનું તે બેદી આરબ મજલીસ આગળ પારસી કોમની લાચારીનું ! )

" તમે સઘળાઓએ જે ચપળાઇથી મારી ઉપર ફર્સ્ટ એઇ અજમાવી છે તે જોઇ હું નેહાયત ખુશી થઇ છું. આપણા બીકટ ધંધામાં એ હુન્નર ઘણો કામનો છે અને ખસુસ કરીને વખત નછુટકે આવે છે કે જ્યારે તમારું એ હુન્નરનું પાણી બતાવવાનું ઘણુંક જરૂરી કામ પરશે. પણ હમણા તમોએ જે ઉતાવળ કરીને મારો ખોલાસો સાંભળ્યા વગર આએ મને બાંધી લુંધીને બેસાડી છે તે ઘણુંજ ખોટું કહેવાય." મીસ ચાંદણબાઇજી કોકટુસકઇએ લંબાણથી વીવેચન કરતાં જણાવ્યું.

" કાંએ ? તમોને કાંઇ અકસ્માત નથી નટયો ?" સઘળા એક અવાજે બરાડી ઉઠયા.

" મને પોતાને અંગત અકસ્માત કશોએ નટયો નથી. " ચાંદણે કાહવાનું એક મોટું પ્યાલું ઉચકતાં ખાતરી આપી.

" પણ તમો નહીં બોલ્યા સરદાર, કે તમોને અકસ્માત નટયો, તેમાંથી લુપીન આવે છે એમ તમોએ જાણ્યું ? "

" નહીં અલ્લામીયાં ઉલ્લુ, તારે જો આપણા ધંધામાં વધારે વિખ્યાત થવું હોય તો જા, મહેતાજીની ઇસ્કુલમાં જઇ ગુજરાતીનો પુરો અભ્યાસ કરી આવ. "

" અરે સરદાર, હવે મહેતાજીની ઈસ્કુલોજ બધી કબરવાસ થવા લાગીછને ? ઓશાં તમારાં પારસી લોક બસ બચપણથીજ પોતાનાં પોરીઆંઓને ગાટપીટ સાટપીટ કરતાં જોવા એટલાં અધીરાં પરી જાય છે કે બસ તે લોકને શરૂઆતથીજ કાનવેન્ટમાં ને પાદરી લોકની ઈસ્કુલોમાં ધકેલે છે ત્યારે બચારો મહેતાજી શું કરે ? "

" શાબાશ, અલ્લાખાન ? તું કાલેજ બસરાથી ખજુર ચાવતો ચાવતો આવી પુગોછ ને એટલાવારમાં અમે પારસી લોકની ખણખોદ બી કરવા મંડી ગયો કે ? અરે દીકરા તું તો હજુએ નવેસવો છે પણ મુંબઇમાં જરા ઘર ઘાલીને રહેશે ને પારસી લોકમાં ફરસે તાહરેજ તું જાણુતો થશે કે એકવારની એ પ્રતિષ્ટિત કોમનું ગાડું કેવી ઉંડી ખીણમાં ગબડવા માંડયું છે. અરે ? ત્યારેજ તું જોશે ને ત્યારેજ તું જાણશે કે——"

ચાંદણ કોકટ પારસી લોકની કાંઇ વધુ કીટકીટ કરે તેટલો એક મોટો તોપનો ગોળો આવી પડયો હોય તેવો ધડાકો થયો. તે આંખી મજલીસ ચોંકીને પાછી બેઠી પણ જરા શાંતપણે વિચાર કરતાં જણાયું કે એ તો આપણા ઈષ્ટમીત્ર મીયાં કબાબખાને એક ન્હાનો જેવો ઓટકાર ખાધો હતો !

" કાવાબખાન ? બદહજમી થઇ છે કે ? "

" નહીં સરદાર ? એ તો ફક્ત ચણાની દાળ બાદમે તાડી પીએલી તેનો પ્રતિઉત્તર છે નવાબ. "

" જો બદહજમી થઈ હોય તો સર દીનશા પીટીટવાલી જોલાબની ગોળીઓ તાબડતોબ ગળી જા. "

" જો હુકમ, શીર પરવર ? "

ઉપલી વાતચીત ઉપરથી આપણને સુરજનાં તટકાંની મુઆફક ખોલ્લું જણાઇ આવે છે કે ઉઠાવગીરોની તે પારસણ સરદાર તેઓમાં કેટલી માનીતી અને માન પામેલી હતી. તેણી રોજ સહવારના ને દરેક આરબ લુટારની બગલમાં તાપની શીશી મુકીને ટેમ્પરેચર લેતી હતી અને ખબર અંતર પુછી ઘટતા ઇલાજો ફરમાવવાની કાળજી કરતી હતી, તો પછી તે આરબ લુટારૂઓ પોતાની આવી કેહેબતમય સરદાર ઉપર જાનફેસાની કરે તેમાં કાંઇ નવાઇ છે ? કાંઈ અચરતી છે ? અરે ! કાંઇ ઓચંબો છે વારૂ ?

નહીં !

જેહેજબી નહીં ! !

બીલકુલ્લ નહીં ! ! !

સદદદદદ્દરલ્લ્લરરરર નહીં ? ? ? ?

નહીં ?

# બંદગીના ફાયદા.

લખનાર—મિસ પૈરૂચ જીજીભાઇ માદન.

દાઓસ્યા થા વોહુ અથા નેમખ્યા મદી અથા ઇપુઇથ્યા મદી થ્વા મઝ્દા અહુરા.

( યસ્નને હા. ૩૯ )

ઓ અહુરમઝ્દ તેં જે આપ્યું છે તે નેકજ છે, માટે તારી નમાજ અને શુક્ર ગુજારી કરીએ છીએ.

બંદગી, એબાદત, પરસ્તેશ, પુંન. આરાધના, ઉપાસના, ભક્તિ એ સર્વનો અર્થ ઉતરતાએ ચઢતાંની કરવાની સેવા ચાકરી એટલોજ છે, પણ તે ખાસ કરીને ખુદાની ભક્તિ કરવાના એકજ કામને અર્થે સાધારણ રીતે વપરાય છે. જરથોસ્તી દીન મુજબ ભક્તિ મનથી, વાણીથી, કામથી કરાય છે, તોપણ સાધારણ રીતે પવિત્ર કલામોથી થતી ઇશ્વરની ભક્તિને બંદગી કરી કહેવામાં આવે છે.

હવે બંદગીના ફાયદા કેવા છે તે ઉપર વિચાર કરીએ. જેને વખાણ કરવી ઘટે છે તેની વખાણ કરવી, જેનો આભાર માનવો ઘટે છે તેનો આભાર માનવો, જેની માંગવી ઘટે તેની માફી ચાહવી, જેને જે ઘટે તે તેની તરફ બજા લાવવું એ વાજબીની રાહે આપણી ફરજ છે. અને જો ઇનસાને ઇનસાન તરફ વરતવાની ફરજ છે તો ખુદાતાલાનો આપણી તરફથી કેટલી વધારી વખાણ, શુક્ર ગુજારી, અને માફી માગવાનો હક છે, અને તેથી કરીને આપણી પરની એ ફરજો અદા કરવાની જરૂર છે. તેનાં કામો અતિ વખાણને લાયક છે, તેના આભારો બેશુમાર છે, આપણી તરફથી જે તકસીરો થાય છે તેની માફી માંગવાની કેવળ જરૂર છે. ( એ માફી માટે પતેતની જરૂર છે ) એ સઘળું બંદગીમાં સમાયલું છે માટે બંદગી જરૂરની છે.

જેથી આપણું હમેશાં રક્ષણ થાય એવા રાજકરતા તરફ નમીને લાયક શબ્દમાં આપણી વફાદારી જાહેર કરવી. હવે જો ખુદાતાલા આપણો સૌથી મોટો રાજકર્તા અને રક્ષણ કરનાર, પેદા કરનાર છે, તો તેની તરફ ખરા અંતઃકરણથી સર નમાવી ને મોઢેથી તેની કીર્તિ ગાઇને તેની તરફ વફાદારી બતાવવાની ફરજ છે એ સઘળું બંદગીમાં છે માટે બંદગી કરવાની ફરજ છે.

આપણે ખુદાના બંદા કહેવાઇએ છીએ. બંદા એટલે સેવા કરનારો અને બંદાનું કામ તે બંદગી અથવા સેવા છે. હવે આપણે ખુદાના બંદા કહેવાઇએ છીએ તો તેની તરફની આપણી ફરજોમાંની એક ફરજ બંદગી છે એ ચોક્કસ છે.

આપણે ઘણાં નબળાં છીએ. ઘડી પછી આપણું શું થશે તે આપણને ખબર નથી. આપણે હરેખરે ભાગે ખુદા પરજ આધાર રાખ્યે છીએ એટલુંજ નહીં, પણ કોઇ વખત ગુનાહનું કામ કરી તેને નાખુશ કરીએ છીએ. માટે તેની મહેરબાની મેળવવાની આપણને ઘણી જરૂર છે. માટે જે આપણું એક વફાદાર અને તાબેદાર ફરજંદની પેઠે તે આપણા સર્વશક્તિવાન બાપ આગળ આપણું હૈયું ખુલ્લું કરી તેને શરણે નહી જઇએ તો આપણી નાચારી. બેખબરી, ને ગુનેહગારીને ફાયદો કરે એવું બીજું આપણે શું કરવાનાં હતા ? એ સઘળું બંદગીમાં છે. માટે બંદગીની જરૂર છે.

આપણાં મનની ખાસીયત એવી છે કે તે વખતો-વખત અહંકાર, મગરૂરી, ગુસ્સા ને એવી બીજી ખરાબ દુર્ગુણોની ચીજો ઉપર ઢળી પડે છે. બંદગી, ઇનસાનનાં મનને નીચું પાડી આપણાંથી ચઢતાં અગણિત દરજ્જેના ખુદાતાલાની યાદ આપે છે તેથી તે બંદગી આપણાં મનનાં દુર્ગુણોને દાબી કાઢવાને એક મજ-

ખુબ ઇલાજ છે. માટે આપણાં મનનાં ભલાંને માટે બંદગી કરવાની જરૂર છે.

જેમ જોઇતા ને ખરવખતના ખોરાકથી, લાયક પોશાકથી, અને ઘટતી માવજતથી શરીર તંદરોસ્ત રહે છે તેમ ઉમદા ખુદાઇ વિચારોથી આપણા આત્માને તંદરોસ્તી અને કૌવત મળે છે, માટે જેમ શરીરને કૌવત આપવા માટે ખોરાકની જરૂર છે તેમ આપણાં આત્માને કૌવત આપવા માટે ખુલદ વિચારોની જરૂર છે, અને તે વિચારો ઉત્પન્ન કરવા માટે બંદગીની જરૂર છે.

માણસે હમેશાં પોતાના મનને દુન્યાદારીના કામમાં અથવા બીજા હલકા વિચારોમાં ભમતુ રાખવું એ તેને છાજતું નથી. તેણે જે જન્મ લીધો છે તેનો કોઇજ નહી તો થોડો ભાગ પણ ઉત્તમ કામમાં ગુજારવો ઘટે છે. હવે પેદા કરનારની ખુબીઓ સમજીને તેની કીર્તિ ગાવામાં નમનતાઇ, નેકી, ભલાઇ, પવિત્રાઇ, અને એવાજ બીજા ઉમદા વિચારોમાં પોતાની જીંદગીનો જે વખત રોકાય તે બેશક રૂડી રીત ગુજારેલો કહેવાય, માટે બંદગીની જરૂર છે.

આપણો આત્મા અને મન એટલાં નબળાં છે કે જરા દુઃખ કે આફત આવી પડે છે કે હિંમત હારી જાય છે પણ બંદગી કરવાથી પાછી હિંમત મળે છે. સ્પિનમાન જરાથુસ્ત્રના સપેહસાલાર-હકીમ જામાસ્પ ઓએ બંદગીની બરકતથી મુશકેલી વખત હિંમત મેળવી હતી, એવી નોંધો તવારીખમાંથી તથા અવસ્તામાંથી મળે છે.

સરોશ યસ્ત હાદોખ્તના પહેલા ફકરામાં કહે છે કે "બંદગી સર્વોત્તમ છે. ખરાં દીલથી તથા પાક નૈયતથી સમજીને કીધેલી બંદગી ખરાબ માણસની તથા વેહેમી ધાસ્તીભરેલા વિચારોની સામે થવાને આપણે માટે એક જબરૂં હથ્યાર થઇ પડે છે." ખરી બંદગી આપણામાં એક જાતનું શૂર ઉત્પન્ન કરે છે અને તેથી કરીને આપણી સામે ઉભી થયલી મુશ્કેલીઓ ઘણે દરજ્જે દુર કરવાને આપણે શક્તિવાન થઇએ છીએ. અશો જરથુસ્ત્રને મારી નાંખવા માટે જ્યારે તમામ દેવો ઉભા થયા તે વખત પેગામબરે જે ઉપાયો લાગુ પાડ્યા તેમાંનો સૌથી પહેલો ઉપાય એ હતો કે તેવણ યથા ના એહુ વઇર્યો ભણ્યા તે વખતે સઘળા દેવો દુર ગયા ને તેમની આફત ટળી.

બંદગીમાં રહેવાની આદતથી એક માણસ કાંઇ ખોટું કામ કરવાથી દુર રહે છે, તેને કુદરતી તે કામ કરવા માટે શરમ લાગે છે, આપણા દીલમાં મુકાએલી કુદરતી શરમનો એ એક મોટો ફાયદો છે તો તેની હમેશાં યાદ અને અસર તાજી રાખવા સારૂ બંદગી કરતાં રહેવું.

બંદગી કરવાથી આપણા મનને ભરોસો મળે છે તેથી મનની શકમંદી દફે થઇ ઉલટ પેદા થાય છે. નાઉમેદી દફે થઇ ઉમેદભર્યાં બન્યે છીયે. અને આપણાં કામમાં ફત્તેહ મળે છે. એક વિદ્વાન કહે છે કે "God looks not at the pomp of word and variety of expression but at the sincerity and devotion of the heart".

અનેક તરેહની દુન્યાંની આફતોમાં તન, મન, દુઃખ, દરદો, આપણી નેક ઉમેદમાં નિષ્ફળતા, આપણા દોસ્ત આસનાંવો અને વાહલાંઓની આ દુન્યામાંથી કુચ, એવી એવી અનેક નાચારી અને નાસીપાસીમાંથી કાંઇબી દીલાસા જેવું આપણને મળે તો દાદર અહુરમજદની ઉપરનો આપણો વિશ્વાસ, તેની યાદ અને બંદગી છે.

સઘળા ધર્મમાં બંદગી કરવાની ફરજ કહેલી છે. બંદગી એ એક ધર્મનો ભાગ છે અને જે માણસ જે ધર્મને લગતો હોય તે ધર્મની રૂહે તેણે બંદગી કરવી જોઇએ છે.

---

## હુશ્યાર !

શેઠ—પેલા ઇનકમટેક્સવાળાને તેં કહ્યું કેની કે શેઠ તો કલકત્તે ગયાછ.

નોકર—હાંજી, મેં કહ્યું કે આજ સહવારેજ તમો ગયા છો ?

શેઠ—તેણે શું કહ્યું ?

નોકર—તમે પાછા ક્યારે આવનાર હતા તે જાણવા માંગતાં મેં તેને જણાવ્યું કે બનવાજોગ છે કે સાંજે ચારેક વાગતે તમો પાછા ફરશો !

## ગદ્ધો !

દુચો—એ બૈરીવાળા માણસને શું કહેછ, પપા ?

પપો—મૂર્ખો.

બુચો—બેથી વધારે બૈરીવાળાને ?

પપા—પહેલા નંબરનો ગદ્ધો !

ઉપર કેવી અને કેટલી થાય છે તે પણ હવે જણાવા લાગ્યું છે.

### લાગણીઓની સત્તા.
### (The Power of Emotions.)

અમેરિકાનો જગજાણીતો ડૉ. જે. એચ કીલોગ કહે છે કેઃ—

ખુશાલી, દલગીરી, ગુસ્સો, અને બીક, તેમજ બીજી બધી લાગણીઓ એઓ ઘણીજ બળવાન શકિતઓ છે કે ? જેઓ, જેમ કાલીલ દવાઓ અથવા બીજી તેવી ખાકી ચીજો શરીર ઉપર અસર કરે છે તેવીજ રીતે લાગણીઓ પણ શરીરનાં કાર્યો, અથવા અંદરની હીલચાલો ઉપર સારી યા માઠી અસરો કરે છે.

પ્રોફેસર સી. લેન્જ, જે એક દેનીશ લખનાર છે, તેણે એક મોટું પુસ્તક રચ્યું છે, જેમાં કેટલીક લાગણીઓના ખાસ અભ્યાસ કરેલાનાં .રિણામો જણાવ્યાં છે કે જે માટે તે કહે છે કે દરેક લાગણીથી આ શરીર ઉપર ચોક્કસ અસર કરી તેની અમુક હાલત કરે છે. તે ત્યાં સ્પષ્ટ રીતે દેખાડે છે કે એક લાગણી એ શારીરિક હાલત છે, અને નહીં કે માત્ર મનનો અથવા જીવનો અનુભવ. બીજા ઘણાં સાઇકોલોજીસ્ટો ( આત્મવિદ્યાના અભ્યાસીઓ ) તેમજ ફીઝીયોલોજીસ્ટો (શારીરિક યંત્રનાં અભ્યાસીઓ ) જેઓ પણ એજ બાબદ ઉપર કાર્ય કરતા હોય છે તેઓ સઘળા આજ છેવટ ઉપર એકસરખા આવ્યા છે.

### ખુશાલીની લાગણીથી શરીર ઉપર થતી અસર.

તેમની બધી મહેનતોથી હવે એવું જણાયું છે કે, દાખલા તરીકે, ખુશાલીની લાગણીઓ શારીરિક ક્રિયાની ચપળતા વધારે છે. ખુશાલીની અસરોથી—આરટરીઝ ( મોટી નસો ) કેપીલરીસ ( capillaries ) ફુલાય છે, એટલુંજ નહી પરંતુ દરેક અવયવને વધુ જથ્થામાં ચોખું લોહી મળે છે. ખુશાલીની અસર, આખી મસ્ક્યુલર સીસ્ટમ ઉપર થવાથી તેઓ વધુ ચપળ થાય છે એટલુંજ નહીં પણ તેમની વધુ કાર્ય કરવાની તેમજ ખમવાની શકિત વધે છે. દાખલા તરીકે, હાર્ટ મજબુત રીતે ચાલે છે, ભેજું ઘણું સાફ રીતે વિચાર કરી શકે છે, દમ ઉંડો ચાલે છે, પાચનક્રિયા ઘણી ચપળ થાય છે, આંખો તેજસ્વી અને ચળકતી થાય છે, ગાલો તન્દરોસ્તીથી ચળકતા થાય છે, ટુંકમાં આખું શરીર આનંદમય થાય છે અને મનની ખુશાલ હાલતમાં તે શાંતિની અસરો તળે, સંતોષી થઇ સુખી અને આબાદ થતું જાય છે.

કેનન, જે મોટો સાયન્ટીસ્ટ છે, તેણે બીલાડીની પાચનક્રિયા ઉપર કરેલા પોતાના અખતરાઓથી અનુભવ્યું છે કે, જ્યારે તે પ્રાણી ( બીલાડી ) સુખી અને સંતોષી હાલતમાં હોય છે, કે જે તેના "મ્યાઉ મ્યાઉ" કર્યાથી જણાય છે, ત્યારે તેની પાચણ ક્રિયા કાયદાસર અને ચપળ રીતે ચાલે છે. એક્ષ રે ( X ray ) ની મદદથી હોજરી ખોરાક ઉપર કેમ કાર્ય કરે છે તે જણાયુ છે કે ખુશાલીની વેળા, ખોરાકને હોજરી મીકસ કરે છે, છુટો પાડે છે, અને પ્રવાહી થયલા પદાર્થને તે આંતરડાંને આપે છે. જેવી તે બીલાડી "મ્યાઉ મ્યાઉ" કરતી યાને ખુશાલીની લાગણી દેખડાવતી બંધ પડી કે તુરતજ પાચનક્રિયા પણ થતી અટકી.

આ પ્રમાણે ત્યારે, હાલની સાયન્સની શોધ ઓજો શારીરિક ( ફીઝયોલોજીક ) ક્રિયાઓનાં લક્ષણોથી જુની કહેવત કે "એક ખુશાલ જીગર દવાના જેવો સારો ગુણ કરે છે." તે પુરવાર કરી આપે છે.

### ગમગીની તેની શરીર ઉપર અસરો.

દલગીરીની જે અસરો શરીર ઉપર થાય છે તે ખુશાલીની હાલત કરતાં તદન ઉલટીજ હોય છે. દલગીરીથી આખા શરીરની ક્રિયા મંદ પડી જાય છે. મસ્ક્યુર સીસ્ટમ છુટી ( relax ) થઇ નબળી પડે છે.

દલગીર ચેહરાના માણસનો દેખાવ એક તદન હારી ગયેલાં અથવા થાકી ગયલા માણસનાં જેવો લાગે છે. વારંવાર નિસાસો (Sigh) મુકવાનું થાય છે તે કાંઇજ નહી પણ નિસાસો ખાધાથી છાતીનું કાર્ય જે વધુ ચપળ રીતે થાય છે તેથી ત્યાં ઑકિસજન (હવા) કમી થઇ જાય છે તેને લાંબા ઉંડા દમ (deep breathing) થી અંદર ભરવાની માત્ર કુદરતની કોશેશ છે.

ગમગીની અથવા દલગીરીની અસરો, અંદરના અવયવો ઉપર ઘણી ઉંડી રીતે થાય છે. બહારનાં લોહીનાં વાસણો સંકોચાઇ જાય છે, જેથી ચહેરા ઉપર ફીકાસ અથવા કોઇ વાર સીસાના જેવો કાળો દેખાવ થઇ લાગે છે, કે જે ત્યાં (ચેહરા ઉપર) લોહીના કમી થવાથી બને છે, હાથ પગ ઘણીક વેળા ઠંડા થઇ જાય છે, અને અંદરના રસો (secretion) કમી થઇ જાય છે, પરીણામે મોઢું તદન સુકું થઇ જાય છે. અને મોઢું સુકું થવાથી ત્યાં બેકટ્રીયા ને ઝેરી જીવજંતુઓ પેદા થાય છે, જીભ ઉપર થરો બાઝે છે, અને કડવાં તત્વો થઇ લાગે છે કે જે ગમગીની સાથે મ્હોડાંમાં કડવાસ ઉપજવાનું કારણ હોય.

## ધાસ્તીનાં લક્ષણો.
## (Symptoms of fear.)

ધાસ્તી અથવા બીક, એ દલગીરીની પેરે નબળાઇ પેદા કરે છે, અને કેટલીકવાર તો મસ્સલોનો સંપૂર્ણ લકવો (paralysis) થઇ લાગે છે. તે વેળા સાથે લોહીનાં વાસણો સંકોચાય છે, કે જેથી મ્હોડાં પર ફીકાસ આવે છે. ધાસ્તીથી જે અસરો ઇનવોલનટરી મસ્સલ એટલે કે હાર્ટ, લીવર, હોજરી વગેરેના મસ્સલો ઉપર થાય છે તે તો હાર્ટના ઝડપી ધબકારાથી ખુલ્લેખુલ્લું જણાઇ આવે છે, અને કોઇવાર ટાઢી (chill) પણ ભરાઇ આવે છે. એથી ઘણીક મજબુત અસર સીમપથેટીક નર્વસ ઉપર થવાથી આંખનાં ડોળા તરી આવે છે યાને ઉપસી આવે છે. અને એ નર્વસોમાં જોશ (stimulation) થવાથી, બોવેલ અને બ્લેડર (પેટ અથવા પીશાબ) છુટી પડે છે. અતિશય બીકથી કેટલીકવાર શરીર ઉપર એટલી તો મજબુત અસર થાય છે કે તેથી લકવો (paralysis) દિવાનાપણું (insanity) અથવા મરણ પણ નીપજે છે. આવી રીતની ખાકી હાલતો, જ્યારે થોડીકવાર (temporary) ની થાય છે, છતાં કેટલીક વેળા તે મહિનાઓ સુધી રહે છે, અથવા જો તે માટે ખાસ સંભાળ ન લીધી તો હમેશની થઇ લાગે છે.

## ચિંતાની ખાસ્યત.
## (The Nature of Worry.)

ચિંતા, બીક સરખીજ છે. ખરૂં જોતાં ચિંતા એ એક જાતની ચાલુ (chronic) થઇ પડેલી બીકજ છે. ઘણી તિક્ષણ આકારમાં ચિંતા એ અપમીત ધાસ્તીના જેટલીજ ખરાબ અસર કરે છે. જે માણસો પોતાનાં કામ ધંધા માટે ચિંતા મુન્જવણ કર્યાં કરે છે તેઓ લગભગ શરૂઆતથી તેમાં હાર ખાધેલા હોય છે. યાને તેને ફત્તેહ મળી શકતી નથી; કારણકે તેના મનમાં શંકાજ હોય છે. કારણ કે હાર માટે આગળથી વિચાર કરવો એ ગોયા પોતાના હાથેજ મનમાં હાર મેળવ્યા બરાબર છે. બીજી મંદ લાગણીઓની પેરે, ચિંતા પણ શરીર ઉપર ઘણી નાશકારક અસર કરે છે, અને તેની આસપાસ એક નુકશાનકારક કુંડાળુ બનાવે છે. ચિંતા માટે, સાધારણ રીતે એવું ધારવામાં આવે છે કે તે માત્ર એક મનની મંદ થયલી હાલત છે; પણ ખરૂં જોતાં તો તે વધુ ચપળ થયેલી સ્થિતિ છે. ચિંતાથી બ્રેઇનની શકિતઓ ખપી જાય છે, ખરૂં જોતાં તે બ્રેઇનને તેમજ નર્વસને અસર વિનાની યાને નબળાં કરી નાંખે છે.

પરંતુ ચિંતાની અસર કાંઇ એકલા મન

ઉપરજ થઇને રહેતી નથી પણ શરીર ઉપર પણ થાય છે; કારણ કે તેની અસર મોટા ન્યુમાગસત્રીક યાને (ફેફસાં હાર્ટ તથા હોજરીની) નસો ઉપર તેમજ સીમ્પથેટીક નર્વસો ઉપર થાય છે એટલુંજ નહિ પણ બીજી રીતે પણ ઘણી ખરાબ અસરો શરીર ઉપર ઉપજાવે છે.

સીમ્પથેટિક નર્વસ અને વેસોમોટર નર્વસ એઓને જે એકબીજા સાથે સંબંધ છે તેથીજ અવયવોનું કાર્ય થાય છે અને કાયદાસર ચાલે છે, ત્યારે આ બધી નર્વસોનાં દબાણથી હાર્ટ, ફેફસાં, હોજરી, લીવર, પાનક્રિઆસ, કીડની, બોવેલ અને બીજા પ્રાણીક અવયવોના કાર્યો (ક્રિયા) બરાબર રીતસર ચાલે છે.

દાખલા તરીકે, સીમ્પેથેટીક નર્વસો છે. તેઓ હાર્ટના કાર્યને જોશ આપે છે. "વેગસ" નર્વો હાર્ટ ઉપર એવો કાબુ રાખે છે કે તે ચીજ હાર્ટની ક્રિયા વધુ મજબુત અને અસરકારક થઇ શકે છે. એ "વેગસ" નર્વનાં કાબુ વિના હાર્ટ એકદમ દોડી જાય, અને જલદીથી થાકી જઇ શકે છે.

**Worry wears like overwork.**

અતિશય મહેનતથી જેમ માણસ તવાઇને નબળુ પડે છે તેમ ચિંત્તાથી પણ થાય છે.

જોઇએ તે કરતાં વધુ મહેનતના કર્યાથી જે અસરો થાય છે તેવીજ રીતે ચિંતાની પણ સમજવી, તેની એક અસર એ છે કે વેગસ નર્વનું ચલણ કમતી કરે છે, અને તેજ વેળા સીમ્પથેટીક નર્વસની ક્રિયાને વધુ ઝડપી કરે છે. દાખલા તરીકે, નાડી બહુ જશથી ચાલે છે, હાર્ટના ધબકારા ઝડપી થાય છે, ફેફસાંઓ ઉપર સોજો આવે છે, ચામડી ફીકી પડે છે, હાથ પગ ઠંડા થાય છે, ડોળા ચઢી આવે છે, શરીરનું વજન કમતી થવા માંડે છે, ઉંઘ ઉડી જાય છે, અને બરાબર આસાયેશ મળતી નથી, અને આખુ શરીર જાણે થાકીને લુસ થઇ ગયું હોય એવું થાય છે.

નબળાઇના જોશથી, મસ્લસો જો કે નબળા પડે છે છતાં ખેંચાયલા (tense) રહે છે. કેથે કેથે આંકડાં આવે છે.

આવી રીતે આ બધી નિશાનીઓ સીમ્પથેટીક નર્વસો ઉપર ચિંત્તાથી થાય છે તેઓ તુરત માલુમ પડી આવે છે.

ડોળા તરી આવે છે, તે ભેજાંની નસો થાકી જવાથી થાય છે, જેથી ડોળા સંકોચાઇ જાય છે, જ્યારે સીમ્પથેટીક નર્વસો, જેનાંથી પણ ડોળા તરી આવે છે તેઓ તેને સ્તીમ્યુલેટ કરે છે. દમ, શ્વાસ ઘણો ધીમો ચાલે છે.

## The Internal Secretion.

## અંદરના રસોની ક્રિયાઓ.

છેહલાં થોડાંક વર્ષો થયાં, લેબોરેટરીમાં જે અભ્યાસ અને અખતરાઓ થયા છે તેથી ચિંત્તાની શરીર ઉપર શું અસર થાય છે તેની ઘણીક નવીન જાણવાજોગ હકીકતો બાહેર પડી છે. બ્રાઉન કાવર્ડ અને બીજા ઘણાં ફીઝયાલૉજીસ્ટોની મેહેનતથી એવું માલુમ પડ્યું છે કે, શરીર એવા ઘણી જાતના રસો પેદા કરે છે કે જેઓ, ચિંત્તાને લીધે, ચામડીની સપાટી અને મ્યુકસ મેમ્બ્રેનમાં જવાને બદલે, સીધા લોહીમાંજ દાખલ થાય છે. આ ભેદી રસોનાં કાર્યને લીધેજ ખોરાકની પાચણ તથા સમાવેશ ક્રિયા કાયદાસરની થાય છે. આ બનવા જોગ છે કે શરીરનો દરેક સેલ (cell) કોઇક છુપો રસ બનાવતો હોય, કે જે શરીરના દરેક બીજા સેલ ઉપર અમુક અસર ઉપજાવતો હોય.

આ રસો બે જાતનાં હોય છે. એકને હૉરમૉન્સ (Hormones) કહે છે અને બીજાને "ચેલોન્સ" (chalones) કહેવામાં આવે છે. "હૉરમૉન્સ" તે ચીજ છે કે જે ચપળતાને વધારે છે જ્યારે "ચેલોન્સ" શારીરિક ક્રિયાને ધીમી કરે છે અથવા થતી અટકાવે છે. પણ આ બેઉ જાતના રસો શરીરના કાર્યનું સમતોલપણું રાખે છે.

જાળવી રાખવા માટે અગત્યના છે. જે અવયવો આ રસો પેદા કરવા માટે વધુ ક્રિયા કરે છે અને તે લીવર, પાનક્રિયાસ, થાઇરોડ, કીડની, સ્પ્લીન પીટીયુટરી અવયવ ( કે જે ભેજામાં રહેલો છે તે ) અને ઓવરીસ છે.

## ડાયેબીટીસ યાને મીઠી પિશાબનો રોગ કેમ થાય છે.

પાનક્રિયાસ જે અંદરનો રસ બનાવે છે તે, જ્યારે મરલસમાં જે ઉભરાતો રસ (ferment) થાય છે તેની સાથે મળી જઇને, જે મીઠો ( Sugar ) પદાર્થ મરલસમાં ગયો હોય તેને ફેરવીને શક્તિમાં બદલી નાંખે છે, અને આ ક્રિયા થતી અટકે છે, ત્યારે ડાયેબીટીસ ( મીઠી પિશાબ ) નો રોગ થાય છે. કીડની સાથે બીજા નાના એડ્રીનલ્સ કરી નાની કોથળી ( glands ) ઓ છે, તેઓ એક બીજી જાતનો રસ પેદા કરે છે કે જેથી કરી લોહીનાં વાસણો સંકોચાય છે અને લોહીનું દબાણ વધવા પામે છે. આ રસો હાર્ટ તથા લોહીની ક્રિયા માટે અગત્યના છે. તેઓનું ચલણ એટલું તો મોટું છે કે તેઓ એક ફીઝીયોલૉજીસ્ટે એક કુતરાનું માથું કાપી જુદું કરવામાં આવ્યું હતું; છતાં આ રસોની મદદથી, જુદા થયેલા ધડમાં હાર્ટ-ની ક્રિયા તથા લોહીનું ફરવું ૨૪ કલાક સુધી રાખી શક્યો હતો.

પીટયુટરી, એ ભેજાંનો એક નાનો ભાગ છે કે જેમાંથી એક જાતનો રસ નીકળે છે, કે જે લોહીનું દબાણ વધારી કીડનીની ક્રિયાને ઝડપી બનાવે છે.

તનદરોસ્ત હાલતમાં આ બધી જાતના રસોમાં સમતોલપણું ઘણી અચ્છી રીતે જળવાયલું હોય છે. જ્યારે બીજા હાથ ઉપર ચિંતા કરવાથી, તેમના કાર્યમાં ખલલ થાય છે. ચિંતાથી પાનક્રિયા ઉપર એટલી તો અસર થયેલી માલુમ પડી છે કે તેથી ડાયબેટીસ થવા પામે છે, ગળાં ઉપર જે મોટી વસુરીઓ ( goitre ) થાય છે તેને માટે કહેવામાં આવે છે તે લાંબા વખતની ચિંતાને લીધેજ થાય છે. કારણ કે તેથી સીમ્પથેટીક નર્વસો ઉશ્કેરાય છે અને તેઓ ગળાનાં ભાગ ( thyroid ) ને જોશ આપે છે, ભેજાનાં પીત્યુરી ગલાન્ડને જોશ ( stimulants ) મળવાથી. કે જે ચિંતાને લીધેજ થાય છે. તેથી પિશાબ બહુ મોટા જથ્થામાં છુટે છે.

તજા બા પુરવાર થયું છે કે, ચિંતાથી એડ્રીનલીન કોથળીઓમાં રસો વધવાથી લોહીના દબાણ તથા હાર્ટ ઉપર નુકશાનકારક અસર થવા પામે છે. આ એડ્રીનલ રસોનું કાર્ય માટે જાણવું અગત્યનું છે કે, તેઓ શરીરમાં ખાસ કરી ઝેરી જાનવરી તથા વેજીટેબલ તત્વોના ઝેરોનો નાશ કરે છે.

## Depression follows the use of Drugs.

## દવા પીધાથી સુસ્તી આવે છે.

આ એડ્રીનલની ક્રિયાને જે અણઘટતો જોશ આપનારાં ઝેરી તત્વો છે, તેઓમાં સૌથી પહેલાં, તમાકુ, આલકોહલ, ચાહ અને કાફી છે અને તે પછી બીજા એવાં દવાનાં વ્યસનો આજ કારણને લીધે, આ ચીજો પીધાથી તેમની "નારકોટીક ઝેરી" અસરો થઇ રહ્યા પછી સુસ્તી બેચેની જેવું માણસને લાગે છે. જ્યાં સુધી આ ઝેરી ચીજોની પહેલી અસર રહે છે ત્યાં સુધી સુસ્તી લાગતી નથી, કારણ કે તેની ખરી અસ-ર, પેલા નારકોતીકની અસર તળે દબાઇ રહે છે, એટલે નરવસોની લાગણી મંદ પડે છે તેથી તેની ખરી અસર શરૂઆતમાં જણાતી નથી; પણ જ્યારે તે અસર જતી રહે છે ત્યારે લોહીમાં આદીનેલ રસો વધુ જથ્થામાં થવાથી, તેની આ-સપાસના તીસ્યુઓ તેની અસર દેખાડવા માંડે છે, અને તે પાછળ-સુસ્તીપણું અને બેચેની વગેરેનો અનુભવ થાય છે.

### આંતરડાંમાં પેદા થતા ઝેરો.

ઉપર કહેલાં ઝેરો તો માણસ પોતાની મરજીથી શરીરમાં દાખલ કરે છે પણ બીજા એ કરતાં વધું ઝેરી તત્વો છે કે જેઓ શરીરમાં પેદા થાય છે, અને તેઓની અસર એવી તો છુપી રીતે થાય છે કે, અત્યાર સુધી તે અસર તો જણાયા વગરની રહેલી હતી.

આ બધાં ઝેરો, કોલન ( મોટા આંતરડાં ) માં ચોક્કસ જાતનાં ખોરાકો ઉપર, ત્યાં જર્મો ( કીડાઓ ) પેદા થાય છે તેઓથી થાય છે અને તે પછી ત્યાં કોહવાટ અને નાશકારક ક્રિયાઓ થવા માંડે છે. જે ખોરાક બાહેર કોહી જાય છે તેઓ શરીરમાં પણ તેજ મીસાલ કોહવા માંડે છે. દાખલા તરીકે માંસ પછી તે બકરાં-ગાયનું કે મછી, મરઘાં બતકાં તેમજ ઈંડાં હોય, આ બધા પદાર્થો કોલનમાં જવાથી કોહવાટને ઉત્તેજન આપે છે.

અને એ ફરીયાદ પછીથી માણસને જે કાહેલીપણું યાને કાંઇપણ ચીજ (ખાવા પીવા કે ફરવા) ગમે નહીં એવું થાય છે તે આથી સમજ પડે છે. જે માણસનાં "બોવેલ" દીવસમાં બેથી ત્રણવાર કાર્ય કરે છે તેને કદી પણ આ દરદ થતું નથી. જ્યારે માણસનું લોહી સ્વચ્છ અને અંદરનાં કાર્યો બરાબર થાય છે. ત્યારે માણસને બધી સારીજ આગાહીઓ અને વાતો જણાયછે.

એક રીતે બેસી રહેવાની ખરાબ આદતથી પેટનાં ભાગમાં લોહીનો જમાવ થઇ રહે છે. જેથી પણ માણસની તબીયત બીગડે છે. વળી ચાલ્યા હાલ્યા વીના માત્ર બેસી રહી જીંદગી ગુજારવાથી પણ એજ પરિણામ આવે છે.

ઉંઘ જતી રહી હોય, તે માટે તરેહવાર દવાઓ પીવાથી અને ખાસ કરી મરીમસાલો ખાંડસાકરના પદાર્થો ખાવાથી પણ "એડ્રીનલ" અવયવોમાં જોઇએ તે કરતાં વધુ ચપળતા

દ્રુ આફ્રિકાના એજન્ટ
સી. એમ. પરવઝ,
બક્સ ૨૨, ટોંગાટ,
ટ્રોકેરશી, S. W.

# ગુલશન

# GULSHAN.

દક્ષિણ આફ્રિકા ખાતે
જ્યાં ગુલશનના લવાજમો
મી૦ પારસી સ્વીકારશે.

સપ્ટેમ્બર ૧૯૧૬ વૉલ્યુમ ૮ Vol. 8 September, 1916.

## સાંકળયું.

# બે બોલ.

આજના શુભ દીવસે પારસી કોમનું નવું વર્ષ કુલ દુન્યાને ફત્તેહ ફીરોઝ બખ્શું નીવડો એવી પ્રભુ પ્રત્યે ખરાં જીગરથી બે હાથ જોડી યાચના કરીશું. દરેક પારસી પોતાની હમેશાની બંદગીમાં તે મહાન બાપની મદદ માંગતાં સર્વથી પહેલાં પોતાની રાજ્ય કર્ત્તાને ભલી દુવા ચાહે છે. તે મુજબ આપણે પણ નવાં વર્ષની શુકર ગુજારી કરતાં સર્વથી પહેલાં આપણી બુલંદ બ્રિટીશ શાહનશાહત કે જેના શિરછત્ર હેઠળ આપણ સર્વ સુખ-શાંત્તિ અને સવટમાં રહ્યે છીએ, તેને યુરોપમાં હાલ ચાલતાં દારૂણ યુદ્ધમાં દરેક યશ ઇચ્છીએ છીએ, અને પરમાત્મા પ્રત્યે દુવા ગુજારીએ છીએ કે તે મહાન બાપ બ્રિટિશ સીહને તેની પરમાર્થી લડતમાં જય વિજય કરી જે ભલાં કાર્ય માટે તેને પોતાની તરવાર મ્યાનથી ખેંચવી પડી છે તે દરેક કીર્ત્તિ સાથે પાછી મ્યાન કરવાને સદ્ભાગ્યવંત થાઓ, અને દારૂણ દુશ્મનનો નષ્ટ થઈ દુન્યાની આબાદી અને જાહોજલાલીમાં ખલલ કરનાર તથા લાખો નિર્દોષોનાં લોહીની નીકો કઢાવનારાઓનાં હમેશ માટે કાળાં મોંઢ થાઓ! રાજ્ય કર્ત્તા પછી દરેક સાચ્ચો પારસી જરથોસ્તી પોતાના દેશની, પોતાની કોમની અને તે પછી પોતાનાં વહાલાંઓની આબાદી માટે દુવા ગુજારે છે. તે મુજબ આપણે આપણા વહાલા માત્ર ભૂમિ હિંદને, હિંદની દરેક કોમને, પારસી કોમને તથા ગુલશનનાં ગ્રાહકો, વાંચકો અને ખયરખ્વાહોને આ નવું વર્ષ દરેક રીતે યશસ્વી થઇ પરમાત્માની અનંત બક્ષીસોની રેલછેલ તેઓ પર ઉતરી રિધ્ધી-સિધ્ધી અને આયુષ્યમાં વૃદ્ધિ પામો એવી ખરાં જીગરની દુવા ગુજારીશું તે પ્રભો આમીન કરો! આમીન.

આ તકે ગુલશનનાં માનવંત લેખકો કે જેમની ચાલુ મહેરબાનીની લહેરને આ માસીક પોતાની યથાશક્તિ મુજબ પોતાનું કાર્ય બજાવી રહ્યું છે તેમનો ખાસ આભાર માનવાની જરૂર જોઉં છું. ખાસ કરીને માનવંત બ્હેનો રૂપાંબાઇ દોરાબજી રબાડી; પીરોજ રૂસ્તમ કાપડયા તથા શેઠો શ્રીબકરાય જા. દેસાઇ, કવિ ભવાનીશંકર; બે. પે. માદન; કા. મ. મહાલક્ષ્મીવાળા; હરમીસ, ખુરશેદ, લલીત, સસ્સેક્ષ તીન પાઉં વગેરે વગેરેનો ચાલુ કિંમતી મદદ માટે ઉપકાર માનવાની ફરજ સમજું છું. આ લેખકો ઉપરાંત ખાસ અંકોના અધિપતિઓ બ્હેનો શેલજા ને વિદ્યા રમણભાઈ તથા બ્હેન મિસ લીલાબાઈજી લી. પાલમકોટની સેવા સહજે ભુલાય તેમ નથી. આ વતરોગે જુદાં જુદાં લેખક બ્હેનો અને ભાઇઓનો પણ આ તકે ગુલશન પ્રત્યે મમતા રાખી તેના તરફ હેત દાખવવા માટે પણ ખાસ ઉપકાર માની એ સર્વને આ નવું વર્ષ દરેક રીતે જાહોજલાલી બખ્શું નીવડો એવું ખરાં જીગરથી ચાહીશ.

આજના અંકના ચિત્રો માટે બે બોલની જરૂર છે. શેઠો જેહાંગીર એસ. તારાપોર બી૦ એ૦ કે જેમણે ફોટોગ્રાફીના હુન્નરમાં આખા હિંદમાં નામના મેળવી છે તેમનો તથા એમેચ્યુર ફોટોગ્રાફરોમાં વિખ્યાતી પામેલા મી૦ બાટલીવાળા સોરાબજીનો તેમની મહેરબાની માટે તથા શેઠ ... ન. પરેખનો તેમની જોગે તેની મુશ્કેલીઓ છતાં ફક્ત ગુલશન તરફની ચોકસી મમતાને લીધે બ્લોકો વગેરે તૈયાર કરી આપવા માટે તથા તે ચિત્રો બનતી ઉતાવળે છાપી આપવા માટે મનોરંજન પ્રેસવાળા મી૦ મીત્રનો તેમજ આ માસીકના પ્રીન્ટર વડોદરાવાળા જાણીતા અધેસર ભાઇ માણેકલાલ અંબારામ ઠાકર માલેક સયાજીવિજય નો આ તકે ખાસ આભાર માનવાની તક લેતાં તેઓ સર્વને આ નવું વર્ષ આબાદી બખ્શું નીવડો એવું ચાહું છું-આમીન.!!

# A HAPPY NEW YEAR!

*By—Trimbakrai Jadavrai Desai, Bar-at-Law.*

भो वाचक! नवेऽस्मिन्वर्षे—
विलोकनार्थं नरलोकशोभां
स्वर्गस्य शृङ्गाग्रगतेन धात्रा।
स्नेहेन कल्पद्रुम पल्लवानि
क्षिप्तानि ते मङ्गलसूचकानि॥

## અનુવાદ.

ઓ વાંચનાર ! આ નવાં વર્ષમાં—
નિહાળવાને નરલોકશોભા,
સ્વર્ગાગ્રભાગે પ્રભુ સંચરે છે;
સ્નેહાર્દ્ર થઈ, કલ્પલતાંકુરોની
વૃષ્ટિ કરી, મંગલ સૂચવે છે!

# નવાં સાલની મુબારકબાદીનાં ગીત—

## ગુલશન માટે ગા, રે તું બુલબુલ !

બુલબુલ ! આજ નવરોજનાં ગીતડાં તું ગા,
લલકારી સરોદ રૂઆબ ગમના માં.
મોકલ્યો છે કુદરતે નવરોજનો બહાર,
ખીલ્યો છે નવો આ ગુલે–ગુલઝાર.
ફુલફળથી ચીકાર ને ઝરણુથી તર,
મધુર ગીતથી તેમાં એક બરકત તું ભર.
ખુશ તેનાં ગુલાબનો લ્હાવો તું લે,
નેક તારા સરોદથી વધાઈ કંઈ દે.
ફત્તેહ ફીરોઝીની દુવા તું માંગ,
કે રહે સદા હસ્તો ને ખીલતો એ બાગ.
આપ તેને ગીતમાંજ મુબારકબાદી,
ચાહ તેમાં રસ કસ ને જશ આબાદી.
કીર્તિ ને ઉમરદરાજી સાથે,
સુરખ રૂઇ અને સરફરાજી સાથે.
ચાહ તે પર આલમના પીતાની નેહર,
કે કરે ને રાખે ગુલશન લીલો લેહર.
ને કરે માળીની સફળ હોંસ ને આશ,
સહેલગીરને દીએ મીઠાસ ને સુવાસ.
વધારે શહેર અને દેશમાં સંપ સુખ,
ભાંગે સાહિત્ય શોખીનોની ભુખ.
નવરોજના નવા સુરજનો ઉદય
થાય, અને કરે જરથોસ્તી વિજય !

# સાલ મુબારક !

લખનાર—"હરમીસ"

સજન સંમિત–રેડબારે રૈયાની–કયાની કિર્તનં–મિનોઇ મલવ તથા મધુરિકાના કર્તા.

"બયેત"

અહુરાએ આકાશે રંગત ભરી છે:
પ્રકાશીત રંગોમાં કેવી ઠરી છે:
વળી તેજ "ખુરશીદે" ઢાળો ધરી છે:
નવા સાલ માટે આ ખુશી ફરી છે:
હસતાં ને રમતાં ઘર સૌ મહાલે,
નેકી ને ન્યામત રહે સૌને ફાલે.
સુખ સાથ સંપીલો સુવાસ ચાલે,
રહીમા મુબારક મળે આએ સાલે.
"દીન દોળી" નાની, દયાળુ ઘણી છે,
દયા દીન સાથે મયાના ધણી છે
ખુશી સાથ દીલ તો સખાવત ભણી છે,
નવા સાલ કાજ, આજ મોજીલ બની છે.
મોજ સાથ બરકત ને આબાદી પુર,
આબાદ રહે સાથે પૈસેબી પુર.
પૈસાના પુર સાથ રહે તેજ નુર,
નવા સાલે કાઢે, નવા રૂપ સુર.
હમાલોને આજે કરો ભેટ સાદે,
કરો ભેટ એની, લઠે શુભ ગાંડે.
ગુણભાવ દેવાને, જાવોબી જાતે,
બહુ બસ કરો સાલ મુબારક માટે.
ચાહવો ! કે "સઘળે મુબારક બને,
મુબારક 'મને–" ને મુબારક "તને".
મુબારક ! મુબારક ! સૌ કોઇ ચહો.

# " આ સાલ મુબારક ! "

બન્દે ખુદા ! આવો, ચહું આ સાલ મુબારક !
રહેજો રહેમ દીલી ભર્યાં, હર હાલ, મુબારક !
કુદરત ભર્યાં કિરતાર ના હો ખ્યાલ મુબારક !
અહેશાન ભર ઈન્સાનિયત, ઇકબાલ, મુબારક !
સારી જહાં નેકી ભરી હો ન્યાલ મુબારક !
ગુલશન સમાં ઘરબાર હો ચિરકાલ મુબારક !

લલિત.

# " તમે વ્હાલાં ! "

( ગઝલ )

૧

તમે : વ્હાલાં ! તમે જ્યાં ત્યાં ! નથી, કહોને, તમે ક્યાં ક્યાં
તમે : વ્હાલાં ! તમે, સઉમાં : અને એ સઉ, ભર્યાં તમમાં
તમે : બ્રહ્માંડમાં, ભવમાં, તમે : ગૃહદેશમાં, જગમાં
તમે : વ્હાલાં ! તમે, અમમાં : અમે, સઉએ, ભર્યાં તમમાં
તમે : વ્હાલાં ! તમે : મનમાં, તમે : દિલમાં, તમે દ્રુગમાં
તમે : વ્હાલાં જ જીવનમાં, ભર્યું જીવન ઘૂમે તમમાં

૨

અમે તમ રૂપ ઝૂકિયે ત્યાં, તમે યે જોઇ રહો એ કાં
જૂઓ તેવાં હસો છો કાં ? રમરૂ એ લાલનો શાં શાં
તમે : વ્હાલાં ! પ્રણય મૂર્તિ ! તમે : રસ ભાવની પૂર્તિ
તમારી તો અમીદ્રષ્ટિ ! તમે : સૌન્દર્યની સૃષ્ટિ
તમારી મોહિની, વ્હાલાં ! સદા અમને કરે કાલાં
લલિત લાવણ્ય મય છો ત્યાં ધરૂં શૃંગાર શો ? વ્હાલાં

# INDIA'S PRAYER.

---

*By—Trimbakrai Jadavrai Desai, Bar-at-Law.*

Let us thank our Heavenly Father,
For His Boundless Godly Grace,
All throughout the Second Year,
And a Brighter Fate embrace !

2

By His Grace, the British Navy,
Still maintains her Prowess Great,
Still engulfs the German Navy—
Much more weakened, in a strait !

3

In the East, our Russian Heroes,
By His Grace, the table turn,
March like forest-conflagrations,
Lands they seize they don't return !

4

In the West, our valiant Frenchmen,
Still the grounds of *Verdun hold*,
Nay, they take a *Big Offensive*,
Push on as in Days of Old !

5

By His Grace, the British Soldiers,
Rend asunder German Lines,
One by one they take their Trenches,
And their Glory brighter shines !

6

Lo ! the Sons of Ancient Romans,
'gainst the Austrians hold their own,
Hemmed in all round, German Kaiser,
Is to peace or rest unknown !

7

Belgian, Servian, Indian Soldiers,
Serve the Allies' Righteous Cause,
Day and night they work like Heroes,
Often times without a pause !

8

Salonika, Suez and Egypt,
Are well-guarded by our Troops,
Thanks to God that of the Allies,
None to any meanness stoops.

9

Africa and Eastern Turkey,
Are well handled by our Braves,
For these Blessings of Almighty,
India thanks and Mercy craves !

10

Like a Marriage-Bell, *O Father !*
Goes on every thing alright;
Yet, the *Loss of Lordly Kitchener*;
Fills our hearts with untold plight.

11

May'st Thou, in Thy boundless Mercy !
Give his Soul, Eternal Peace !
*And confer the Crown of Victo[illegible]*
*On our King, ere War de[illegible]*

પારસીઓમાં એવાં કેટલાંક કુટુંબો છે, કે જેઓએ પોતાનાં છોકરાંઓનાં નામ ઉદ્દમાઇથી અંગ્રેજી અને મડમોનાં રાખ્યાં છે. તેજ અંગ્રેજ નામો ધરાવનારાઓ, લડાઇ આગમજ બ્રિટિશ રાજની વિરૂદ્ધ બખાળવા શરમાયાં નથી; અને આજે લડાઇના દિંગામમાં ચોક્કસ કાયદાઓથી ધરાઈ-પકડાઇ જવાની ફક્ત ધાસ્તીનેજ લીધે તેઓનાં મોઢાં બંધ થઇ ગયાં છે. રાજ-તાજ તરફ બેવફાઇ બતાવવાની આવી શરમ ભરેલી દિલચાલ અને તકરારને જો ઘરનાં ધડ તરફથીજ ટેકો હોય, તો છોકરાં-પોંખડાંઓ, કમઅક્કલીપણે ખોટી દિશાએ દોરાય, તો તેમાં ખરાં તકસીરવાર મા-બાપ છે. એક છોકરી માટે મુખ્ય કરીને માતાનો લાગવગ અને માતાની સોબત વધુ સારી અસર કરે છે. અને એક સાચો સાથી અને દોસ્ત, એક શ્રેષ્ઠ સલાહકાર અને રાહબર જોઇતા જો મેળવી આપવો હોય, તો તે માતા છે, મુખ્ય કરીને પારસી કોમમાં આ જમાનામાં "સ્પાર્ટન માતા" ઓની ઘણીજ જરૂર છે.

આપણા નામદાર હાકેમ લૉર્ડ વિલીંગડનના કિંમતી વિચારો હમણાંજ મારા વાંચવામાં આવ્યા છે, જે તે નામદારે ગો. કરસનદાસ સ્કુલ ખુલ્લી મુકતી વખતે જાહેરમાં દર્શાવ્યા હતાઃ—

"I think I am right in saying that the teachers' profession is not held as high in the public estimation as it ought to be, and I sincerely hope there is going to be a radical change in this respect, for I feel there is hardly a nobler profession or a task more arduous than that of bringing up young people".

જ્યાં સુધી નિશાળોમાં બ્રિટિશ રાજ તરફ વફાદારી દેખાડવા માટે ચોક્કસ સંભાળથી લખાયેલાં નીતિથી ભરપુર પુસ્તકો, જાની-ભોગના શ્રેષ્ઠ દાખલાઓ ચિત્રો સાથે દાખલ કરવામાં નહિ આવે, ત્યાં સુધી પ્રજાના મન પર વફાદારીની છાપ પડશે નહિ. હું એમ નથી કહેતી કે પ્રજા બેવફા છે, ઘણો મોટો ભાગ વફાદારી એક યા બીજી રીતે દેખાડવા ચુક્યો નથી; તો પણ કેટલીક દિશાએ પ્રજાના મનને ચોક્કસ ઠેકાણાઓથી ડામાડોળ કરવામાં આવે છે–અને તે પણ હાલની લડાઇ જેવા એક મુશ્કેલ વખતમાં–સુભાગ્યે આપણો મુંબઇ ઇલાકો એ બધાથી નિરાળો છે; તો પણ બીજા ઇલાકાઓમાં લોકોનાં મનને શંકાશીલ કરવા જે અઘટીત અયત્ન થાય છે, તેને જોરાવર હાથે દાબી દેવાની વિશેષ જરૂર છે. અને તેથીજ હવે એવો પ્રસંગ નજીક આવ્યો છે, કે દરેક નિશાળમાં, દરેક કૉલેજમાં, પ્રત્યેક શિક્ષકે આપણા બ્રિટિશ રાજ–તાજ તરફ સાચી અને ખરા દિલની વફાદારી દેખાડવા વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાની જરૂર છે તે વિષે ખાસ કલાકો રોકી ભાષણો આપી તેઓને સમજાવવું જોઇએ, કે આપણે કેવાં સુખી, સંતોષી, આબાદ અને નિર્ભયપણે ઇનસાફી રાજ્યના આશરા હેઠળ રહીયે છીયે, કે જેવી શાંતિ બીજાં રાજ્યોનાં અમલ હેઠળ મેળવવી બહુ મુશ્કેલ છે.

બીજી બાજુએ આપણે રાજ તરફ ઉશ્કેરણીથી બળવા ખખેડા ઉભા થતા જોઇએ છીયે; તેનું મુખ્ય પહેલું કારણ 'ઘરની મા–બાપની ખામી ભરી અને બે દરકાર કેળવણીનું પરિણામ છે; અને બીજું પરિણામ નિશાળો અને કૉલેજોમાં બ્રિટિશ રાજ–તાજ તરફ વફાદાર રહેવાના અતિ અગત્યનાં શિક્ષણો અને ભાષણો, તેમજ તેવી નીતિથી ભરપૂર ચોપડીઓની ગેરહાજરીનું છે. નિશાળો અને કૉલેજોમાં નિબંધ લખાવી અને તે માટે ઇનામો આપીને વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવું જોઇએ, કે જેથી જૂદાં જૂદાં ભેજાંમાંથી કેવા કેવા વિચારો બાહેર પડે છે, તે જોવા જાણવાનું બની આવે, તેમજ તેઓની મન–શક્તિ અને સમજ–શક્તિ સુધારવાને તથા શિષ્યોમાં સદ્ગુણ ખિલવવાને શિક્ષકોને તક મળે. આવી રીતે મા–બાપ સાથે શિક્ષકો પણ રાજ–તાજ તરફ વફાદારી દેખાડવાની પોતાની ખરી ફરજનો શ્રેષ્ઠ ફાળો જાતી દાખલાથી આપી શકે.

આવી એક યોજના પાર પાડવા માટે વિદ્વાનોએ સાથે મળીને ચઢ-ઉતરના ક્રમનાં એવાં પુસ્તકો રચવાં જોઇએ, કે જેમાં બ્રિટિશ રાજ તરફ જેઓએ જાન–ફેશાની દેખાડી જાની ભોગ આપ્યા હોય તેઓની જીંદગીના ટૂંક હેવાલો, તેમનાં ચિત્રો સાથે આપીને દરેક ઇલાકાની નિશાળો અને કૉલેજોમાં શિખવવાની ફરજ પાડવી જોઇએ.

કેટલીક બાજુએ જે હવપતની ઉશ્કેરણી "હક" ને માટે થાય છે, તેમાં કેટલાકો જાણે સરકારની મુશ્કેલીના સમયનો લાભ લેવા માંગતા હોય તેમ લાગે છે. સુલેહ–શાંતિનો પ્રસાર કરવાને બદલે, આપ–વડાઇ લેવા માટે ન છાજતી બીજી લડાઇ તેઓ ઉભી કરે છે, અને "હક" નાં ઓઠાં હેઠળ એક જાતનું રમખાણ ઉભું કરે છે. જેઓ માંહોમાંહે માન-મરતબા અને દરજ્જા માટે મારામારી પર આવી જાય; "તું કોણ ? ને હું કોણ ?" ની ન છાજતી હોંસા–તોસીમાં વર્ષો સુધી અટવાયા કરે, જેઓ પૈસાને મોટા પરમેશ્વર સમજે, પરમાર્થનાં ઓઠાં હેઠળ સ્વાર્થની સોડ સાંધે, અને ઇનસાનજાતનાં દુઃખ નિવારણ કરવાનો ઝુંડો ફરકાવવાની કોશીષ કરે, ત્યારે તેઓનાં મોંહડાની સામે નેકી અને ભલાઇ કરવાની અને સ્વભોગ આપવાની અમુલ્ય તકો પડેલી હોય છે, તેઓ દેશનું શું કલ્યાણ કરી શકશે ? સ્વભોગ આપવાના શ્રેષ્ઠ

ણુને ખિલવવાને બદલે સામો તેને દાબી દેછે; કે એકજ બાબત ( સ્વભોગ ) ખુદ તેઓનીજ ફરજને તોડે છે. જેઓમાં સ્વભોગ આપવાની હિમ્મત નથી, તેઓને " હક " માગવાનો શું હક છે ? પરદેશમાં પરકોમનાં દુ:ખ નિવારણ કરવાનો જેઓ ઝુંડો ઉઠાવે છે, તેઓએ પોતાના દેશમાં પોતાના જાતભાઇનાં દુ:ખમાં હમદરીક થઇ, તેઓનાં દુ:ખનું તારણ કરવા માટે જેહમત ઉઠાવવી જોઇએ, કે જેથી સાડા-ત્રણ દહાડાની દુનયામાં નેકી અને ભલાઇનો પમરાટ પાંથરી જાય; કારણ આ નેહસ્ત લડાઇથી ઇનસાન્યતપર જે કંગાલ્યત અને સંકટ આવી પડ્યાં છે, તેનું નિવારણ કરવા અને રાજ-તાજને તનથી મનથી કે ધનથી મદદ કરેવા માટે દરેક આદમીની જીંદગી ટૂંકી છે, એમ કહીશું તો સહરાગાત નહિ કહેવાશે. જેઓ રાજ-તાજને આવા વખતમાં મદદ કરવાને બદલે સરકારની મુશ્કેલીમાં વધારો કરી, પરદેશનું કલ્યાણ કરવાનાં બડાઇખોરાં બાંકાં ફુંકી વડાઇથી વધાવી લેવાની ધારણા રાખે, તો પછી દેશની સલામતી સાચવવા અને શાંતિ ફેલાવવા માટે સરકારને મજબુત હાથે કામ લેવું પડે તો તેમાં આપણે અજબ થશું નહિ, પણ તેથીએ વધુ ફાયદો ક્યારે થાય, કે જયારે દરેક માં-બાપ અને દરેક શિક્ષક, નિશાળોમાં, તેમજ કાલેજોમાં, અને ખાનગી શિક્ષણ આપતા શિક્ષકો, પોતાના ચેલાઓનાં મગજમાં મજબુતીથી ઠસાવે, કે બ્રિટિશ રાજ તાજ તરફ વફાદાર રહેવામાં આપણીજ સલામતી અને શાંતિ સચવાવી છે, ત્યારેજ જે રાજ્યમાં આપણે આટલાં વર્ષો સુખથી, કેળવણીના પ્રતાપે આટલા છુટા-પણાથી નિર્ભયપણે રહી, રાસ્ત ઇનસાફની દરેશાં આતુરતા રાખે છિયે તે રાજ્ય તરફ વફાદારી દેખાડવાને ફરજના કરજથી બંધાયલાં છિયે, એમ તેઓ સમજી શકે.

## વાહ !

'મમા...મમા' નવાં મેમ સાબ ધ્રુસકે ધ્રુસકે રડતાં બોલ્યાં. 'સોરાબનું મારાપર જરાબી હેત નથી...મારાપર સુદ્દલ વિશ્વાસ નથી !'

'કેમ, શું છે દીકરી ? વળી તેણે શું કીધું ?'

'કાલે મેં મારે હાથે ખાનું પકાવ્યું તે સોરાબ પોતાના દોસ્તદારને સાથે ખાવા લઇ આવ્યા ને તે કોણ, ડાક્ટર હતો !...મારા પર વિશ્વાસ નહિ તે...'

## ભાન ભૂલી !

'તું ક્યાં ફરવા ગઇતી, દીકરા ?'

'બાગમાં, મમા.'

'કોણની સાથે ?'

'કોઇની બી નહિ'

'કોઇ બી નહિ ?'

'કોઇ બી નહિ'

'ત્યારે દીકરા મને જણાવશે કે. તું તો તારી છત્રી લઇને ગઇતી તે હાલમાં, તારા હાથમાં વાકીંગ સ્ટીક ક્યાંથી આવી ?'

દીકરીબાઇએ ત્યારેજ છબરડો વળેલો જોયો !

---

## એમાં શું રે !

ઘરાક-વકીલ સાહેબ, તમે તોં - ચામડું કાઢ પૈસા મળ્યા તેનો પોણો ભાગ તમે લેવ તે તો જુલમ થયો.

વકીલ-બાપ્ મારી હુનેરને કારણથી કેર જીતાયાને ?

ઘરાક-મારો પગ નહિ ભાંગતે તો તમે કેર ક્યાંથી જીતતે ?

વકીલ-એવા પગ તો સાધારણ ભાંગે ? પણ એવા કેસ કાંઇ સાધારન માણસ જીતે છે ? મા સાહેબ, પગ બાંધો તેમાં તમે શું ધાડ મરડી ?

---

## ભોળયો રાજા.

'બુચા, તારાં મમાં દવડાં સામેને ઘેર ગયાં પાછાં ક્યારે આવશે ?' મુલાકાતે આવનારાં સહી પોતાની દેરના નાના ચેકુસને સવાલ કીધો.

'તમે જાઓ પછી !' બોલ્યા એ અમારો બાબો

# અગરગચ્ચો !

## એક ટુંકી વાર્ત્તા.

( ગુલશન પતેતી અંક માટે ખાસ )

જમશેદ બહાદુરજી પોતાની વહાલી બ્હેન એપસી બહાદુરજીના ઓરડામાં આમથી તેમ ફરતો અટકીને ઉભો. ધીમેથી તે તેણી તરફ ફર્યો અને દુઃખી ચહેરે જોતાં બોલ્યો,

'એપસી, દીકરા તું કહેછ તે ખરી વાત છે કે સોરાબ કોટવાલમાં આપણા જેવું અમીરી કે ક્યાની બ્લુ લોહી નથી પણ તે આપણો પહેરોણો છે એટલે હું ધારૂંછ તેમ તેની સાથે માનથી વર્ત્તવાની તારી ફરજ છે !'

મિસ એપસી બહાદુરજીનાં "એરીસટોક્રેટીક" ફરમાનદાર ભવાં સહજ ઉંચકાયાં ને તેણીએ બેપરવાહપણે જણાવ્યું,

'ફરજ...ફરજ શાની ? હું ક્યાં તેને હડધૂત કરૂં છું ?'

'ઠરસામાં ઊંચું કરી તેનાથી દૂરનું દૂર રહેવું તે જો હડધૂત કરવા બરાબર ન હોય તો મારી ભૂલ માટે માફી ચહાવા હું તૈયાર છું.'

બાઈ સાહેબનાં ખભાં સહજ હીલ્યાં.

"આહ...એ અગરગચ્ચાઓને લાગણી જેવી ચીજ શાની હોયછ ? એ આપણે ત્યાં આવ્યોછ એટલે સહજ વાત કરૂંછ, પણ હું હજી સમજી શકતી નથી કે એવા સફર ડસ્લાઓને ત્યાં લાવી તું શું કરવા માંગેછ ?"

તેણીના સવાલથી તે જવાન કાંઇ લાલલાલ બન્યો, છતાં કાંઇક તીખાશથી તે બોલ્યો,

એની પાસે લાખોની દોલત છે ને......'

'તે નો ખુલ્લું એના હાવભાવ પરથી જણાઇ જાયછ. એને ત્યાં લાવવાની તારી એક-જ મતલબ ત્યારે હોવી જોઇએ.'

'એટલે, શું બકેછ ?'

પણ મિસ એપસી બહાદુરજી જેઓ પોતાના ભાઇઓને સદાઇ પોતાના નાજુક હાથની નાની આંગળી પર ગોળ ગોળ ફેરવી શકવાની શકતી ધરાવતાં હતાં તેમણે કાંઇક ગુસ્સામાં તે જવાન તરફ જોતાં કહ્યું,

'હું શું કહેવા માંગુંછ તે તું સારી પેઠે સમજેછ પછી પેતરા શાનો કરેછ ! એ કાંઇ પહેલોજ અગરગચ્ચો તું ત્યાં લાવ્યો નથી. ગયે વર્ષ પણ—'

'ઉહ ! એમાં મારો શું વાંક છે ? સર બહાદુરજીના સૌથી નાના દીકરાને આ દુન્યામાં ફાવવાનો શું ચાન્સ છે ? આહ ..આપણા બપાવાનો પૈસો રહ્યો હોત તો વાત જૂદી હતી પણ પપાની મોજીલી જીંદગીએ આપણને કેવી હાલતમાં લાવી મુક્યાછ તે આપણે જાણીએ છીએ. પપાનો એ ' ખાયા પીયા ઓર બરાબર પેટ ને જખ મારે—લોક ' વાળો ગુણ આપણા બધામાં છે એટલે શું કર્યે ? હું ધારતો હતો કે દીકરા તારામાં લગાર વધારે સમજ છે.'

'હશે ! પણ તેથી કાંઇ કારણ નથી કે તું આવા દારૂવાલા-તાડીવાળા અગરગચ્ચાઓને લાવી હમારે માથે નાંખે !'

'પણ તુને કહેછ કોણ ?' તે છેડાયો.

'તારાના એવા સખાવતી ગુણ છે એ મેં આજજ જાણ્યું. જરી, રીતભાત શીખવાને બદલે એ બીચારો હાડમાર તો થાયછે!'

'એ ઘણી શરમની વાત છે' તે ગુસ્સામાં બોલ્યો. 'હું ધારૂંછ તેમ જાલ ને અદી તેમ કરતા હશે! હું હોઉં ને તેમ કરે તો હું તેમને બતાવીશ!'

'નહિ, તેઓ બોલતા નથી પણ તેમના ચેહરા પરથી તેમનો ધિક્કાર ખુલ્લો જોઇ શકાય છે. તેઓ જાણેછે કે એ કાંઇ મતલબને સબબ આવેલો છે. આપણે ગરીબ છીએ ને એ શ્રીમંત છે એટલે તરેહવાર અટકલો થાય છે. તેઓ ધારેછે કે હમોમાંથી એકને માટે એ જમાઇરાજ દીવો લઇને શોધી કાઢવામાં આવ્યા છે!'

'બોસ! એ કોણ કમબખ્ત કહેછે?' તે ચીડાયો. 'તારાને મારા સિવાય સોરાબની હકીકત કોઇ જાણતું નથી. એ તો મારો રેસકોર્સ ફ્રેન્ડ છે. એ લોકને નહિ રૂચતો હોય તો ભલે દૂર રહે. મને એવા ઉસ્તુઓની જરૂર નથી!'

બેપસી ફીકું હસી. જમશેદ જે અગત્ય-ચ્યાઓને ખરાં જીગરથી ધિક્કારતો હતો તેજ તેમની તરફ ફરે એ તેણીને ગમતી નવાઇ હતી.

'કાલે લેડી કામાને શીરીન તારાચંદ સાથે વાત કરતાં મેં સાંભળ્યાંતાં તે તારે જાણવુંછે?' બ્હેને ભાઇને પૂછ્યું.

'નો...મને તેની પરવા નથી.'

'તે લોક એ તારા કોટવાલને રેસકોર્સનો બુરો સમજેછે ને માનેછે કે રેસકોર્સનો તારો *દોસ્તાર ખુદકુશીથી ન હરશે તે પેશ એ ફાંસો* નાંખી પડશેછે!'

'પરવારેલાં બૈરાંઓને નિંદા કરવા વગર ચેન પડતું નથી!' તે જવાન બબડ્યો. 'એ બૈરાંઓનું ત્યાં શું કામ છે તે હું સમજી શકતો નથી!'

'એ હીંના બધા સાહેબો એ બૈરાંઓ પરથી મરી ફીટેછે!'

'આહ—એ સાસાપરીના કીડાઓને તો કચડી નાંખવા જોઇએ! દીકરા, તું જાણતી નથી. એ લોકને જો ખબર પડે કે સોરાબ લખપતી છે તો એવાં જુ ની પેઠે તેને વળગે કે તું પણ ઘડીભર દંગ થઇ જાય. એ લોકનો પરમાત્મા પૈસા છે. કમનસીબે સોરાબને શ્રીમંતાઇ કરતાં ગરીબાઇ દેખાડવાનું ઘણું ગમેછે તેથી જ આ બધું થાયછે!'

'વેલ, એથી ઠીક...લે ચાલ બેલ વગી. ટી તૈયાર હશે. હું તો જાઉંછ...તું આવેછે કે?'

જમશેદ 'હમણાં આઉંછ' કહી પોતાના ઓરડામાં ગયો અને બેપસી નીચે ગઇ.

હોલમાં ચાર પાંચ પરોણાઓ ઉભાં હતાં. તેઓમાં સોરાબ કોટવાલ પણ હતો. બેપસીને જોતાંજ તે સભ્યતાથી ઉઠ્યો ને ત્યાંથી હઠી જઇ તેણીને જવાની જગ્યા આપી. બીજી પળે બેપસીની નાની બ્હેન દીલાં પોતાના હાથમાં એક નાનું કુરકુરીયું લઇને દોડતી આવી.

'દીલાં! એ તારા હાથમાં શું છે?' બેપસીએ તરાદો મુકયો.

પંદર વર્ષની ને નાચતી-કુદતી મસ્તીખોર દુકનીએ તે કુરકુરીયું તેમની તરફ ધરી કહ્યું,

'આ મારો વીલી, કેવો બાપ જેવો દીકરો છે! એને કોણ રમાડેછે?'

લેડી કામાનો જીવ નીકળી ગયો.

'દુકની...દુકની! એ શું કરેછે! મુકી દે એ હડી નીજને કોઇથી રમાડવાનું નથી!'

પણ સોરાબ કોટવાલ કુતરાંઓનો બહુ શોખીન હતો ને તેમની પરિક્ષા સરેસ કરી શકતો હતો. તે તે બચ્ચાંને જોઇ ખુશ થઇ ગયો.

'મિસ. મને આપો. હું રમાડશ.'

બીજી પળે તે તોફાની દુકનીએ તે પપી તેના હાથમાં આપ્યું ને તુચ્છકારથી બધાં તરફ જોતાં કહ્યું,

'તમારા કરતાં એઓ મી. વધારે સમજદાર છે. તમારા ટેસ્ટ બાબે!'

અદી ઝવેરી લાંબટાંગને એસ્કા જવાન જે પસીની પાછળને પાછળ ભમ્યા કરતો હતો તુચ્છકારથી હરયો. તેને તેમ કરતો જોતાંજ લીંએ તેના તરફ પીઠ ફેરવતાં કહ્યું,

"મી૰ ઝવેરી તમારો એસ્કી કોટ પાટલુન મરામ થાય કરીને બીહવા કે !' અને બીજી બાજુમાંથી ખુરસી ખેંચી તેણી સોરાબ સાથે વાતે વળગી.

'કેવો બ્યુટી છે હું !...ચાર છે જો ! પણ આતો A. વન છે !'

'હા...ઘણોજ સરસ છે. એ કોનું ફરજંદ છે?'

'બોનાપાર્ટ...એની મમાનું નામ લીલી છે...આઇસે તમોને કુતરાં ગમેછ કે ?'

તે લગાર શરમાયો પણ નરમાસથી બોલ્યો,

'મને કુતરાં ઘણાંજ ગમેછ.'

'તમારે ત્યાં ઘણાંજ છે કે ?'

'હા...થોડાંક છે ! વેલ...શું લેશો ?'

'થેંક્સ...પછી માંગસ...મને તમારાં કુતરાંઓની વાત કરો. કઇ જાત તમે ખાસ રાખોછ ?'

'સ્પેનીઅલો ને થોડાંક ચવ્સ જાતનાં છે!'

'ચવ્સ !' તેણી ઉશ્કેરાઇ. 'ઓ માઇ ! મને એ ઘણાંજ ગમેછ. મારી પાસે એમાંનું એક હતું પણ બીચારૂં મરી ગયું. હું તો બા તે દહાડે ઘણીજ રડીને એ દહાડા ખાધુંબી નહિ. તેના જ જેવું મેં છેલ્લા "ડૉગ શો" માં જોયું હતું. નામ 'એમીલી' હતું. મને તે ઘણુંજ ગમ્યું પણ કિમત એક હજાર રૂપિયા લખેલા તે વળ્યું નહિ. હમે કાંઇ પૈસાદાર નથીની !'

'તમને એમીલી ગમાતી મિસ !' સોરાબ હસીને બોલ્યો, 'મેં પોતે ખરીદીછ.'

'ખરેખર !' તેણી અજબ થતી પૂકારી. 'તમારાં ભાગ્યતો ફુટેલાં દેખું !'

'ડુક્તી...ડુક્તી !' તેણીની કાકીએ ધમકાવી 'મેં તને કેટલી વખત કહ્યું કે તું ડુકતો નથી ! જે ગમે તે ના બક.'

'આન્ટી, કાંઇ નહિ રે. યાહ, તમે જાણ્યું! મારી એમીલી તો મી. કોટવાલે ખરીદીછ. તે ખરીદવાને મેં પપાને કેટલા બધા સતાવ્યા હતા: એ પૈસા તો પાછા મેળવી શકાત પણ—'

'તુંને તો કુતરાં કોહલાંનું જ અરતક લાગેલું છે ?' તેણીની કાકી બખાળી. 'તારૂં ચાલે તો કેસલ ચોપગાંથીજ ભરી નાંખે.'

હીલ્લા ચીરડાઇને કાંઇ કહેવા જતી હતી તેટલામાં વચ્ચે સોરાબ હોમાયો,

'મિસ, મારી તરફની અદના યાદ તરીકે એમીલી જો તમો કબુલશો તો ઉપકારી થઇશ'

'શું ? મને એમીલી આપોછ...મને ! તેણી ઉશ્કેરાઇને તેના તરફ જોતાં બોલી.

બધાંને તેના તરફ જોતાં જોઇ તે જવાન શરમથી લાલચોળ બની ગયો છતાં તે હસીને બોલ્યો,

'હા, તમો કબુલશો તો હું ખુશી થઇસ.'

'તે આપી દેતાં તમને ઘણું લાગશેની ?'

'હા, થોડુંક–પણ તમારી પાસે રહેશે જાણી વધુ સંતોષ થશે, ઓલરાઇટ, ત્યાં એમીલી તમારી છે ને હું...'

'એક્સક્યુઝ મી, મી૰ કોટવાલ' એપસીનો મીઠો અવાજ વચ્ચે પડયો. 'હું દીલગીર છું. મારી બ્હેન તમારી ઉદાર માંગણી કબુલી શકતી નથી. તમારી મહેરબાની થઇ, પણ મારી બ્હેનથી હમારાં સગાં વહાલાં સિવાય બીજાઓ તરફની ભેટ કબુલી શકાય તેમ નથી.'

આ તો બોંબના જેવો ધડાકો થયો. ગરીબ બીચારો સોરાબ ! આ તુચ્છકારથી તેનું મોઢું પરસેવે ગરકાવ થઇ ગયું. હીલ્લા એકદમ પુકારી ઉઠી,

'રૉટ, એપસી. પપા તેની દરકાર નથી કરવાના !'

●કેમ નહિ, ડુક્તી !' કાકી વચ્ચે પુરાઇ 'એપસી કહેછ તે બરાબર છે. તેમ બનીજ શકે જ નહિ.'

હીલ્ડાં ભવાં ચઢાવી ચુપ બેઠી. તેણી જાણતી હતી કે હવે ના ની હા થનાર ન હતી. સોરાબ બાપડો પોતાની ખેજાલત ટાંકવા તે પપી સાથે રમવા પડ્યો. તેજ પળે જમશેદ અંદર આવ્યો.

' આહ ! વળી સોલીએ છબરડો કીધેલો લાગે છે ! ' તેણે ચાહનું કપ લીધું અને ટેબલ આગળથી ઉઠી સોરાબની પાસે જઇ બેઠક લઇ વાત કરવા માંડી.

' હીરાં એ તારું પપી છે કે ? ' તેણે પુછ્યું.

' હા. '

' બીજાં છે કે ? '

' ચાર છે. '

' ચાલ, સોલ, આપણે તે જોઇએ. તુને કુતરાંનો શોખ છે. હીલ્ડા આપણને લઇ જશે ! '

બન્ને ખુશીથી ઉઠયાં.

પાંચેક મિનિટ પછી બીજાંઓ તે ઓરડો છોડી ગયાં ને ત્યાં બેપસી, અદી ઝવેરીને શીરીન તારાચંદ રહી ગયાં.

' મારા વહાલાને તેં બરાબર લીધો, ડીઅર ' શીરીન હસીને બોલી. 'એ તેનેજ લાયકનો હતો'

' એવા ઉલ્લુઓનું વાં શું કામ છે તેજ હું સમજી શકતો નથી. ! ' અદી ગુંદાઇથી બોલ્યો.

બેપસી તે બંન્ને તરફ ઠઉપણે જોતાં નરમાઇથી બોલી,

' તમે મી૦ કોટવાલને માટે કહો છો ને ! ને મને અપમાન કરવાનો મને સહજની ખ્યાલ ન હતો. હું તો ચેરીટી ફંકશન વાસ્તે માંગતી'તી. એના બોલવા પછી કયો મદદ તેમ કર્યા વિના રહે ! હું ધારું છું તેમ એમની માંગણી ખરેખર ઉદાર ને સુંદર હતી. '

પોતાને ત્યાં આવેલા પહરોણાનું અપમાન ન થાય કરીને થાતો જમશેદ સાથની વાત પછી વિચાર કરીને યા અમે તે કારણે પણ બેપસીને આ બચાવ કરવાની જરૂર જણાઇ; પણ તેણીનો બચાવ પેલાં બેને રૂચ્યો નહિ તેમ તેમના ચહેરા પરથી ખુલ્લું જણાઇ આવ્યું.

' એ ભલાઇ કાં નહિ કરે ' શીરીન ધિક્કારથી બોલી. ' દરરોજ એ રમતમાં જીતે છે. કાલે તો તને બરાબર નીચવી નાખ્યો તો, અદી ! '

' હા ' તે જવાન હોઠ પીસતો બોલ્યો. ' જબરો નસીબદાર છે ! '

' કોણ નસીબદાર છે ? ' બેપસીનો ચોખાઇ ને સર બહાદુરજીનો વારેસ, રુસ્તમ અંદર આવતાં પૂછવા લાગ્યો. ' તમે કોની વાત કરો છો? '

' એ લોક મી૦ કોટવાલની વાત કરે છે ! ' બેપસી કંઇક મુંઝવાતી બોલી.

' ઓહ, કોટવાલ ! ' ' બેપરવાહ જવાબ મળ્યો. ' જસીનો નવો દોસ્ત. મારી સાથે હજી રમ્યો નથી. આજે તો " રોલેટી " ટેબલ પર રમવાનું છે ને હું બેન્ક રાખસ. '

' હું ઇચ્છું છું કે નસીબના પાસાં આજે તારે માટે ફરી જાય, અદી ! ' શીરીન હસી.

પણ રાત થતાં નસીબનું ચક્કર ફરેલું દીસ્યું નહિ ને સોરાબ કોટવાલનો સીતારો એમનો એમ બુલંદ રહ્યો.

' વલ્લાહ ! ત્રણ ત્રણ રાત થયાં એ બધાને નીચોવે છે ? ' કોઇ બડબડયું.

અદીબાર શીરેક ચેહેરે હસ્યા પણ તેની આંખોમાં વ્યાપી રહેલું ઝનુન પ્રગટ જણાતું હતું બીલ્યર્ડ રમવાનું ના પાડી તે પોતાના ઓરડામાં જઇ કપડાં કાઢયા વિના બીછાને પડ્યો. એક કલાક પછી તે બારી આગળ બેઠો ને વિચારના વમળમાં વિંટળાઇ ગયો.

બીજે દીવસે રાતના તેઓ રમવા બેઠાં ત્યારે સોરાબને બેન્ક લેવાની ફરમાસ થઇ. તેઓ પોતપોતાનું તેની પાસેથી મેળવી લે એવી આશા બતાવી તેણે તે મંજુરી ખુશીથી કબુલ રાખી.

એક કલાકમાં તો અદી ઝવેરીનું નસીબ સદંતર ફેરવાઇ ગયલું જણાયું.

'આજે છકકાં છે હં, મી૦ ઝવેરી!' બેપસી જે તેની પાસે બેઠેલી હતી તે હસીને બોલી. 'બાવીસ ને પાંતરીસ નંબર નીકળ્યાજ કરેછ. લેત્ર, આ બીજિ દાવ આબો.'

'દીઅર, મી૦ ઝવેરી' દાવની રકમ આપતાં સોરાબ હસ્યો. 'તમે મારી પાસેથી બહુ વ્યાજ સૌકે લઇ લીધુંછ!'

અદી હસ્યો પણ તેની આંખોમાં પ્રગટી રહેલો ચળકાટ જોતાંજ સોરાબ વિચારમાં પડયો. તેણે હવે બહુજ ધ્યાનથી અદીની રમત તપાસવા માંડી.

મોડી રાત્રે ખુશાળ ચહેરે સોરાબ ઉઠી પોતાના ઓરડામાં ગયો. ત્યાં જતાંજ તે વિચારમાં ખુરસીપર બેઠો. પગમાંથી સ્લીપર કાઢી નાંખી, બારી પર માંથુ મુકી તે ગંભીર પણે ખ્યાલ કરવા લાગ્યો.

'કાંઇભી મહોકાણ છે!'તે પટપટયો. 'મારી ખાતરી છે કે કાંઇભી છે. કાલ સુધી તો ટેબલ બરાબર હતી.'

જુગારમાં અનેક જાતની ચોરી કરનાર બદમાશોની બદમાશીથી તે જાણીતો હતો. તે એટલો બધો કુનેહબાજ હતો કે સોરાબ કોટવાલ આગળ ચોરી કરવી એ લુહાર વાડે સોય વેંચવા સમાન ગણાતું હતું.

એક કલાક પછી વિચાર કરતો તે ઉઠીને ઉભો થયો.

"હા, મારી ખાતરી છે કે કાંઇભી મહોકાણ છે. જોઇએ તો ખરા કે શું છે!"

પોતાના ટેબલમાંથી એક મોટી છરી ને કમપાસ લઇ ઉઘાડે પગે તે નીચે ઉતર્યો. લગભગ બાર વાગવા આવ્યા હતા. તે તે ઓરડામાં ગયો અને વિજળીક બટન દાબી લાઇટ કીધી ને કમપાસની મદદે તે ટેબલનાં દરેક ખાંચા તપાસવા માંડયા. બીજી પળે તેની ખાતરી થઇ.

'આહ, હું ધારતોતો તેવીજ મહોકાણ દેખું!' તે પટપટયો. 'કમબખ્તે બદમાશીજ કીધીછ!'

તે ટેબલનાં ત્રણ ખાનાં નંબર ૩૫, ૨૨ ને ૮ સાથે ચેડાં કાઢવામાં આવ્યાં હતાં. એજ નંબર પર અદી મોટી રકમ જીત્યો હતો.

'કંગાળ કેરયો!' તે ઝનુનથી ફસફસ્યો. 'હું તો જાણે તેના પગની ધૂળ હોઉં તેમ મારી સાથે વર્તેછ પણ એ દીકરાનેભી હું બતાવી આપીશ કે હું પણ—'

તે વિચાર કરતો અટકી ગયો. તે ટેબલ સાથે અદીએજ ચેડાં કાઢયાં હતાં એમ તે ખાત્રી પૂર્વક કહી શકેજ નહિ. તે આ વિગત જાહેર કરે તો કોણ તેનું માને? તેના જેવા ગરીબ વર્ગનાનું માનવામાં આવે કે અદી જેવા સોસાયટીના લાડકાનું માનવામાં આવે! તેમ કરવા જતાં ઉલટો ઘાણ બગડી જાય ને કાંટાનું કટેસર થઇ તેને પોતાને પાણીચુ લેવું પડે. 'મિસ બેપસી એનાપર જીવ આપેછ!' તે પટપટયો. તેને પોતાને આ મોટે ઘરની અજબહલ્ક બહુ ગમતી હતી પણ 'કહાં કી ગંગ ને કહાં ગાંગો તેલી' તેવી વાત હતી. અદી પોતે બેપસીપર કેવો કકડાણકલા થઇ જતો હતો તે સૌ કોઇ જાણતું હતું. અલબત તે કંગાળ તેણીની જુતીને પણ લાયક ન હતો પણ તેણી જો તેને ચહાતી હોય તો—'

બારે ઝનુનમાં તેણે પોતાનો હોઠ કરડયો. કાંઇ નહિ તો તે બદમાશની બદમાશી તોડવાની તો તેની ફરજ હતી. આવતી કાલે તેને લુચ્ચાઇમાં ફાવવા દેવો ન જોઇતો હતો. તે વિચાર કરી તેણે છરી લીધી ને તે ખાનાં ખોલી તેમાંની ખામીઓ સુધારી ટેબલ બરાબર સરખી કરી.

ટેબલ બરાબર સરખી કરવા પછી તેણે બટન દાબ્યું ને ધીમે પગલે તે પોતાના ઓરડામાં જઇ બીછાને પડયો.

તે દીવસે અદી ઝવેરી અજબ રંગીલો જણા-યો. આજે તો તેણે સોરાબ સાથે હસી હસીને વાત કરવાની પણ મહેરબાની કીધી. થોડા દાવ-સપર તેમ થયું હોત તો સોરાબ બહુજ ઉપકા-રી થને પણ હવે તો તે તેને સોસાયટીનો નાશ-કારક કીડા તરીકે ઓળખવા લાગ્યો હતો. તેની ઉંચી ઢંગની રીતભાત, અદબ અદા ને મીઠાશ ભર્યું બોલવું કોઇને પણ સહેલ આંખે નાંખે તેમ હતું. તે માલેતુજારોને ત્યાં સફાઇથી જઇ તેઓને જુગારમાં હરાવી તેની ચેહારાપર છવતો હતો. તે ફરેસ્તાના રૂપમાં શયતાન હતો ને ઉંદ-રની પેઠે ફોલી ફોલીને ખાવામાં અજબ મજાહ લેતો હતો. બાનુઓમાં તે સૌથી વધુ માનીતો હતો. જ્યાં હોય ત્યાં આગેવાની લેવામાં, બૈરાં-ઓને રીઝવવામાં, રમત ગમત કરવા કરાવ-વામાં તે સૌથી હરોલમાં હતો. જ્યાં તેનો હાથ ફર્યો ત્યાં મજદહજ મજ્જહ મજાની અને તેથી તે ગ્ધેબલ બહુ લાડકો થઇ ગયલો હતો તે ઉડાઉ હતો અને તે માટે જોઇતા પૈસા જુગા-રમાંથી મેળવતો હતો." તારાજ કોદરા, તારીજ દોરે, ને હું નાસું તો કેવો વારૂ" કરવામાં તે ઉસ્તાદ હતો. તે સફાઇથી બધાની આંખમાં ધૂળ છાંટતો અને મોરી કોરડી રાખી પાતાળ પાણી ચલાવતો હતો. તે પહેલા નંબરનો કારથી હતો છતાં જમાનાની તાસીરે ભલાં માણસમાંજ હરહમેશ ખપતો હતો.

સંસારનું સત્યાનાશ વાળતા એવા કાંઇક ઠગારો આપણે જોઇએ અને જાણપે છીએ અને-આહ! મારે હાાં વાપજ કરવી નથી.

અદીબા જરા ફ્લુસ મારીસ થતાં બહાદુ-રજી ડેસક્રમાં આવી ચડ્યા હતા પણ ત્રણ ત્રણ રાત ધુમ હારી જતાં તેનું બેજુ હરી ગયું હતું. આવું બદમાશી કરવા તેને ગમતું ન હતું પણ આં બેઠા રહેલાં નસીબને કાંઇથી કરીને રીઝ-વવાની ખાસ જરૂર હતી, નકર ડબ્બો ગુલ થઇ જવાનો સંભવ હતો. તે કારણેજ તેને ટેબલ સાથે બેસી કાઢવાનું ડહાપણ સુજ્યું હતું ને તેમ કરી તેણે સારી જેવી રકમ છતી હતી. આજે પણ નસીબનાં પાસાં ફરેલાંજ રહેવાની તેને ઉમીદ હતી.

આજે પણ અદી મિસ બહાદુરજીની પાસે બેઠો હતો અને સોરાબ જે તેની સામે હતો તે તેમને ઘુસ ઘુસ કરતાં જોઇ બળીજળીને ખાખ થતો હતો.

"બદમાશ કોરથો!" તે વિચારવા લાગ્યો. "એને તો ઉઘાડોજ પાડવો જોઇએ!"

પણ અદીબા આજે અજબ રંગીલા હતા. અને તેઓ લહેરમાં પોતાના પહેલાં નંબરો પરજ દાવ અજમાવવા લાગ્યા.

"પણ અદી તું એમ સમજે છે કે કાલનું તારૂં નસીબ આજે બી ચાલશે?" શીરીન હસીને બોલી. "હું નહિ માનતી!"

'તમારી ભૂલ છે, મિસ. જુનું તેજ સુનું!' તે હસ્યો.

પણ આજે ભાગ્યદેવી અદીબા સામે રૂઠેલી જણાઇ. બે કલાકમાં એકબી વખતે અદીબાનાં નંબરોને દાવ લાગ્યો નહિ. આહ! આ શું?... નંબર ૨૨! વલ્લાહ! નસીબે ર્યું ખરૂં!...પણ નહિ. વળી પાછું તે રૂસાઇ ગયું ને અદીબા તલ્યાં ઝાટક થવા ઉપરાંત મોટું કરજ કરી ચુક્યા! સોરાબપર આજે નસીબ દેવી પ્રસન્ન થયલી જણાઇ, અદીએ તો ભારે ઉશ્કેરાટમાં વાહીઆ જુગાર ખેલવા માંડ્યો અને અવારનવાર તેને દાવો પડ્યા પણ સર-વાળો જોતાં તો મોટી ખોટ જણાઇ. સોરાબ પોતાના હરીફની મુંઝવણ જોતો લગાર ખુશ થતો હતો.

બરાબર એક વાગતે રમત બંધ થઇ અને સૌ પોતપોતાના ઓરડામાં જવા ઉઠ્યાં

આદીનો ચહેરો જોવા લાયક થઇ પડયો હતો. તે ભારે ઝનુની બન્યો હતો કેમકે ખીસાં તર કરીને ઉઠવાને બદલે તે સદંતર તળ્યાં ઝાટક થઇને ઉઠયો હતો.

સોરાબ પણ ઉઠી બહાર જતો હતો તેવામાં એપસી તેની આગળ આવી ઉભી.

'મી. કોટવાલ' તેણી ઘણાજ ધીમા અવાજે ફક્ત તેજ એકલો સાંભળે તેમ બોલી. 'મારે તમોને કાંઇ કહેવું છે. મહેરબાની કરી પા કલાકમાં લાઇબ્રેરીમાં આવશો. હું ત્યાં હોઇશ.'

એક પળ સુધી તેણીને તે સ્તબ્ધ થઇ ટગર ટગર જોતો ઉભો, પછી ગજવામાંથી ઘડયાલ કાઢી વખત જોયો. તેણી તેને શું કહેવા માંગતી હતી તે તે જાણતો નહતો પણ તેણી સાથે વાત કરવાના ખ્યાલે તેનામાં જાણે નવું લોહી દોડતું કર્યું હતું. પા કલાક સુધી તે એમ તેમ ભટક્યો અને પછી લાઇબ્રેરી તરફ ગયો કે જ્યાં એપસી તેની રાહ જોતી ઉભી હતી.

'મી. કોટવાલ' બારણું બંધ થતાંજ તેણીએ કહ્યું, 'મારે તમને એક સવાલ પૂછવો છે, તમે ગઇ રાત્રે ત્રણ અને ચારની વચ્ચે નીચે આવી આપણા રમવાના ઓરડામાં ગયા હતા?'

તે ઓશકથી લાલલાલ થયો. હમેશાં તે તેણી સાથે વાત કરતાં તેમ થતો હતો એક પળ અચકી તેણે જણાવ્યું,

'હા, મિસ.'

'આહ!' એક પળ થોભી તેણી બોલી. મારી આયા અહીં બત્તી જોઇને આવી હતી. તેણીએ તમને આ ટેબલ આગળ ઉભા રહી કાંઇ કરતા જોયા હતા—ખરી વાત?'

તેણે ઉંડો શ્વાસ ખેંચ્યો અને એક પળ સુધી પોતાના બુટ તરફ ટગર ટગર જોઇ તેણી તરફ ફરી તેણે ખુલ્લા અવાજે કહ્યું,

'હા, ખરી વાત છે.'

તેની આ નહિ ધારેલી ભોળાઇએ તેણીને અજાયબીમાં ગરકાવ કરી. તે તો સાફ સાફ ના પાડશે એવું તેણી માનતી હતી. આ કયા ક્લાસનો માણસ હતો તે તેણી સમજી શકી નહિ.

'આ તમારી રીત ખાસ કરીને એક પરોણા માટે તદન વિચિત્ર હતી એમ તમે નહિ ધારતા, મી. કોટવાલ?'

'હા, કાંઇક તેવું લાગેછ ખરું!' તેણે બેપરવાહ બનતાં જણાવ્યું.

'તમો ત્યાં શું કરતા હતા તે જણાવવાની મહેરબાની કરશો?'

તેણે બે વાર માથું ધધડયું. તેનાં ભવાં ચઢી ગયાં અને તે પછી તેણે સવાલ કર્યો.

'મિસ, તમે તમારા ભાઇઓને કે કોઇને આ વાત કહી છે?'

તેણીએ નકારમાં ડોકું ધુણાવતાં કહ્યું,

'હું તમોને તે બાબે પહેલાં પૂછી ખાતરી કરવા માંગતી હતી, કેમકે તમો કદાચ એવો ખોલાસો કરો કે જેથી આ બાબે કશીબી ચકચાર કરવી જરૂરી જણાય નહિ. મારી આયાપર મને પુરતો વિશ્વાસ છે. એ કદીબી કોઇને કાંઇ કહે તેમ નથી. આજે સાંજે મારા બાલ ડ્રેસ કરતાં તેણી બોલી હતી!'

તે માનથી નમ્યો ને ચુપ રહ્યો.

'મહેરબાની કરી કાંઇ જણાવશો?'

તે ચુપજ રહ્યો.

'હું તમારા ખોલાસાની રાહ જોઉં છું, મી. કોટવાલ!' તેણી તુંદાઇથી તરડાઇ. 'ખચ્ચીત તેમ કરવાની તમારી ફરજ છે.'

તે ચુપજ ઉભો રહ્યો પણ પછી ખભાં ચઢાવીને બોલ્યો.

'બેઅદબી માફ છે, મિસ મારે એ બાબદમાં કશુંએ વધુ કહેવું નથી.'

ભારે ઉશ્કેરાટમાં તેણીનો મોહક ચહેરો લાલ ચણોઠી જેવો થઇ ગયો.

'તમારે જાણવું જોઇએ મી૦ કે આવાં કામ ત્યાં કદીથી સાંખી શકાય તેમ નથી.'

પણ તે તો પોતાના હોઠો દબાવી ચુપજ ઉભો રહ્યો.

'ત્યારે તમારી આ ચીલચાલનો મારે અર્થ કરી લેવો એમ તમે જણાવવા માંગો છો? એમ છે તો પછી—'

તેણી બોલતી અટકી ગઇ કેમકે તેજ પળે બારણું ઉઘાડી તે કેસલનો વારેસ રૂસ્તમ અંદર આવ્યો.

'હલો!' તેમને જોતાંજ તે સભ્ય અદ્રશ્ય કચવાઇને ઉભો. 'કેમ...શું છે?...માફ કરજો... ત્યાં કોઇ છે એમ હું નહિ જાણતો તો.'

'મહેરબાની કરી જરા થોભશો' સોરાબે મીઠાસથી જણાવ્યું. 'મિસ બહાદુરજી તમોને કાંઇક કહેવા માંગે છે.'

જવાન રૂસ્તમે અજાયબીમાં તેની તરફ જોયું. તે બીહયો કે રખે લયલા મજનુનનો ફારસ થયો હોય. પણ તેમનો દેખાવ તેવા નાટક જેવો હતોજ નહિ. બારણું બંધ કરીને તે જવાન અંદર આવ્યો.

'શું છે, બેપસી?'

'અડચણ ન હોય તો હું ત્યાંથી જાઉં' સોરાબે સુચવ્યું. 'તેમ થતાં તમો સહેલ ખોલા-સો કરી શકશો.'

પણ તેને અટકાવી તેણીએ ધીમા અવાજે તે વિગત પોતાના ભાઇને જણાવી. તે સાંભળતાંજ તે શુદ્ધ અદ્રશ્યનાં ભવાંનો ચીરલો ચઢી ગયો.

'એટલે, તમે રાતના ઓરડામાં જઇ રાઇટીંગ ટેબલ આગળ ઉભા રહી કાંઇ કરવાનું કબુલો છો છતાં તે બાબેનો કશોબી ખોલાસો આપવાની ના પાડો છો એમ છે ને?' તે જવાને કાંઇક ગરમ થતાં પૂછ્યું.

'એમ કાંઇક છે ખરૂં, શેઠ' સોરાબે કબુલ્યું. આ તેના ભડભડ બોલવાથી તે જવાન પણ પોતાની બ્હેનની પેઠે ગુંચવાયો. તે બે પળ સુધી વિચારમાં પડ્યો ને પછી બોલ્યો,

'આજે રાત્રે તમેજ ઉઠ્યા છો ને!'

તે તોહમત જાણતાં સોરાબ કાંઇક થથુક-ચઇ ગયો. તેની આંખોમાંથી ગુસ્સો પ્રગટી નીકળ્યો છતાં તેણે મક્કમપણે જણાવ્યું,

'હા, એવું કાંઇક થયુંજ ખરૂં!'

જવાન રૂસ્તમ વિચારમાં આમતેમ ફરવા લાગ્યો. ધીમેથી પોતાની બ્હેન તરફ ફરીને બોલ્યો,

'બેપસી, તું તારા ઓરડામાં જઇ સુઇ જા. હું એનો ફડચો કરીશ. તને જસી મળે તો તેને ત્યાં મોકલી આપ.'

તેણીના જવા પછી તે તુંદ પણે સોરાબ તરફ ફરી તોછડાઇથી બોલ્યો,

'હું દીલગીર છું પણ લાચારીએ મને તમોને આ કેસલ જેમ બને તેમ જલદીથી છોડી જવા જણાવવાની મને ફરજ પડે છે. તમે મારા ભાઇના ફ્રેન્ડ ને હમારા પરોણા છો પણ મારે મારી ફરજ બજાવ્યા વિના કશો માર્ગ નથી.'

સોરાબનું મસ્તક ફરી ગયું. તે ખરી હકીકત ખટ દઇને કહી દેવા લલચાયો પણ 'ભલા કર ભલા હોગા' નો નિયમ તેણે અખત્યાર કર્યો. તે કંગાળ બુગારીને ખુલ્લો બહાર પાડવા ને બહુ આતુર હતો પણ તેમ થતાં મિસ બહાદુરજીને બહુ દુઃખ થશે કરી તે થોભ્યો.

તેઓ વચ્ચે અજબ જેવી ગુપચીદી ફેલાયલી હતી તેવામાં જમશેદ ત્યાં ધસ્યો આવ્યો.

'એ બેવકૂફ શું બોલે છે?' તે ભારે ઉશ્કેરાટમાં બબડ્યો. 'અલબત એ ખરું બોલે છે. કદાચ મારા–'

'પણ મી૦ કોટવાલ તે કહે છે' વડાભાઈએ નાનાને ધમકાવ્યો. 'એમ છે એટલે એઓ શાંતી રાખ્યા જાય તેમાંજ ડહાપણ છે.'

'હંબગ–તે કેમ બને!' તે જવાન બરાડ્યો. 'બોલ, દીકરા, ખુદાને ખાતર બોલ–આ નોનસેન્સ હું કદાચ માની શકતો નથી. તું જોજે–'

'હું ગરીબ માણસ પડ્યો એટલે તમારી ટેબલ સાથે ચેડાં કાઢી ચોડાક સો રૂપ્યા છતી ગયો!' તે અનકા કરતો બોલ્યો.

'અલબત તેમ થયું છે જ' રૂસ્તમ જુસ્સાથી બોલ્યો. 'ખરી હકીકત તમે કેમ નાં પાડો?'

'માઇ ડીઅર સર' સોરાબ જે હવે કાંઇક ખીજવાયો હતો તે લગાર જુસ્સાથી બોલ્યો. 'આજ રાત્રે ખરી કે ખોટી રીતે પૈસા હું જીત્યો છું તે જાણવું હોય તો ટેબલ તપાસી ખાતરી કેમ નહિ કરતા? હું કહુંછ કે ટેબલ તમોને સંચોટ જણાશે.'

'તેમ હોય કે ન હોય પણ આ તમારી બેઅદબીનો કશો ખોલાસો તેથી મળનો નથી' રૂસ્તમે તુચ્છકાર કરતાં કહ્યું. 'હું ફરીથી પુછુંછ કે તમે તે ટેબલ સાથે શું ચેડાં કાઢતાતા?'

'રૂસ્તમજી શેઠ' સોરાબે હવે કાંઇક તીખાશથી કહ્યું. 'તમારી તે ટેબલ ખામી વાળી હતી તે મેં સરખી કરી દેની!'

તે જબરો ધડાકો થઇ પડ્યો.

'તમોને તે ખામી ક્યારે જણાઇ?' રૂસ્તમે એ મિનિટની સુપકીદી પછી સવાલ કીધો.

'પરમ દીવસે રમતાં મારી ખાતરી બરાબર ન થવાથી મેં રાત્રે ત્યાં જઇ તપાસી હતી!'

'સમજ્યો' તુંદ જવાબ મળ્યો. 'મી. કોટવાલ, તમે હમારા પરોણા છો તો શું તમારી ફરજ ન હતી કે તે વિગતથી હમોને તમે વાકેફ કરો. તેને બદલે ચોરની પેઠે નીચે ઉતરી તમે તે ટેબલ સરખી કરો એ માની શકાય તેમ નથી!'

સોરાબ ગુસ્સાથી લાલ લાલ થયો. આખાં શરીરે પરસેવો ફુટી નીકળ્યો. એ મિનિટ ગોળી તે બાજુએ ફરતાં બોલ્યો,

'ઓલ રાઇટ, તેમ છે તો હાંથી હું ચાલ્યો જઇશ. મારે એ કરતાં વધુ ખોલાસો કરવો નથી. સાહેબજી!'

જમશેદ તેની પૂઠે જવા માંગતો હતો પણ રૂસ્તમે તેને ઇશારતે કરી અટકાવ્યો.

'ગધેડો શું થાયછ, જમી!' બારણું બંધ થતાં રૂસ્તમ બોલ્યો. 'આ બાબદની તપાસ કરવી જોઇએછ.'

'એટલે?'

'એટલે એટલો! ગમેતેવા અગરબત્તીઓને અહીં લાવવાનો એ નતીજો, દીકરા. કમબખ્તો કેવા નઠુનેદાર નીકળેછ!'

'તારી ભૂલ છે, રૂસ્તમ!' જમશેદ ખરાં જોરથી બોલ્યો. 'સોરાબને હું બરાબર ઓળખુ છું. એ ઇંગ્લીશ જેન્ટલમેન છે. મારી ખાતરી છે કે આ બાબદમાં કાંઇક ભેદ છે!'

'તે તો જણાય છે, પણ શું છે તે જાણવું જોઇએ ને?' મોટા ભાઇએ નાના ભાઇને જણાવ્યું.

બન્ને વિચારમાં પડ્યા.

'ગમે તે હોય પણ સોરાબની ખાતરી કરવા ચાલો આપણે જઇને ટેબલ તપાસીએ.'

આવો બનાવ બનતે તો તેજ પળે તે કારખાને ઉઘાડો પાડતે પણ હાં—આહ, તું નહિ સમજી ?'

'હા, સમજી !' તેણી નરમઘેંસ જેવી બનતાં બોલી. તેણીની આંખમાં આંસુ હતાં છતાં હસીને બોલી. 'એરચને લાગ્યું કે બડેખાંને ઉત્તેજીત કરવાની જરૂર નથી.'

'બરાબર, પણ હું ધારૂંછ તેમ બીજું મોટું કારણ હોવું જોઇએ.'

'તે શું ?'

'તું ? તારે માટે એને મોટું માન છે ને થોડા દીવસ થયાં તું એ કારખાની કંપનીમાં ફરતીતી ને તેને રીઝવતીતી તેથી તને રખે દુઃખ થાય કરી–'

'બસ–બસ ! ના સતાવ !' તેણી રડમસ ચેહેરે બોલી. 'જા, દીકરા......ગુડ નાઇટ !'

બે કલાક પછી અદી મહેતા બહાદુરજી કેસલ હમેશને માટે છોડી ગયો. સોરાબ કોટવાલને ખાસ આગ્રહથી રાખવામાં આવ્યો. મિસ હીલાને તેણીની માનીતી કુતરી એમીલી મળી અને તે દિવસથી બેપસીના વિચારોમાં મોટો ફેરફાર થઇ અગરગચ્ચાઓ સામેનો તેણીનો તુચ્છકાર હવામાં પીગળી ગયો. આજે પારસી કોમનું નવું વર્ષ છે અને બહાદુરજી કેસલમાં કાંઇક જબરી ધધુખર ટેબલપર ચાલે છે. આજે (મિસ બેપસી બહાદુરજીએ મીસીસ સોરાબ કોટવાલ થવાનું કબુલ્યું છે ને તે એરીસ્ટોક્રેટીક કટુંબ ખશાળીમાં ગોથા દીવાનું બની ગયું છે.

### કોઇ કોઇ વ્હારો.

ડાકટરે પોતાના ઘરાકને સવાલો કરી તેનું પાકીને પલેથર કરી મુકયું.

'તમે દારૂ પીઓ છો કે ?

'હાજી !'

'ઘણો કે થોડો ?'

'દેડો-જાસ્તી !'

'દરરોજ છાકટા થાઓછ ?'

'નહિજી'

'કોઈ વ્હારો છાકટા થયાછ ?'

'હાજી'

'મહિનામાં કેટલીવાર ?'

'અઠવાડવામાં પાંચ સાત વાર !'

'દહાડામાં કેટલીકવાર દારૂ પીઓછ ?'

'કોઇ કોઇ વાર.'

'કેટલા વખતને અંતરે.'

'પા કલાક કે વીસ મીનીટ ને !'

ડાકટરે કપાળ કુટયું.

### એ અજમાવી જો જો.

'અરે એ એમ કેમ થયું ? ગયે અઠવાડીયે તો એ લોક કોર્ટે ચઢયાંતાંને આજે તો પરણી ગયાં !'

'હા છાપાએ કમાલ કરી છે.'

'પણ ગયે અઠવાડયે તેને એ બાઇને કીસ કરવા માટે સો રૂપિયાનો દંડ થયો ને ?'

'હા, પણ કોર્ટમાં તેણે જણાવ્યું કે સો તો શું પણ હજારનો દંડ થતે તો મુનકો ન હતો કેમકે તેણીની એક કીસ લાખો રૂપિયા કરતાં કિમતી હતી ! સમજ્યો ને ગંડુ ?

### ખુશીની વાત.

'આજે બપોરે મને તમારા પપા ઝવેરી બજારમાં મળ્યાતા.'

'ખરેખર, તેવણ કેમ હતા ?' પપાની લાડકી દીકરીએ પુછ્યું.

'બીચારો રડમસને કંટાળી ગયલો જણાયો !'

'તદન થાકી ગયલા હતા ?'

'હા ? જીંદગી નકામી હોય તેમ વાત કરતે હતે.'

'ઓહ, થેંકસ...હું બહુ ખુશી છું.'

'ખુશી ?...તું કોણ દીકરી છ કે ખુની ?'

'નહિ રે, તમે બી શું જો ! ખુની ને કુની શું! એ તો પપા મારે માટે પપેતીની ભેટ લેવામાં પોતાના બધા પૈસા ખરચી બેઠા હશે તે એમ કહેતા હશે. હમેરાના એવણ એવાજ દાંધા બલ્યાં છે !' વાહરે તું !

વાતાવરણ બદલાયલું જોવાને ઉત્સુક હોવાનું જણાય છે. બીજાઓ કરતાં એમને એવી અભિલાષા થવાનું કારણ શોધીએ તો એટલું જણાશે કે પ્રભુની કૃપાથી તેઓ એવી સ્થિતિમાં મૂકાયા હતા કે તેઓની દૃષ્ટિમર્યાદા વિશાળ બની. પ્રત્યેક મહા પુરૂષની દૃષ્ટિએ થોડું ઘણું સત્ય જણાયું, અને તેઓ તે સત્યને આગળ કરી પોતાની કલ્પના પ્રમાણે ચાલુ વસ્તુસ્થિતિમાં ફેરફાર કરવાને મથ્યા. આ રીતે જગતમાં સુધારાના પ્રયાસો પરાપૂર્વથી ચાલ્યા આવે છે. પોતે જોયું તે બીજાને બતાવવું; પરસ્પર ઉપકારક બની સર્વેએ સુખી થવું એવું એ સુધારો સૂચવે છે.

કવિએ ગાયું કે ' સકળ જન બંધનથી રીબાય. ' બંધન અનેક તરેહનાં હોય. માણસ પોતે પણ પોતાનાં બંધનો બનાવે છે. સમાજનાં પણ બંધન હોય છે. રાજ્ય તરફનાં પણ બંધનો હોય છે. પ્રત્યેક બંધન તે એક પ્રકારનું દુઃખ છે. જો એ બંધનથી વધારે મોટું દુઃખ દૂર ના થતું હોય અથવા અટકાવાતું ના હોય તો તે બંધન નકામું અને બોજારૂપ છે. પરંતુ બધાં બંધનો બોજારૂપ નથી. કેટલાંક તો ખુશીથી બધા સંસ્કારી જનો સ્વીકારે છે. દાખલા તરીકે નીતિનું બંધન છે, ધર્મનાં પણ બંધનો છે. એ બંધનોમાં પ્રભુની પ્રીતિ આપણા ઉપર રહે અને આપણું અંતઃકરણ કહે તે પ્રમાણે આપણે ચાલવું એ જે બંધન તે બધાએ સ્વીકારવું જોઇએજ. એટલે સુધારાનો અર્થ એવો નથી કે સારાં તેમજ નઠારાં બધાં બંધનો તોડી નાંખવાં. જેનાથી અભ્યુદય અને નિઃશ્રેયસ સાધી શકાય તે અવશ્યનાં છે પરંતુ જે આપણાં સુખ અને ઉદયમાં આડે આવનારાં છે તેનો ઉચ્છેદ થવો જોઇએ.

રવીંદ્ર કહે છે કે માળા ફેરવે મહાદેવ મળતા નથી. પ્રભુ તો કામ કરનારની સમક્ષ ઉભો છે. કામ કરવામાં કુશળ થવું એજ પ્રભુપદને પામવાનો પરમપંથ છે જે કામ કરે છે તે ઇશ્વરની સહાય માગી શકે છે અને મેળવી શકે છે. હિંમતે મરદા તો મદદે ખુદા. શુભ પ્રવૃત્તિમાં રહેનારજ પ્રભુના ધામ પ્રત્યે પ્રયાણ કરે છે. પ્રભુને દ્વારે તેઓને નિવૃત્તિ છે. પ્રભુએ મંગળ મંદિર ખોલીને જેનો સ્વીકાર કર્યો—સત્કાર કર્યો તે ઉત્તમપદને પામ્યો. તેને પછી સુધારો શું તેની દરકાર નથી. જનસમાજની સેવા કરવાનું સર્વનું વલણ થાય તો યોગ્ય સુધારો થયો એમ પણ કેટલાક કહે છે. કયસર જેવાને પૂછ્યું હોય તો સકળ જગત ઉપર જર્મન રાજ્ય થાય તો અહિંનું કર્તવ્ય પૂરૂં થયું, એમ કદાચ ઉત્તર મળે. શ્રીયુત ગાંધી પોતાનાં દેશ બાંધવોને પોતાનું પોત જાળવવાનું કહે છે. ભારતનો માન ભંગ ન થાય તે વિષે બહુજ કાળજી રાખવાનું સૂચવે છે. સ્વમાન ખાતર બધું તજવાનું શીખવે છે. સ્ત્રી કે બાળકને પણ પોતાનું સ્વમાન હોય છે. આપણે તે પોષવાનું છે—છુંદવાનું નથી. અભય એજ સર્વ સુખનું મૂળ છે. મોક્ષ મેળવવાનું પહેલું પગથીયું અભય છે. આપણે સહુ અભય થઇએ-ભય રહિત રહી શકીએ, તો સુધારો થયો એમ એ રીતે ઠરે છે. સહુ કેળવણી લઇને સમજદાર થાય તો પોતાને જે સંકટ હોય તે દૂર કરી શકે એમ જે ધારતો હોય તેના વિચાર પ્રમાણે સુધારો એટલે સંસ્કારી અને સમજદાર થવું તે. એ વાત ખરી કે જેની શરીરસંપત્તિ સારી અને જેને સમજ સારી હોય તેને ભય હોય નહીં. એ ઉપરાંત જો તે વિવેકી અને સંસ્કારી હોય તો તે ભુલ કરે નહીં અને સુખી પવિત્ર જીવન ગાળી શકે. પોતાના મધુર પ્રકાશ વડે પોતાની આસપાસનો પ્રદેશ તે ઉજળો વાજળો દેખાડી શકે. અંધકારમાંથી તે ભાગને પ્રકાશમાં આણી શકે; આપણે એ ઉપદેશ સાંભળીશું ? નિર્ભય થઇ ભેદ ભાવથી દુર રહીશું ?

સંપ ત્યાં જંપ. ઐક્ય ત્યાં બળ. હૃદયમાં કલિ હોય તો સુખ સંતાઇ જાય. કલિ કાઢી નાંખીએ તો સુખ ઝળકી રહે, કલિ એ સેતાન છે, અને વેષ ધારણ કરી શકે છે—કોઇવાર

# "મારી વિંટી!"

—ooo✿ooo—

## એક સ્કેચ.

( ગુલશન માટે ખાસ ).

લખનાર—માસીની મીઠાં.

મરૂરે મારા ગુલશનજી! મરૂ આટલું મારૂ નાનુ મચ્છર, જેવું લખાન લેજો બા! મરેરે, મોટાં મોટાં ન્યુસોમાં, મર્ઈ જેવું મારૂં લખાન, કોઈની જોવામાંથી નહી આવે! જ્યારે મારી મતલાની મહેરાં, અને છીબુ ગોરાણી, બધુ બધુ લખે, ત્યારે મનેબી જરા અફરવકર થઈ આવી, કે હુંબી મરે કાંઈ લખું. જ્યારે તેઓ બીચારાં, પોતાનાં કામમાં રોકાયા છે, અને મતલાં તો બેશખરજ બધાંને પતલાં કરતી આવી છે, ત્યારે બા. મને તો મારી ઉપર બનેલોજ અનુભવ કહેવા ઠીક લાગે છે. મરે કંહાણું! કોઈ પુછે! માડીડાઓનુંબી શું ખુદાભલું કરશે? જરા મુવા બૈરાંઓ પરવાર મેળવી બેઠાં, કે જોઈ લેવો તેઓની અફરીફત! કાંઈ પારજ નહીં.

એવું જ બરયું કાંઈ મારા નસીબમાં હશે, તે બા બની ગયું. પણ સારાં નસીબે તે લખવા માને એમ સવલ પડયું. આ તારો મારાં ગજ-બામાં કોઈની તરૂરમચીમ કરી લાવેલી કવીતા આવી ગઈ તે વાંચી, રમુજ સાથે, તેમાં એમતેમ ફેરફાર કરી આ બધું ટપકાવી દીધું છે. બાકી મારી કાંઈ કલંમ નથી જો! હાબા! અધિપતિ રાજ! તમે કાંઈ હસતા ના જો! પણ અમોલા અમોલા બધું છાપી નાખજો! હા બા! જો જરાબી ભુસ કાધીછ તો પછી, હુબી મોટા મોટા કવિ અને લેખકોની સંફમાં જઈ તમારી ધૂળ કાઢી નાખસ! હા બા! હું તો પેહેલાથીજ કહું છે કે મ્હારામાં કાંઈ ભુસું તો નથીજ, પણ એકજ કમબખ્ત એબ છે. તે એજ કે બધું સાફ સાફ કહી દેવું, સાચ્ચું હોય, તેજ બોલી દેવું!

ચાલો હવે શરૂ કરૂછ, જો સંભાળીને વાંચજો! મ્હારા વિચાર પ્રમાણેજ મેં સઘળું મ્હારી ઢપમાં, વાર્તારૂપે ગોઠવ્યુંછ.

"પહેલાં તો હું અદરોઈ સુકીછ, પણ કમબખ્ત નસીબનો ફાંટો એવો ભેજાંને ગેપ કરતો હતો, કે પેલી ( મેંદ્દરે અવાસ બર્યા, ને કોયલા રહ્યા ) એનગેજમેન્ટ રીંગ, જો મને પહેરાવવામાં આવી હતી, તે તો આપણે તેજ દીવસે ક્બાટમાં, નવી સપાટની તળે ઢાંકી દીધી. બર્યું, છતા જીવે, સ્વતંત્રપણું છોડી દેવું અને ગુલામગીરીનું સીલ આંગળાં ઉપર ચોલુ રાખવું મને તો બા નથી ગમતું. હા મ્હારો વહાલો મ્હારા જીગરમાં છે ખરો, પણ "વિંટી" થીજ કાંઈ સાચું અનગેજમેન્ટ કહેવાય નહીં ( મરેરે, એવી વિંટી, વિંટીઓના કેવા હાલે, હવાલ હું તો જોઈ વલીછ, અને તેના ફાટકા કોર્ટમાંબી પુરતા સુકવાઈ ગયા )—અરે અરે, હું મુઈ શું લખતી શું લખવાં પર ઉતરી પરી. મરેરે, મ્હારૂ ભેજું બરેરે, શું તું, શું બોલાઈ જાયેયેયેછે—હા, પણ બા, એમજ છે. વિંટી,

" પણ બંદાએ ચાલુ તો રાખી બકબક
અને ધીમેથી તેવનતો થયા બહુ છક "

અરે! આવીને તેવનની મ્હારી પાસે બકબક શરૂ થઇ, તેથી હું હાવકુ મોંહ રાખી, જરા મનમાં હસતી, રમુજ જોવા ઉભી રહી, તો જી અરાયા, કેવા ધરાના લીધેલા, મનમાંજ મલકાઇ રહ્યા!

" મેં જોયું કે તેવનને હસવું આવ્યું
મારે કાન કાઢવા મને રે ફાવ્યુ
હું નાચ્યો, ને કુદયો, ને કીધારે ઢોંગ
ને હર હર તરાહના પ્યારનાબી સોંગ
આ જોઈને તો તેણી બહુ હસવા પડી
હવેજ હાથ માંગવાની, આવી ઘડી "

અરેરે, લોકો ફોકટના "કોમીક ફીલમ" જોવા પૈસા ખરચી, સીનેમામાં જાયેછ! અરે મુવું મને તો આઇતું જોવાનુંજ મલ્યું, અને તેમી વળી પડછાયોજ નહી પણ ખરેખરો જીવતો સીનેમા! તેવન તો ધર્યા ધરાયાજ નહી, અને મનમાં તો મને બઅઅસ માની જ લીધી હું!

" પછી મેં કહ્યુ કે ઓ બાનુ ભલી!
કે સરજતમાં મુજને, એ તું રે મળી
હવેજ મારી મુશ્કેલી ગઈ છે ટળી
કે મુજ મનને ભાવતી તું ગુલ કળી
હું તુજને મારો પ્યાર જાહેર કરૂંછ
ને તારા ઉપર હુ આજથીજ મરૂંછ "

અરે! સારૂં થયુ કે આ નાટક હું એખલીજ જોતી હતી નહી તો હસતાં હસતાં પાંસરાને થોડી વારમાંજ ફલેનલના ગરમ સેક કરવા પડતે. બધું સાંભળીતાંજ, મારાથી ખુબ દઇને હસાઇ જવાયું! હા! આ હસુ નહી તો શું માણેકશાની મુખાઇ પર રડું! ચાલો હવે પૂરૂંજ કરવા દેઓ! અને તેથી બંધએસની કવિતામાંજ ચાલુ રાખુંછ:

" આ સાંભળીને પેલી ખડખડ હસી,
ને બોલી કે, " કાકાનું ગયુછ ઘસી
હું તો બા પહેલાંથીજ અદરાયલી છેક
હવે તમને એથી બીજું શું કહું "

આ સાંભળતાં, પેલા પ્યાર ઘેલાને 'દેખાવ બસ " અઇઆગો ' નેજ ભુલાવે! કોલ તો ટસટસ થાય કે એય જાણે શું ને શું કરી નાંખે. પણ, પણ અગલ તો એવન જાણુ ના હતા કે " મારા બોટીશ રાજ્ય પતિનો છે.' પણ આખેર બખાળ્યા-અરે બરાડયા!

" તે, જાંડી નહી કેમ રે તું પહેલાંથી આ
કે ઢોલી તેં નાખી, મુજ પ્યારની જાન "
મેં ધીરજથી, બે દમતાં હુડી જઇ જવાબ વાળ્યો.
" પણ હું શું જાણું કે, બા તમે કરસો એમ
તો વાલતેબી, " મીઠ કરકટી તમુને તેમ
હું જાણું કોઇ હોરો, બા કાતરીયાં ગેપ
કોણ જાહે ફુટી હોય કાંઇ ભેજાનો મેપ
એમ ચકરીલ બની પ્યાર કરવાનો હોય
તો લાજેમ કે ધીરજથી, પ્રથમ પહેલું જોય "

પણ હ્યાં તો સમાપ્ત થતુ આવેછ, બહેન! બીચારો ફફડી ચટકી, ડોળા કાઢતો, પ્યારને સેસ ભરતો ચાલવા લાગ્યો. તો ચાલે નહી તો; પોતાનો ફેસતો કરાવે! અરે પણ સબર, તેવણ તો પાછા આવતા દેખાયછ! તે આવીને બરાડવા લાગ્યો...

" પણ તરતજ પાછો આવી બોલ્યો ચઢાવી બીંગ,
કે કહાં છે મુઇ ન્હારી, " એનગેજમેન્ટ રીંગ "

પણ હું કાંઇ તેને જવાબ આપવા બંધાયલીજ નહીં હતી! જો મુવો, વાત લાયોછ! ઘરનો ધણી હું ને બહાર નીકળ તું—આપણે તો " નો કોઇ—" કરી દીધા-ત્યારે

" ફફડીને ચટકીને ગયો ત્હાંથી યાર,
પૂરો મુકયો, ત્યારથી પવિત્ર તે પ્યાર. "

હવેજ બા એનગેજમેન્ટ રીંગની મેં યાદ દીધી, ને રખે બીજા ઇસ્ચમજીઓ, નાસીપાસ થાય, તે માટે " રીંગ " પહેરીને ફરૂંછ, માય! તમે ફરો કે ના ફરો, તમારૂં કામ છે-પણ અનુભવ કોઇ ચીઇઇઇજ હવે! ફરી મળીશું તેટલાં અધિપતિ ગુલશન રાજ, તમો જગ્યા આપશો તે માટે ઉપકારી છુંછ. ચાલો સાહેબજી.

Fancy border.



સદરાની કોર.

Manoranjan Press, BOMBAY.

# ભરત—ગુંથણ.

## ઝાણી બ્રેડથી ભરતકામ કીધેલો અને તેવીજ બ્રેડથી ક્રોષેનું

ગુંથણકામ કીધેલો એક સુંદર

# નેટનો સદરો.

( ગુલશન માટે ખાસ. )

લખનાર—મીસીસ પીરોજા રૂસ્તમ કાપડય

નેટનો ભરેલો સદરો પારસી બાનુઓને ઘણો પસંદ છે. આ સદરો કરવામાં સેહેલો, દેખાવમાં સુંદર ને કીંમતમાં સસ્તો છે. જોઇતી ચીજો ગોર્ડન બ્રેઠ પેરીલસ્ટા ક્રોષે કોટન નં. ૮૦ ( Gordon Braid, Perilusta crochet cotton No. 80) જે એવન્સ ફ્રેજરને ત્યાં મળશે.

ઝીણી નેટ લઇ સદરાની કોર જેટલી લાંબી જોઇએ તેવો ને આ ડીઝાઇન પહોળાઇમાં આવી રહે એટલો કટકો કાઢી ડીઝાઇન ચીતરી યા છપાવી બેડ ટાંકી ભરી જાવો. ઝીણો કાટલાંનો દોરો લઇ ચિત્રમાં જોઇ ભરશો, તો જલદી સમજ પડશે.

વચમાંના બંને ઇનસરશન કેમેં ગુંથવા તેની સમજણ આપું છું.

### ઝીણું ઇનસરશન.

બ્રેડનો એક છેડો લઇ ગુંથવાનું શરૂ કરો * પાસે પાસેના બે લુપમાં એકેક સાદો ટાંકો, ૫ સાંકળી, એક લુપ છોડી બીજામાં ૩ પાસા, ૫ સાંકળી,* નિશાનીથી શરૂ કરો, અને એમ સદરાની પહોળાઈ સુધી ગુંથી જાવો.

સામેની હાર—જેમ પહેલી હારે કીધુ તેજ પ્રમાણે ગુંથવાનું, પણ ૩ પાસાની આગળની ને પાછળની બંને સાંકળીમાં જોડાનું કરતું જવાનું. ચિત્રમાં જોશો તો જલદી સમજ પડશે.

નેટનો જે ઇનસરશન બ્રેડથી બનેો, તેની બંને બાજુ ઝીણી અમરેટીની કોર ઓટી રાખો. પહેલો ઇનસરશન ઉપરથી મુકો. છેક હેઠેનો નેટનો પટો લેસ સાથ-

નો હવે કરવાનો છે. પેહેલે લેસ ગુંથયો. લેસને માટે એડની વચમાંની તરાહ ઉપર માફક ગુંથવાની, પણ અંને ખૂણા જુદી રીતના છે. * ૩ પાસાવાળા ૪ ગ્રુપ કર્યા પછી ૫ લુપ છોડી દઈ ૬ ઠામાં ૧ સાંક-

૩ પાસા, પછી બીજા ત્રણ ગ્રુપ પછી ૫ સાંકળી, બે સાદા ટાંકા (૨ જા ને ૩ જા લુપમાં) ૬ સાંકળી, બીજા બે લુપમાં બે પાસા, ૫ સાંકળી અને ૪ પાસા વળી બીજા ગુંથી * નીશાનીથી પાછું શરૂ કરો. હવે બીજી હાર કરો, ત્યારે જેમ ઉપર ઇન્સરશનમાં જોડી હતી, તેમ સામી બાજુ જોડતાં જજો. બહાર ને ઉપરની હાર–૧ પાસો, ૨ સાંકળી દરેક લુપમાં, પણ નીચેની દરેક ગોળ કીનારી આવે, ત્યારે ૫ લુપ છોડી ૬ ઠાં લુપમાં ૧ પાસો કરવાનો અને તે વખતે વચ્ચે સાંકળી બીલકુલ કરવાની નહિ.

નીચેની કીનારી—પહેલી ઉપરની પોઇંટ જ્યાં છેલ્લા ૩ પાસાનો ગ્રુપ આવેલો છે ત્યાંથી તેની એક આગળના લુપમાંથી બહારની બાજુથી શરૂ કરો. તે લુપમાં ૨ પાસા, * ૨ લુપ છોડી ૩ જા-માં ૧ પાસો, એક મુકી બીજા લુપમાં ૧ પાસો, એમ બીજી વખત પણ કરો, ૨ લુપ છોડી ૩ જા ૨ પાસા, ૩ સાંકળી, ૨ જા લુપમાં ૨ પાસા, ૩ વખત ૪ સાંકળી, ૨ જા લુપમાં ૨ પાસા, ૮ સાંકળી, ૨ લુપ છોડી બીજા બેમાં ૨ સાદા ટાંકા, ૪ સાંકળી બીજા લુપમાં ૨ સાદા ટાંકા એમ ૫ વખત, ૮ સાંકળી, ૩ જા લુપમાં ૨ પાસા, ૪ સાંકળી એક મુકી બીજા લુપમાં ૨ પાસા, ૩ સાંકળી, ૨ જા પીકટમાં ૨ પાસા ૩ વખત * નિશાનીથી શરૂ કરો, અને એમ ગુંથી જાવો.

*પેહેલી હારની ૮ સાંકળીવાળાં લુપની ૩ ખાંચા આગળથી શરૂ કરી દરેક ત્રણે ખાંચામાં ૩ પાસા, ૪ સાંકળી, ૩ પાસા એમ કરો; ૧૦ પાસા, એક સાદો ટાંકો બીજા લુપમાં, દરેક ૫ સાંકળીવાળાં લુપમાં ૭ પાસા ૧ સાદો ટાંકો, ૧૦ પાસા, ૧ સાદો ટાંકો બીજામાં, બીજા ત્રણ ખાંચાઓ માંહેલા દરેકમાં ૩ સાદા ટાંકા, ૪ સાંકળી ૩ સાદા ટાંકા, ૧૦ સાંકળી જેમાંથી ૫ સાંકળીનું પીકટ કરો, ૫ સાંકળી કરી સામી બાજુ જોડી નાખો. * નિશાનીથી શરૂ કરી ગુંથી જાવો. એ લેસ ગુંથાય કે જ્યાં હેઠેનું કોર્નર આવે તે બાજુ નેટની ત્રણ પ્લીટ કીધેલી છે, તેમ પેહેલે કરી જઇ લેસ ઉપરથી મુકી જઇ નેટને પછવાડેથી સફાઇથી કાપી કાઢવી નહિ તો પેહેલેથી નેટ કાપી સફાઇથી વાળી દઇ પછી ઉપરથી લેસ મુકી દેવી. હવે વચમાંનો ઇન્સરશન બાકી રહેલા છે, તે અંને નેટના કટકા સાથે મેળવી જોડી દો, એટલે સદરાની લેસ તૈયાર થઇ પછી એક લેસ ઉપરના બાકી સદરાનાં ભાગે સાથ જોડી દો.

# પ્રાચિન તવારિખમાં એક ડોકયું.

( ગુલશન માટે ખાસ. )

લખનાર—મં. ડો. બસલા.

રંગાં બહેરાની નિશાળ—ટોમસ બેડવુડ નામના શખ્સે એડીનબર્ગ (સ્કોટન) માં સને ૧૭૬૦ માં સ્થાપી.

મરણુ—દરેક સેકન્ડે બે માણુસોની યાને કલાકનાં ૧૨૦ અને દિવસમાં ૨૮૮૦ એટલે લગભગ ૩૦૦૦ ની સરા આવે છે.

હીરા અને કાચની કસોટી—જીભપર લગાડવાથી ખરા હીરા હશે તો બહુ ઠંડા લાગશે.

ઇજીપ્ટનું માટી કામ—બહુ પુરાણા વખતનું (ઇ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ, યાને નજદીક ૪૦૦૦ વર્ષનું) જણુાયલું છે.

ઇલેકટ્રીક ટેલીગ્રાફ—સને ૧૮૫૦ માં પહેલ વહેલો ડોવરથી કેપ ગ્રીઝનેઝ સુધી નંખાયો.

જર્મન રાજ્ય ફરી બંધારણુ—તા. ૧૮ મી જાનેવારી ૧૮૭૧ માં થયું હતું.

કાચની આરસી—સને ૧૩૦૦ માં વેનીસમાં પહેલી વહેલી બની હતી, અને સને ૧૬૭૩ માં સને લંડનમાં બની હતી. તે પહેલાં પાલીસ કરેલી ધાતુઓ વપરાતી હતી.

લોખંડી સ્ટીમરો—સન ૧૮૪૩ માં ગ્રેટબ્રિટનમાં પહેલી બંધાઇ.

કેરોસીન તેલ—૧૮૨૬ માં રોશનીને માટે વપરાયું. ૧૮૫૦ માં બાળવાના ઉપયોગમાં લેવાયું.

લાઇબ્રેરી—જાહેર લાયબ્રેરી ઘણા જુના વખતથી જાણીતી છે. ઇ. સ. પૂર્વે ૫૪૦ માં પીસીસટ્રેટસે એથેન્સમાં પહેલ વહેલી જાહેર લાયબ્રેરી સ્થાપી હતી. એલેકઝાન્ડ્રા લાઇબ્રેરી (ઇ. સ. પૂર્વે ૪૭) માં ચાર લાખ કિંમતી પુસ્તકો ધરાવતી હતી; બ્રિટીશ મ્યુઝીયમમાં ચોપડીઓ રાખવાની અભરાઇની લંબાઇ ૩૨ માઇલની થવા જાય છે.

સ્ટીલપેન—સરેરાશ રોજનો ખપ ૪૦૦૦૦ ને થવા જાય છે.

ફોનોગ્રાફ—સને ૧૮૭૭ માં ટી. એ. એડીસને બનાવ્યો.

ફોટોગ્રાફ—સને ૧૮૦૨ માં પહેલાં ઇંગ્લાંડમાં લેવાયો. સને ૧૮૩૯ માં એચ. એફ. ટાલબોટે નેગેટીવ ફોટોગ્રાફ લીધો. ૧૮૭૬ મા ફોટોગ્રાફી માટે વિજળીક લાઇટ વપરાઇ

પીઆનો ફોર્ટ—ની શોધ ઇટલીમાં ૧૭૧૦ માં થઇ.

પટેટા—૧૬ મી સદીની આખરે ઇંગ્લંડમાં પહેલ વાર દાખલ થયા.

સાબુ—ની બનાવટ વેલાતમાં ૧૬ મી સદીમાં શરૂ થઇ.

અવાજ—ની ગતી કલાકની ૭૪૩ માઇલની ગણાય છે.

ચશમા—૧૩ મી સદી (૧૨૯૩) માં એક ઇટાલ્યને કરી હતી.

તોફાની વાદલાંની ગતી—કલાકની ૩૬ માઇલ ગણાય છે.

ચાહ—વેલાતમાં ડચ લોકોએ દાખલ કરી. એવુ કહેવાયું છે કે સને ૧૬૫૭ ની પૂર્વે કોફીહાઉસમાં અવસરેજ વપરાતી હતી. અને એ રતલની કિંમત રૂ. ૬૦ ) થી રૂ. ૧૫૦ જેટલી હતી !

# નવાં સાલ માટે કાંઇ ખુશ ખ્યાલ.

ગુલશન માટે ખાસ

લખનાર—હરમીસ.

સાલ, નવું સાલ, મુબારક સાલ, દર સાલ, ખુશ ખુશાલ આવે છે અને જાયે છે. જે સમયમાં, તરેહ-વાર પ્રકારના આશિષ, મુબારક સંદેશા, તેમજ સમાચાર, પાડ પડોશી, તેમજ દોસ્ત આસનાઈ, ભાઇ મિત્રો પર જાય છે, અને વલતરમાં ત્યાંથી આવે છે. પણ તેથી શું તેજ દિવસના મુબારક સદેશાના શબ્દો રૂપી સંદેશા, સિવાય બીજું કાંઇ હાંસેલ કરીએ છીએ? શું કાંઈ તેથી, આખાં વરસમાં કામ આવતો સંબંધ સાંધે છીએ-સાચવીએ છીએ! ખરેજ જો તેમ થતુ હોય, તો થોડુંજ... ઇનસાફને ખાતર કબુલ કરીશું, તો ઘણુંજ થોડું-આવા મુબારકી સદેશા મોકલવા પહેલાં "મન" અરીસાં જેવું નિર્મળ, સ્વચ્છ અને માયાળુ થવું જોઇએ!

ચાલુ સમાગમમાં, એકને ઉડાવી બીજાને ટપ-કાવી દેવાની, ખિજ્જરની અગ્નિ, ન રાખતાં-ગમે એવા ટિકાના ભાવને પણ ખિરારથી ભલુ કરવાજ દાવને વળગી રહી, જો દીવસો ગુજારવામાં આવે, તો પોતાને ફાયદો કરે એટલુંજ નહીં પણ "બીજાને ભલુ કરવું" એવો કિરતારનો કાયદો, અમલમાં મુકેલો કહેવાય.

આ મહાન ચક્ર, તો ચાલતુંજ છે, અને કદી અટકશે નહી ત્યારે એ ચક્રના આગળ વધતા ખ્યાલ ઉપર મદાર બાંધશો, તો આએજ વિચાર ઉપર આવશો કે "મનુષ્ય પોતાના મકારને હવે છોડી દઇ, "સતકાર" ના વિચાર ઉપર અમલ કરતો થઇ જાવશે, તો હીણભાગ્ય બનાવોના બનતા બનાવો, સાવ જગત પરથી નિકળતાં જશેજ! એ બાબતમાં જરાબી અંદેશો રાખવો નહી, કારણ તેમ થવુ એબેશક ખરી વાત છે.

શું ક્રોધ અને કહેરના આવેશમાં લહેર કરી, કાંઇ સુગન્ય પ્રસંગ લાવશો? કદી નહી. શું કીનાના કાર માં, બીજાને ઠાર કરી, તમારી ગતિને સતકાર્યોમાં સંમેલન થયેલી જોવા ઉમેદ રાખશો? એવી ઉમેદ રાખો તો તે ખોટી કહેવાય. જેમાં તમુને સુખ, તેમાંજ બીજાને સુખ. જેમાં તમને દુઃખ, તેમાં બીજા-ને દુઃખ કેમ ન હોય?

મનુષ્ય જેટલી દુવા દે છે, જેટલી ભલી લાગણી જાહેર કરે છે, અરે, તે ખરી હોય! કારણ કે જ્યારે જોઇએ છીએ, ત્યારે સાફજ બહારથી દેખાય છે, જ્યારે સાંભળીએ છીએ ત્યારે રૂડુંજ સાંભળ્યે છીએ. પછી અસરમાં કસર કેમ વારૂ? કસર એટલા માટે કે જે જાહેરમાં દેખાય છે, અને ખુલ્લુ સંભળાય છે તે ખિજ્જરના ઉંડાણ પ્રેમભાવથી નથીજ માટે "અસરમાં કસર" રહે છે.

તકલીદી સુખ માટે, ઇનસાન બહારના ભાવ ઉપરજ નજર ફેંકતું આવ્યું છે. સુખ માટે બીજાના આંકની સાંધ શોધે છે, પ્રેમ માટે તરસ તો રહે છે, આબુરૂ માટે હિર્ષભાવ પેદા કરે છે, બીજાનું વધુ જોઈ અદેખાઇની આગના શોહલાને તેડાં કરે છે, બીજાના જોયલા ઉંચ સ્થાન ઉપર સોભાઈ, પોતાની તાકાત ઉપરાંત ઉછળવા જાયે છે, તેમાં થાપ ખાયે છે, થાપ ખાતાં પણ તેવું સ્થાન મેળવવા અનેક પ્રકારના પાપ કરે છે; સેવટ શું આવે છે? અંતે અસુખ! એવી ઉમેદને બાજુ રાખો! હોંશને કાબુમાં રાખો, અને જ્યારે સુખ લેવા બદલે, મેળવવા બદલે (જે કદી નથી મેળવાતું) બીજાને આપવા કોશેશ તો તેમાંજ તમોને સુખ થશે, તમારૂ દુઃખ જશે.

દોમળ બાળક, આપણને દેવો અચ્છો દાખલો



અંધકારમાં રોશની

The Manoranjan Press, BOMBAY.

Photo by "Dawn."

# DHARMA-VIJAYA.

OR

# The Triumph of Udhishthira, the Righteous King, in the Great War of the Maha—Bharata.

*By—Trimbakrai Jadavrai Desai, Bar-at-Law.*

( *N. B.* By *taking the first letters of the undermentioned lines we got an* Acrostic *as follows:*—

The Editor of the Gulshan sends Pateti Greetings to his Subscribers and fervently prays for the Triumph of Righteousness and Complete Victory to His Majesty the King, George V, Emperor of India. )

---

There lived in the Ancient India,
Hari's Bhakta, *Udhisthir*,
Eldest of the *Righteous* Pandavs,
Ever known as *Dharma-Vir;*
Dharma-Putra, *Dharma-Raja*,
Indraprastha's *Dharmik King;*
Therefore, on this *Parsi New Year*,
Of him let me something sing:—
Rulers of the *Chandra-Vamsha*,
Often held the Northern Hind
From the Mouth of Brahmaputra,
To the Sindhu-flooded Sindh.
Heir of Bharat's *Bharat-Khanda*,
Eldest Pandav was by Right,

Galling was it to their *Cousins*,
Up they rose by *Right of Might*.
Lo! Duryodhan and Dushshâsan,
Seniors of the *Kaurav Chiefs*,
Headed them in plans deceitful,
Aimed at causing countless griefs.
Not enduring Pandavs' Fortune,
Secret set their house aflame,
Ere they fled from Vârnâ-vata,
Now apprised of Kauravs' game.
Dressed like Brahmans, in the fore[st]
Sought their safety in their flight
Pandav-brothers, Mother-Kunti,
All afflicted, in their plight.

Must his Stars and Fortunes wane.
Pounces, therefore, on the Matsyas,
Leagued with Friend Trigartas' King,
Eastward, Southward, fights Virata,
To the North he forms a ring.
Even though disguised as Eunuch,
Vrihan-Nala, Arjun starts,
In the Battle with the Kauravs,
Calmly mighty missiles darts.
Through the serried ranks of heroes,
Onward drives Prince Uttar's car,
Rescues Matsya's costly cattle,
Yelling here, there and far.
*Though Duryodhan finds out Arjun,*
*Out the Thirteenth Year hath run!*
*Hurries home in wild confusion,*
*In his Shame surpassed by none.*
Soon the grateful King of Matsyas,
Makes an offer of his Bride,
Abhimanyu, son of Arjun,
Joins himself to her with pride.
Ere the *Wedding Party* breaks off,
Statesmen throng the Council Hall,
*Through Shri Krishna to Duryodhan,*
*Yudhishthira's Rights recall.*
There before the Kuru Chieftains,
He puts forth *the Terms of Peace,*
Elders all agree with Krishna,
Krishna wants that War should cease.
*In his wicked greed*, Duryodhan,
Not a bit of ground doth give,
Ground that needle's point can cover,
Gives he not till Kauravs live!
*Endless is Duryodhan's hatred,*
*Oddly doth the War begin,*
*Ruthless Slaughter of brave Heroes,*
*Gotra-Gardan, Kith and Kin!*
*Even Bhishma, Drona, Karna,*
*Valiant Salya, fight and die!*
*Meets and breaks Duryodhan's thigh!*
Pandu-Putras, Krishna-Bhaktas,
Ever righteous, all survive,
Raise Udhishthir to the *Gadi,*
Of the subjects, hearts revive.
Round the Hind, for *Ashvamedha,*
On *the Sacred Ashva* flies,
Floats their *Chakravarti Standard,*
In the midst of Indian skies!
*Now, over India, Gulshan-Readers!*
*Doth the British Banner fly,*
*India's Emperor be Victorious!*
*Amen! Peace to all! Goodbye!*

---

HE COULD SAY LOTS!

CUSTOMER: "I've been cheated. I thought you said this parrot was a remarkable bird."

Bird Fancier: "Yes, sir. What I said was that he had been brought up in the company of learned men, and was full of philosophy and scholarship. Of course, he don't talk. Meer words have no attraction for him. But he's a remarkable parrot because he's a great thinker."

---

WHY THE RAT WAS POPULAR

A VISITING justice in a certain jail saw a prisoner who had a rat, and said: "Ah! you have a pet, I see."

Convict: "Yes, sir; I feeds him every day. I thinks more of that 'ere rat than any other living creature."

Magistrate: "Ah, in every man there's something of the angel left, if one can only find it. How came you to take such a fancy to the rat?"

ફરતાં મોતી જડાવું ફુમકેરે, કાંચળીના પુરું કોડ. ૩
મૃગ માયાવી આ મારતાંરે, વધારે થશે વિપરીત;
માટે હઠ છોડી દો માનુનીરે, હૈયામાં ધારી હિત. ૪
વેણ રામજીના સુણી વિગતેરે, સિતાજીને થયો ન સંતોષ;
ઓછું મનમાં લાવીને ઉચર્યાંરે, રૂદિયામાં રાખીને રોષ.૫

સીતાજી-

કંથ સોનેરી કાંચળી શું કરૂંરે, મૃગ કાંચળીનું છે મન;
મણિ મોતીની મુશીને મોહિનીરે, વસતું ગમે છે આ વન.૬
માટે રામજી આ મૃગ મારીનેરે, શિવડાવોને કાંચળી સોય;
વનવાસીને વલ્કળ શોભતાંરે, હીરા માણેક મોતી ન હોય.૭
સ્વામિ મંદિર મ્હારૂં ન હું કરૂં રે, મારૂં હું કહું નથી મોસાળ;
મ્હારો કંથ નથી કલાગરોરે, વધુપર રાખે કોણ વ્હાલ.૮
કંથ મ્હારો ન કોડ પુરા કરેરે, લક્ષ્મણજી ન લડાવે લાડ;
હોંશ મનની પુરે ન હેતથીરે, પતિનો શું હું માનું પાડ.૯
સિતાજીના બોલડાં સાંભળીરે, રઘુવીરને ચઢીઓ રોષ;

શ્રીરામ—

સતી સિતાજી એવું ન બોલીએરે,
દૈવને નવ દીજીએ દોષ. ૧
તમને રામ શિવડાવે કાંચળીરે, લક્ષ્મણ લડાવે લાડ;
ઓછું બોલીએ નહિ અજાણતાંરે, પતિ કેરો
સિતાજી પડીઆં બહુ શોકમાં રે, હૈયાની જતી રહી હામ.

લક્ષ્મણજી—

ભાભી એવાં વેણ ન ભાખીએરે,
જાનકીનાથ માર્યો ન જાય
બુદ્ધી નડેઓ એવી ભ્રમણા રે, ઠીક જવાથી નવ થાય.

સિતાજી—

સિતાજીએ એવું સાંભળીરે, કડવાં કીધાં લક્ષ્મણને કહે
સિતાજીના વચનો સાંભળીરે, નીચાં કીધાં
લક્ષ્મણે નેણ. ૧

લક્ષ્મણજી—

સતી સિતાજી એવું ન બોલીએરે,
બન્ધુ રામ માર્યો નવ જાય
તેમ જાઉં શું વનમાં રે, જાનકી મુંઝારો ન જરાય. ૧૧

(ઉથલો.)

એમ કહીને દીધી આણ,
ધરીને શ્રી રઘુવરનું ધ્યાન,
રક્ષણ સિતા કરશે રામ
નિકળશો નહિ બહાર નકામ. ૧
આણ દઇને અરણ્યમાંય,
જાનકી મુકી લક્ષ્મણ જાય;
બેઠાં જાનકી બારણામાંય,

મોટી એક મહેલાતમાં રે, જોયાં જાનકી કરતાં જાપ. ૩
(૧) સમુદ્ર (૨) હનુમંત.
જોઈ લીધું હનુમંતે જાનકીને, રૂડું વસવાનું રહેઠાણ;
તરૂ ઉપરથી તાકીને રે, ધર્યું સિતાજીનું ધ્યાન. ૪
રૂડી અંગુઠડી રામની રે, તાકી નીચે નાખી તત્કાળ;
સતી સિતાને સંતોષવા રે, ફરી હનુમંતે મારી ફાળ. ૫
દીઠયાં અંગુઠી જોઈ રામની રે, મનમાં સતી સિતામાંય;
રૂડી આ અંગુઠી રામની રે, આવી નાખી કોણે આંય.૬
હનુમંત—
સિતામાતા હું આવ્યો શોધવા રે,
હનુમંત બોલ્યા જોડી હાથ;
મુંઝાશો નહિ માતા માહરી રે, નક્કી આવશે રઘુનાથ.૭
યુદ્ધ રાવણને રામ મારશે રે, વિભુ વાળશે તમારૂં વેર;
આજ્ઞા આપો જઈ રામ આગળે રે,
પ્રભુને કહું સઘળી પેર. ૮
આજ્ઞા આપોને ફળો આરોગવા રે,
અતી ક્ષુધાથી જીવ અકળાય;
સિતાજી—
બોલ્યાં સિતાજી ફળફુલ ખા બચ્ચું રે,
પૃથ્વીપર જે હોય પડયાંય. ૯
તરૂપરનાં ફળ તોડીશમાં રે, વીરા મારે માની વનચર,
ખુબ ખાજે ફળો ખુશીથકી રે,
પડયાં હોય જે પૃથ્વીપર. ૧૦
ખુની રાવણ તુજને ખીજશે રે, હનુમંત કરશે હેરાન;
મારા રામને કહેજે સંદેશડો રે,
જાનકીજીના જાયે છે જાન. ૧૧
હનુમંત કુદ્યો તરૂપર હોંશથીરે, મીઠા મેવાની કરવા મોજ;
પાકાં ફળ લાગ્યો ખાવા પ્રીતથી રે,
કાચાં ફળો બહુ તોડતોજ. ૧૨
ન્હાના મોટાં તરૂ તોડી નાંખીઆં ને,
ફુલ છોડીનો કીધો નાશ;
હનુમંતે હાક વગાડીને રે, વાડીનો કીધો વિનાશ. ૧૩
માળી નાઠો માથાં કુટતોને, પોક મુકતો રાવણ પાસ;
વનચર આવ્યો એક વાડી વિષે રે,
ને તે કરે વાડીનો વિનાશ. ૧૪
(ઉથલો).
રાવણ બોલ્યો રીસે કરી,
અનુકુળ વખતને અનુ સરી;
વનચરને પકડીને વીર,
જઈ નાખો પગમાં જંજીર. ૧
બાંધીને ઘુગટાના બંધ,
અગ્નિમાં નાખો કરી અંધ;
કદી કરે નહિ આવું કામ,
ને લે નહિ લંકાનું નામ. ૨
(લોકગીત.)
શબ્દો રાવણ કેરાં સાંભળી રે, દોડયા રાક્ષસ વીર અનેક
પ્રિતે બુમો ચાશો પાડતાં રે, હથિયાર પકડી હરેક. ૧
હાથે કરી હનુમંત હોંશથી રે, પકડાઇ ગયો પોતેજ
બહુ ગોદડાં પૂછડે બાંધીઆં રે, જકડી જકડી જોતેજ. ૨
સારી પેઠે તે પર સીંચીયું રે, ત્રણસેં ઘાણીનું તેલ
સળગાવી અગ્નિ સ્નેહથી રે, ખારો કર્યો લંકાનો ખેલ. ૩
સળગ્યાં ગોદડાંગાભા સ્હેલથીરે, હનુમંત કુદ્યા કરી હામ
બાળી રાવણ કેરી બેઠકો રે, ન રહ્યાં બેઠકના નામ. ૪
ચાહન ચોક ચોરાશી ચૌવટાં રે, બાળી બેવડી બજાર;
લંકા બાળી દીધી લાહ્યથી રે, ઠેકી ઠેકી ઠારો ઠાર. ૫
હાહાકાર થયા હનુમંતથી રે, લાચાર* થયો લંકેશ
હાથ ઘસી રહ્યો હુલડાઇથી રે, નીચ લંકા કેરા નરેશ. ૬
આંખો આંજીને હનુમંત આવીઓરે,સાગર કુદી સભામાંય
પાય લાગીને રામને પ્રીતથીરે,કીધી શોધની સર્વ કથાય.૭
રામે હનુમંત ઉપર રીઝીને રે, હેતે મુકયો મસ્તક હાથ
અવિચળ રહેજે મુજ આશિષથી રે,
શુરવીર વીરા હું સનાથ. ૮
ચઢાઈ કરીને રામે ચોંપથી રે, માર્યો રાવણ મહિપાળ
લંકા વિભિક્ષણને આપીને રે, સિતાજીની લીધી સંભાળ.૯

સિતા સંયોગ.

(ઉથલો.)

વિમાનપર બેસી રઘુવીર,
ધીમે લંકાથી ઉપડયા ધીર;
૧
દુંદભી વગાડીને દેવ,
સિતાજીની કરતા સેવ.
જય જયકાર કરી જગદીશ,
અયોધ્યામાં આવ્યા ઇશ;
દૈત્યોને આપીને દંડ,
વિકસિત કીધાં મુનિનાં વૃંદ.
" સિતાજીની કાંચળી ". સુણી,
૯ મનમાં હરખાયા બહુ મુની;
" સિતા હરણ " નો લીધો સાર,
પામું કથમ રામાયણ પાર.

* રાવણ. (૧) વાજા=નગારાં.

Her Own.



માયાનો માયો

Photo by J. S. Taraporewala, B. A.

The Manoranjan Press, Bombay.

પૈસાવાળી હતી ? જરાગી નહીં. પોતાનાં પેટનું પુરૂં પાડી શકે એટલુંબી તેણી પાસે માંદ માંદ હતું; પણ તેણી પોતાનાં ઘણાંક ભલાઇનાં કાગોથી ગોરાઓ પાસે સારી રકમો મેળવી તે બીજાઓની આબરૂ સાચવવાં વાપરતી હતી.

## અંક ૨.

તે મોટા હોલ આગમા અને હાલનાં ઘણાંક અભ્યાસીઓથી ખાણાંને વખતે ભરાઇ ગયો; જ્યાં સલામતી અને દારૂની બાટલીઓનાં માથાં ફુટે ત્યાં ઠીગા મસ્તીનું પુછવુંજ શું ! તેઓ જાત જાતનાં ઢોંગ સોંગ દેખાડનારા ડ્રેસોને ગોઠાંઓ પહેરી આવી તરેહ તરેહની મજાકથી ત્યાં કલેજા તોડ હસાહસ કરતા હતા. છોકરીઓ બધી પોતાની સભાઇ બપાઇના વખતથી ઉતરી આવેલી નારીજાતીની મર્યાદાને ભુલી ગઇ હોય તેવો મામલો જણાતો હતો.

જેને જે ગમતું તે ગીત ગાતા, જેને જે હાથ આવતું તે બજાવતા. કોઇ તો પાણી પીવાનું ક્લાસમાંનું ટીનપાટિઆ અફાળતી વેળા રાગડા કાઢતું; તો કોઇ વળી ટેબલ ઉપરનો ટેબલ કલોથ કાઢીને તે પર મુકકીઓ અફાળી વાજું અફાળવા રાગડા કાઢતું. તો કોઇ તરેહવાર અવાજો કાઢતું.

ખાણાપીણાની લ્હેર છુટે હાથની હતી. હેનરીની તે છેલ્લી રાત ત્યાં હતી, અને તે મારેકશી બાકી રાખી હોય તેવું ન હતું. હવે તો તેસદાનો દહી માખન ને તાજી તરકારીને આધારે પોતાને ગરગામડે ગડવાનોજે તેટલાં ચપીન, દારૂ ને ગોસ્ત મચ્છી ને શીકારની સેતાન્યત લેહજત ને છેલ્લીવાર ભોગવી લેવાને દોડાદોડી કરતો હતો. હેનરીએ થોડીક મીનીટ આ મેલછાઇ ભરી રમત ગમતમાંથી સાવધ થઇ ને ગાણુસાઇ વિચારો કરવાને ભેજાંની દોરી લંબાવી. અફાળછીક, ધામધુમ, ધરપચ અને છેલ્લાં તદન મેહ્છાઇભરી તરેહ કીસમની નાદાન્યત રમતો ભણી તેણે મુખમાં હસીને જોયું.

“ એ છોકરવાદી પણું કહેવાય કે શું ?” તેણે હડવાંસથી દીલથી કચવાઇને તે ગેડકેપ વાજા તરફ આંખ રાખી વમાસ્યું. “આંજ રાતથી આ કીસમની મસ્તી તુફાનને છેલ્લી સલામ ! પણ કાંય ? ગાય તેડે તેથી જવાનું કાંય ? હું નહીં જાઉં ! અરેરે, આવી સુંદર મફકરી જીંદગી મેલી હું ઝુંસરીમાં જોડાવા ત્યાં કાંય જાઉં ? ”. તે છોકરાંનું મન નાપાક શયતાને બગાવવા માંડયું લાલચનાં દેવે તેને ગોલામ કરવા માંડયો; તે પાછો પોતાના અંતઃકરણના અવાજનો દુશ્મન થઇ લાગ્યો હોય તેવા કુદકા મારી કલેજા તોડ હસાહસમાં શરીક થયો.

“ એ શું છે ! આ ધામચકરી શાંની ? ” હોટેલનાં હોટલમાં આવતાં પહરોણાઓ હેરતગર્ને સવાલ પૂછતાં.

“ગાળ પર ચીત્રશાળાનો વિદ્યાર્થી હેનરી મોરીસ આજે ઘેર જાય છે તેને છેલ્લું સલામનું ખાનું છે.” જવાબમાં હોટલવાળો જણવતો. અને પોતાના બન્ને હાથે દબાવતો.

ધામેથી ને વાંકા કીધેલો દરવાજો ખુલ્યો અને એક નાનાં પાતલા આકારની, સાદા ડ્રેસવાળી બૂઢયા ઉંબર ઉપર આવી ઉભી. લપલપતી ડોક, અને પાણી જેવા ગદલા ટસટર ડોળાએ ત્યાંનો મેહમાર ટીકવા લાગી.

“ઓહો ! આવો હમારાં મુરબીજી, આવોજી. ભલે પધાર્યાં. ” મેડમ બર્નાર્ડને જોઇ હેનરી બધી ધાંધલમાંથી ખરતો થઇ એક કુદકે તેની પાસે પૂગી વળ્યો. તેની પૂઠે ઘણાંઓ જરીક વાર ગંભીર થયા. તેણીને એસ્તેકબાલ લેવા ગયા “મેડમ બરનાર્ડ ! ફક્ત તમારીજ ખોટી હતી !”

“ મેડમ બરનાર્ડ ! છોકરાઓ, આપણુ ઉપર ફીરેસ્તાઇ મદદનો સાહો પાંગરનાર મેડમ બરનાર્ડ ! ” અને તે ઉશ્કેરાયલાં ટોળાંએ એક મોટી મખમલની ખુરસી ઉપર મેડમને બેસાડી તે ખુરસી કેટલાક જોરાવર હાથોએ પોતાને ખભે ચઢાવી, તે પછી તે મોટા હોલમાં ચારે દિશાએ વેડીંગ માર્ચ વજાડતા. ગાતા, પગથી અને હાથોથી અને લાકડીથી ડોકતા તેઓ સઘળાઓએ સરઘસ રૂપે ત્યાં ફરવા ચાલ્યું. તેઓને કોણ અટકાવે ? હમણાં એકબીજાનું સાંભળવા માટે એકે જન શાંત ક્યાં હતું જે ! ગરીબ બાપડી તે બૂઢપાનાં કાન અને ભેજાનાં ભુકા થઇ ગયા. પણ તેણી જાણતી હતી કે આ તેણીને એક જાતનું માન અને આભાર તેઓ ચાહતા તેથી તેણી શાંતજ રહી, અને પોતાનાં ઘરડાં હાડ ઉપર જે જફાકારક માન તેઓ વર્ષાવતા તે તેણી સારી રવેશ સમજી શક્તી હોય તેમ કચવાઇને હસતી, બન્ને કાન, બન્ને હાથોથી બંધ કરતી તે ખુરસી ઉપર સંચવાઇને બેસી રહી.

બેસતાં બોલ્યો. " ઓહોહ ! દોસ્ત હેનરી આજે તારી અહીંની જીંદગીનો સટ્ટો સદાનો પૂરો થાય છે. યાદ રાખજો, દોસ્ત કે પૂરો થાયછે. પણ એ ઉપર છપાયલો છાપ કાંઇ ભુંસાઇ જવાનો નથી. વેલ, વેટર, આજનાં શેમ્પીનનો ખર્ચ મારે માથે, નોંધજે...કેમીલ ફેરીન નં. ૪ વાળી ખુરશી પર બેઠેલો. એમ મારૂં નામ નોંધજે. દીકરા હેનરી, અરે, એઓ કોણ? માતુશ્રી બરનાર્ડ ! એવન ઉપર તો કોઇ કવી એવનની નાદર જીંદગી દર્શાવવા બેસે તો ભાણાંનાં ભાણાં ભરાય."

"ચાલો સાહેબો, હવે," મારશેલ ગળું ખંખારી ઉઠ્યો અને હેનરીની સલામતી ઇચ્છવાનું ભાષણ કરવા લાગ્યો. તેણે જોરાવર મુઠ્ઠીઓ ટેબલ ઉપર અવારનવાર ઠોકતાં રહી હાજર રહેલાંઓને હેનરીની વાખવાખી ગાઇ સંભળાવી, અને હવે તે ફરીથી ત્યાં આવનાર નથી એમ પણ કહ્યું. તેનું બોલવું પુરૂં થતાં મજલી બજારને શોભા ગળે એટલા ઘોંઘાટ વચ્ચે ગ્લાસો ભરાઇને ખાલી થવા લાગ્યાં.

હેનરીની આંખ્યો પાણીથી ભરાઇ આવી.

જરા ચુપકીદી થતાં ગળું ખંખારીને કેમીલ હવે ઉભો થયો ને બોલ્યો, "મે. બાનુઓ અને ગૃહસ્થો આપણે જાણ્યેછે કે હેનરી આપણો વહાલો મિત્ર જવા નિકળ્યોછે, પણ ગરજની વખતે મિત્ર નહી તો તે મિત્ર કહેવાયજ નહી. હું જોઉંછ કે હેનરી, જવા નારાજ છે.. બાનુઓ, ગૃહસ્થો, મારા પેપરમાં એક 'કારતુનીસ્ટ' તરીકેની જગ્યા હું એવનને આપવાની તમો સનમુખ ઓફર કરૂંછ; એ એની કાર્કિર્દિની શરૂઆત થયલી ગણાશે. એ નાની શરૂઆતથી મોટી પાયરીએ જતાં એને વાર નહીં લાગશે. તેથી આ ખાણાંની મતલબ છેલી સલામતી નહી પણ કાર્કિર્દિની શરૂઆતની મતલબમાં ગણશો તો સારૂં. હાલ તુર્ત એ જગ્યા કંઇ ઘણી મોટી નહીં કેવાય, પણ માણસને આગળ વધવાનું તેનાં હાથમાં છે. એટલી શરૂઆત પરથી વખતે તું, હેનરી. મોંથે તાજ મુકવા શક્તિવાન થાય. એ મારી ઓફર કબુલ છે?"

જબરા અવાજે ઉઠી રહ્યા. "ખચીતજ ! ખરેખર હેનરી; કબુલ કર દોસ્ત ! વગેરે." કોઇ બાપડું ત્યાં લાંબો વિચાર કરવા થોભ્યું નહી કે કેમીલને દર અઠવાડયે માણસો સાથે છીંટાં શોધીને તેઓને બદલ્યા કરવાની ટેવ હતી; તેમજ વળી અત્યારે આ મોજમાં પડેલી રોળ કીને છક કરી નાંખવાનોજ કેમીલને ભારે શોખ હતો તેથીજ ફકત તે બોલતો હતો એમ બી કોઇ વમાસવા થોભ્યું નહીં.

હેનરી વિચારમાં પડયો. હા, આખરે તે મોટાં શહેરની જાહોજલાલી વચ્ચે રહેવાની તક તેને મળી; વળી સોફી ઘણુંજ હેતથી હસી તેને સમજાવવા લાગી. "જો વળી, હેનરી એ જગ્ય કબુલ કર."

"કબુલ." હેનરી એ પૂરા ત્રણ શબ્દે ગળાંમાંથી હર્ષભેર ઉચ્ચારવાનાં પૂરા કરે તેટલે કાંટાં, ચમચા, પ્લેટ, ગ્લાસ. બાટલીઓ બધુ ખખડાવી, બાજુ કરી, બંને હાથે ટેબલ પર ખુરશી દુર કરી બુઢ્ઢાં મેડમ ઉભાં થયાં.

"ઓહો ! ચુપ ! ચુપ ! ચુપ, દોસ્તો, મેડ બરનાર્ડ, આપણો મદદગાર ફરેસ્તો કંઇ બોલવા ઉઠયોછે. એકદમ ચુપ !" અને તુર્ત સૌ ચુપ થયાં, હેનરી બોલતો અટકી પડયો.

મેડમનાં હાથ થર થર ધ્રુજતા, પણ તેણીની ગદલી આંખ્યો ઘણુંજ જુસ્સામાં ચમક ચમ થતી હતી. એક બચ્ચાના જેવું નાનું અને કમ જોર તેણીનું શરીર હતું. સર્વેએ તેણીને સાંભળવા દમ ઉંચો ધર્યો.

"મારા વાહલા દીકરાઓ." તેણીએ શરૂઆત કીધી. સોફી તેમજ હાજર રહેલ બીજી પોરીઓને 'બાનુઓ' નામે તેણીએ ગણકારવાની દરકાર નહીં કીધી. "દીકરા હેન

# જમાઇજીની ચપળાઇ.

યાને

## અંતે ઠેકાણે !

---

### એક ટુંકી વાર્તા.

( ગુલશનના પતેતીના અંક માટે ખાસ )

લખનાર—મીસીસ રૂપાંબાઇ દોરાબજી રબાડી.

"તમે—તમે—ગુલચેહેર સાથે પરણવા માંગોછ ?" શેઠ અરદેશર શેઠનાએ તાજુબીમાં ઉપરાસાપરી બેવાર એ સવાલ કીધો "મારા ખુદા ! એ શું બોલોછ ?"

જાલ ઝવેરી લગાર છાતી કાઢી દમામથી ઉભો થયો. તે બોલ્યો "ખરેખર, શેઠ સાહેબ, એમાં અજબ થવા જેવું શું છે ? તમારી ગુલ ચાંગી સોહામણી નાજુક નાજનીન છે, અને અમો બન્ને એક બીજાને ખરાં જીગરથી ચાહીએ તો તેમાં નવાઇ જેવું શું છે ?"

શેઠ અરદેશર થોડીક વાર ગંભીર વિચારમાં પડેલા જણાયા, પછી તેગણે માથું ધુણાવતાં જણાવ્યું,

"મને લાગેછ કે એ તું કબુલ-મંજુર રાખી શકીશ નહિ, જાલેજર. અલબત તુ મને ઘણો ગમેછ પણ મને ગમતો—મારા વિચારોને બંધબેસતો જમાઇ તું થઇ શકવાનો નથી. મારી ગુલચેહેરનાં પરણવા વિષે મેં કંઇ ઝાઝો વિચાર કર્યો નથી, પણ જ્યારેથી મેં કર્યો હશે ત્યારે મારે પગલે ચાલનાર ધણીનેજ પસંદ કરવાનો વિચાર રાખેલો છે."

"અલબત શેઠ સાહેબ, હમેશાં તેમજ ચાલવાની—તમારે પગલે ચાલવાનો પ્રયત્ન હું કરતો રહીશ." જાલ કાંઇક ઉતાવળે બોલ્યો, એવી ઢબે કે અરદેશર શેઠને તેના કરતાં વધુ સારો નમુનો ક્યાં મળનાર હતો ?

"બોસ ! તું મારી મતલબ બરોબર સમજ્યો નહિ. હમણાં હું શું મતલબે મારે પગલે ચાલવાનું કહુંછ તે બિલકુલ તું સમજ્યો નથી."

"હાજી, જોકે હું તે સમજવા માંગુછ જી।" જાલે સર નમાવી જણાવ્યું

"તું જાણેછ તેમ મારો બહોળો વ્યાપાર છે અને મારી પાછળ મારી જગ્યાએ દીકરો તો મારે પેટે નથી, તેથી તે મારી જગ્યા રાખી શકે તેવો જમાઇ પસંદ કરવા હું માંગુ છું. તુ તો કંઇ વાર્તાઓ લખી, ચોપડી ચોપાનીઆં કંઇ કાઢેછ ને ?"

જાલ ઝવેરી ઘણો જાણીતો લેખક હતો. તેની કલમમાં અજબ ટચકા હતા. તેની વાર્તાઓ ઘણી વખણાઇ હતી અને સાહિત્યના સાગરમાં તેનું નામ બહુ જાણીતું હતું. તે એક જાણીતાં માસીકનો અધિપતિ ને માલેક હતો તથા તે ઉપરાંત અનેક ચોપડી છપાવી

અતરાફ ભેગાં મળી વાતો કરતાં બેઠાં હતાં. બહાર વરસાદ ધમધોકાર કેટલાક દિવસથી પડતો હોવાથી સરદ હવા કકડાવી નાંખતી હતી અને તેથીજ આ સુશોભી દ્રેશનની સગડી સળગાવવામાં આવી હતી. તેવામાં તે ભેગાં મળેલાં મેજબાનોમાંનાં એક એકાએક પોતાના જમણા હાથ ઉપર નજર કરી તુરત ઓરડામાંથી ચાલી ગયો; એક બે મિનિટે ત્યાં પાછો આવી અરદેશર શેઠ વાત કરવા બેઠા હતા તેમની આગળ વાંકા વળી ધીમેથી બોલ્યોઃ—

"અરદેશર શેઠ, મારે તમો સાથે વાત કરવીજ—જરા બહાર એકદાજ આવવાની તકલીફ લેશો...જરૂર છે!" તે બોલનાર મેહેલી માલેગામવાળો નામનો જવાન હતો.

"ઓલરાઈટ!" અંજતયથી સાથે અરદેશરે ઉઠીને પાસેના જમવાનાં ઓરડામાં જતાં જણાવ્યું.

"કેમ શું છે, મેહેરવાનજી?" અરદેશરે પૂછ્યું. મેહેરવાનજી કાંઈક અચકાતો દેખાયો, પણ થોડીક આનાકાની પછી બોલ્યોઃ—

"કંઈક માઠા...દુખભર્યા સમાચાર ભારે દીલગીરી સાથે મારે તમોને જણાવવા પડે છે, અરદેશર શેઠ. આગ ધરી મારા હાથ ઉપર મારી અજાયબી વચ્ચે મને જણાયું કે મારે આંગળેની હીરાની વિંટી ખોવાઇ ગઇ હતી. હું તુરત માળ ઉપર મારા ઓરડામાં તપાસ કરવા ગયો પણ હીરાની વિંટી તથા તે સાથેની મારી 'નેક-ટાઇ'માંની નીલમની પિન પણ ગુમ થયેલી જણાઇ; અને તે સાથે મારી તપખીરની સોનાની ડબી પણ મળતી નથી...એ બધું ચોરાઇ ગયું છે!"

"ચોરાઇ ગયું?" અરદેશર શેઠ અજબાટમાં પૂછતી ઉઠ્યા "પણ એમ કેમ બને, ભલા? તમોએ કેવે મુક્યાં હશે. ચાલો આપણે માળ પર જઇ જરા જોઇએ."

બીજી વારની શોધ પછી પણ તે ચીજો જડી નહિ; અને અરદેશરશેઠ ઉજળા પાંજળા જેવા બની જઇ પોતાનાં પરોણાનું ટોળું ટીકવા લાગ્યા.

"શું ત્યારે ત્યાં આપણાં વચે કોઇ ચોર છે?" તેવણે ગળગળતા અવાજે પુછ્યું.

"એવુંજ કાંઇ લાગેછ તો ખરૂં, જો કે એમ મારે બોલવું તો નજ જોઇએ!" મેહેરજી બોલ્યો.—"કોઇ બીજાનુંએ ખોવાયું છે કે વારૂં?"

"હવે હું શું કરૂં—ક્યાં જાઉં? કેવા અરસોસની વાત બનીછ! એથી બધાં ન્હાસી જશે અને બધું રદુચકકર થઇ જશે!" શેઠે બળાપો કાઢ્યો.

"પણ તે લોકને કોઇને કહેવા-કરવાનું કામ જ શું છે?" ગહેલી કાંઇક વિચાર કરતો બોલ્યો. "કાં નહિ ધીરજથી આપણે એ ચોરને પકડી કહાડીએ? હું તો કંઇ નથી બોલવાનો!"

"તારી ઘણીજ મહેરબાની થઇ, મારા દોસ્ત. પણ આપણે શી રીતે એ ચોરને પકડી કાઢવાના? તું કાંઇ ઉપાય સુચવશે?" અરદેશરે પુછ્યું.

કેટલોક વખત એ લોકે પરસ્પર વિચારો બદલ્યા અને નવી નવી યોજનાઓ રચી, પણ એકે બરોબર પ્રસંગોપાત થઇ પડી નહિ.

"મારા ઘરમાં પોલીસને તેડવા મને ગમતું નથી. એથી મારા ઘરની નાલેશી થશે-તેનો વિચાર કરજો જોઇએ." શેઠે વસવસાયતી દાળ જેવું મોઢું કરતાં કહ્યું.

"હાજી!" મેહેરજી એકમત થયો. "પણ એમ કરવા વગર બીજો કોઇ ઇલાજ મને સુઝતો નથી."

"જોઇએ, વિચાર કરી જોઇશું. હું ઘણો જ દીલગીર છું કે મારે ત્યાં એવું બન્યું, દોસ્ત.

પણ બીજી પળે શોકાતુર થઇ બોલી—"પણ કંઇજ એ વિષેનું જાણતો નથી, તે શું કરી શકવાનો !"

"ચુપ, મારા જાન, ચુપ ! મને વિચાર કરવા દે કે મારાથી તે બાબે શું થઇ શકવાનું છે ?"

જ્યાં આ વાત ચાલે છે તેટલાં અરદેશર શેઠ મેહેરુસ્થીનાં ઓરડામાં ગયા. તે તો કપડાં-લપડાં કાઢી, રેશમી તુમાન પહેરી, સદરા ભરજ તાધાત થઇ ખુરસીને અઢેલીને બેઠો હતો.

"કંઇ ખુશ ખબર, શેઠ સાહેબ ?" શેઠને દેતાં વાર તેણે પૂછ્યું.

"વધુ બુરી !" ઘુખરાયલો જવાબ મળ્યો અને બીજી પળે શેઠે મેહેરજી આગળ ખાઇવાયલા નેકલેસની વાત કીધી. તે સાંભળતાં તે ડોળા ફાડી જોવા લાગ્યો.

"શેઠ, એ તો વાત બહુ ગંભીર વાત થઇ—વાત તો ખુબ બહેકી !"

"હું ધારૂંછું કે, સહવારે મારે તાર કરીને પોલીસને તેડવી પડવાની ! તે લોક આ મારી ખાણી પીણી, મોજમજાહનો ખુરદો કરવાના ! બીજો ઇલાજજ નથી !"

મેહેરવાનજીએ દિલગીરી સાથે માથું હલાવ્યું. પછી થોડીવાર વિચારમાં બેસી તે એકદમ ઉછળી ઉભો થયો.

"આહ ! બરાબર ! જો મને એક વિચાર આવ્યોછ શેઠ ! શેઠના મહાલનું નામ બદનામ કરવા વગર શાંતિથી એ ચોરને પકડવાની જરૂર છે,—પણ એ કમબખ્ત રૂસ્તમબા મળે ત્યારે ને!

"એ રૂસ્તમબા કોણ ?" શેઠે દવાઇને પુછ્યું.

"એ સોસાયટીમાં ફરનારો ખાનગી ડીટેક્ટીવ છે. એનો હુસ્યાર ને એવો કામેલ છે કે સાચવે વાત નહિ. જબરા ચોરોને પકડવાં એ એને મનથી બચ્ચે—ખાલેકો ખેલ જેવું છે, એણે સેંકડો ચોરી આબાદ પકડી આપીછે ને પોલીસ એના પર ફીદા ફીદા છે. પોલીસનું ફાવતું નથી ત્યારે તે રૂસ્તમ બાની સલાહ લે છે—તમે તેને નથી ઓળખતાં કે ? આખા હિંદુસ્થાનમાં તે જાણીતો છે ને ?"

"મેં કોઇ દિવસે પણ એ નામ સાંભળ્યું નથી કે એક બોલ તેનાં વિષે જાણ્યો નથી !" શેઠે પોતાની લાચારી જણાવી.

"એવી ચોરીઓ પકડી આપવામાં તે જબરો ઉસ્તાદ છે. તે સારા દેખાવનો અને સારી રીતભાતનો હોવાથી પહરોણાઓ કે આવ્યાં—ગયાં સાથે સફાઇથી ભેળાઇ જાઇ અંદરખાનેથી પોતાનું કામ લે છે. એવાં કામ માટે એજ માણસ ઠીક થઇ પડશે, પણ બેટી બાપનો ભૂક જબરો છે જો !"

"તેની પરવા નથી !" શેઠે ઉશ્કેરાતાં જણાવ્યું. "હઝાર-પાંચ હજાર—જે હશે તે કબુલ છે પણ એને ક્યાંથી બોલાવ્યે ?"

"તેના ઘરનું સરનામું તો મને ખબર નથી. એ તો રમતો પંખી છે, પણ એની કલબનું સરનામું મને ખબર છે."

સારાંશ એ કે બીજે દીને સહવારે એક લાંબો બોલાસેવાર તારનો સંદેશો રવાનાં થયો. શેઠ પોતે મોટરમાં બેસી તાર મુકાવી આવ્યા કે જેથી ચકચાર થાય નહિ. તુરત તે તારનો જવાબ ફરી વળ્યો કે સાંજની ગાડીએ તે ડીટેક્ટીવ આવશે અને પોતાને રૂસ્તમ પટેલ તરીકે ઓળખાવશે.

જે આવી પુગતાંજ અરદેશર શેઠે તેને પોતાના એક અંગત દોસ્તનાં બેટા તરિકે પહરોણાઓ સાથે ઓળખાવ્યો. અને થોડા વખતમાં તો તે સૌનો માનિતો થઇ પડ્યો. તે ઘણોજ કુનેહબાજ અને ચાપલુસી ભર્યો હતો. તેનાં ખરાં કામની કોઇને લગાર પણ ખબર નહિ હતી, સિવાય કે જેઓ શેઠ સાહેબનાં વિશ્વાસ-

કહયું–" પોલીસ–સ્ટેશન ઉપર મારી સાથે આવવા હું તમુંને ફરમાવું છું ! "

" તું કાંઇ મેડ–મેડતો નથી ને ? " અરદેશર શેઠ ફુગલાયલે ચહેરે તત પપ કરતાં બોલ્યા

" તમારા જેવો તો નહિ કે, પોલીસને તેડવાને બદલે મી. મેહેરવાનજી, અને બાઇ રૂપાંબાઇને તે લોકની ખોવાયલી ચીજોની બાબદમાં એક પણ શબ્દ બાહાર નહિ કાઢવાને સમજાવી, આજીજી કરે–નહિ, બા, તેવો તો હું ઘેલો નથીજ ! "

" હા, મરે, ખરી વાત જો, એ ચોરી માટે કાંઇપણ પગલાં ભરવા કેહતાં, મને અસ્તમ–પસમત સમજાવી મુગી રાખેલી ! " રૂપાંબાઇએ ટાપસી પુરી.

" હું હયાંથી પાંચ મીનીટની અંદર નીકળવા તૈયાર થઇશ ! મારી સાથે બાઇ ડોસીબાઇ અને મેહેરવાનજીને આવવું પડશે ! " ડિટેકટીવ સાહેબે સીફત કીધી.

તે હેબતાવનારી ખબરથી ગુલચહેર એવી અજડ થઇ ગઇ કે, એક શબ્દ પણ આટલો વખત ઓચરી નહિ શકી, પણ હવે તે દોડતી કે જઇને પોતાનાં બાપનાં વળગી પડી.

" કોઇની મગદુર શું કે તમુને પકડી જાયે, બાવાજી ! " તેથી છેડાઇને બબાળી. પણ અત્યાર તુલીકમાં શેઠ સાહેબ ઠંડા પડી ગયા હતા તેઓ તેણીને પસવારતા બોલ્યા,

" કાંઇ ચિંત્તા ના કર, મારી ડાહી દીકરી હું જલદીથી પાછો આવીશ. હું પોલીસ–સ્ટેશન ઉપર હું મારો અચ્છો બચાવ કરી શકીશ. "

" તમે તમારી મોટર તૈયાર કરાવોછ શેઠ, કે મારે તાર કરીને એક મંગાવવી પડશે ! " રૂસ્તમબાએ પરપચ કીધી.

" નહિ; ઘેરની ગાડીમાંજ આપણે જઇશું" ફટ કલેજેનો જવાબ મળ્યો; " કેમકે મને ઘરે પાછું આવવાને ગાડી જોઇશે ની ! "

તે ડિટેકટીવનાં ચહેરા ઉપર અદેખાઇનું હસવાનું પ્રગટી નિકળ્યું.

" તમે જબરા ઉસ્તાદ છો હું, શેઠ ! " તે બોલ્યો પછી તે રૂપાંબાઇને ટીકી ટીકી જોવા લાગ્યો, અને સાથે આવવા માટે તૈયાર થવા કહ્યું–પણ તેવણ ઉપર હિસ્ટીરિયા એ ગલબો કીધો, અને બીજાં પહેરોણા તેમની સારવારમાં રોકાયાં.

" હું તૈયાર છું ! "

" હું તો તૈયાર છું, સાહેબ ! " મેહેરવાનજીએ પોતાની હાજરી પુરાવી અને તે પછી ગુલચેહેર તરફ તે ફરીને બોલ્યો,

" ખરું માનજો, બ્હેન, કે આ બનાવ માટે તમારો પ્રીતવો બહુજ દુઃખી છે. સંજોગ અને સ્થિતિ જોતાં હું પાછો કદાચજ આવીશ એવું લાગે છે. મને ખાત્રી છે કે અરદેશર શેઠ નિર્દોષ છે, પણ–"

" હા ! ખાત્રી છે ? " રૂસ્તમબા ચીયવાઇ પડયા અને બીજી પળે પોતાનાં ગજવામાંથી પેલી ખોવાયલી જણુસો બાહેર કાઢી સામે ધરી.

" હવે તમે શું કહો છો–" તે બબાળ્યા " આ તમારા કેહવાતા શેઠ સાહેબની ટેબલમાંથી મને મળી છે, જે તપાસવાની મને છૂટ લેવી પડી હતી ! "

" પપા ! " ગુલચેહેરે ફુગલાયલે ચહેરે પોતાના બાપ તરફ ફરી

" જૂઠું–સાફ સાફ જૂઠું ! " અરદેશર શેઠ બરાડયા.

" ત્યારે તમારી વાત ખરી માનવા માજીસ્ટ્રેટને કહેજો " તે ડિટેકટીવે તુચ્છકાર કરતાં કહ્યું " ચાલો–ચાલો ઘણો વખત ગયો ! "

મોટરકાર આવી ઉભી હતી; વરસાદ ધમધોકાર વરસતો હતો અને અત્યારમાંજ ગાડી તેમજ શોફર બિન્તપ ગયો હતો. અચકોરેક આસિ-

આંખો વતી સઘળું જોતી ઉભી હતી. તે જોસને ચોમેર જોવા લાગી પણ જનાનો જ ન હતો. ત્રણે જણા મોટારમાં બેઠા.

"એન્ડોરા પોલિસ સ્ટેશને લઇજા" ડિટેક-સાહેબનો શોફરને હોકમ છુટયો. તે શોફરે મોટે બારણું બંધ કરી ગાડી ચલાવી. ઘરનાં માં ભડકેલા નોકરો તેમજ સઘળાં પહરેણાં કોને જતાં જોવા ઉભેલાં હતાં. ગુલચેહેરનો રો ઉજળો સપ થયલો હતો. તેણી જાલની દમાં શોધ કરી પાછી આવીને ઉભી હતી.

"આ આપણી ગમ્મતનો અંત આવ્યો" બાઇ બબડી. દીવાનખાનું જે હાર તોરણો દીના શણગારથી દીપી રહ્યું હતું તે ઉપર ર કરી પછી પાછું પોતાનાં સાથીઓ તરફ વા લાગી,

"ઉલાંજ ઘડીએ કેથે બીજે ઠેકાણે જવાનો ન્સ નથી સિવાય કે ઘેર પાછા ફરવાનું. ખુદા! અરદેશર શેઠ વિષે કોણ એવું ને?"

"હું તો મારો સરસામાન પેક કરૂંછ. રે તો પુને જવાનું છ, ત્યાંથી પણ તેડું આ-તું હતું" એમ કહેતા બીજી બાઇ માળ પર ઇ પણ બે ચાર મીનીટમાં પાછી પવનની પેઠે કતી આવી. તેણીનાં મોંહ ઉપરનો રંગ ઉડી ગયેલો. તેણી હાંફતી હાંફતી બોલી:—

"મારી ટ્રંકની કળ ભાંગી નાંખી મારાં બધાં રેણાં કાઢી લીધાં છ! તેનો દાબડોજ કાઢી ગિયેછ!"

બીજા પરોણાઓની અજાયબીની શકિત ટીક ગોયા ઉડી ગઇ હતી. એક બે પળ હરણ દ થઇ તે બાઇને ટીકયા કરી પછી પોત પો-તાનું તપાસવા તેઓ માળપર ઉડયાં ગયાં જરા-વારમાં અજાયબીનાં ઉદગારોથી અને વાતચી-તની ગડબડથી મ્હાલ ગાજી રહયો. દરેકનો માલ ગુમ થયો હતો. દરેક ઓરડામાંની પેટીઓ, ટ્રંકો ઇત્યાદીની કળો જેમ તેમ મચડી—મરડી ને ભાંગી નાંખેલી હતી અને તેમાંથી ઘરેણા ઉચાપત થયલાં હતાં, એટલુંજનહિ પણ મોંહોના ગજ્વામાંના પૈસા પણ ચોરાઇ લુટાઇ ગયા હતા.

ગુલચેહેરને તેની માતાની મળેલી હીરા-માણેકની જણસો પણ ગુમ થયલી જણાઇ. પણ તેનો અફસોસ કરવાને તેણીને વખતજ નહિ હતો. તેણીની આસપાસ સઘળી બાઇ-પરોણાં-ઓનું મેજર ભરાયું હતું. કોઇ ગુસ્સાથી બખાળતાં હતાં, કોઇ ફોક મુકી રડતાં હતાં, તો કોઇ તેણીને જે કંઇ પણ ઉપાય લેવા માટે કાકલુદી કરતાં હતાં. સઘળા માટીડાઓ મગી મોટે મોટે જે તે બખાળતા-બોલતા અને જાત જાત-ની યુકતઓ રચતા પણ એકાદની અમલમાં મુકવાની તેમને હામ કે શુધ્ધિ નહિ હતી. આખરે ઘરનાં કારભારીએજ પોતાને જોખમે એન્ડોરા પોલિસ ચોકી ઉપર ટેલીફોન કર્યો.

"એક ડિટેકટીવે અરદેશર શેઠને કેદ કર્યાં છે, અને તેવણને મોટારમાં લઇ તમારે ત્યાં આવે છે. પણ તે લોકનાં જવા પછી સંખ્યા બંધ બીજી ચીજો ગુમાયલી જણાઇ આવીછ."

"એ કયો ડિટેકટિવ—તેનું નામ શું?"

"કોઇ સોદાપટીવ—ડિટેકટીવ છે. કોઇ તેને રૂસ્તમબા પટેલ કહે છે!"

એન્ડોરાની પોલીસનો વડો તે ડિટેકટી-ને ઓળખતો જણાયો નહિ.

"કેટલો વખત થયો જવાને?" સવાલ પૂછવામાં આવ્યો.

"પા એક કલાક થયો હશે."

"ત્યારે તો વીસેક મિનીટમાં આ તરફ મોટર આવી લાગશે. જો આ તરફ આવી તો! હું હમણાં માણસને તે રસ્તા ઉપર મોકલું છું. અને, એવું લાગેછે કે તમો કોઇ બદમાશ ચાલા-ક ટોળકીના સપાટામાં સપડયાં છો. જો હમ કંઇ જણાવું તો હું તમોને ટેલીફોન પર તેડીશ!

મેલા ઉસ્કેરાયેલાએ, પહરોણાઓ આગ આવીને પોલીસનો વહેમ કહ્યો. એ ઉપરથી પહરોણાઓને ધીરેથી વહેમ ગયો કે રૂસ્તમ-પટેલ ડિટેકટિવ નહી પણ સોનેરી ટોળીનો હોવો જોઇયે.

"એ બદમાશ સાથે શેઠ સાહેબને ક્યાંથી ઓળખાણ પડી ?" એકે પૂછ્યું.

"મહેરવાનજી માલેગામવાળા તેને ઓળખતા હતા !" ગુલચેહેરે જણાવ્યું.

"મહેરવાનજી માલેગામવાળા !" એ નામ એક પછી એક ઉચ્ચારવા લાગ્યા અને અપસ અપસમાં એ ઉપર તકરાર કરવા લાગ્યા. "એ ? એને આપણે તો કદી જોયા નથી !"

"તેનણુ એ ડિટેકટીવનું ભોપાળું જાણતા નહિ હશે !" ગુલ બોલી.

"અરે, હું હજારની શરત બકું !" રેસ કોર્સના શોખીને બેટીંગ લીધી "કે તે રૂસ્તમબા સાથે અંદર ખાનેથી મળેલો હતો ! આપણે મેહેલીને બરાબર ઓળખ્યેછ. ક્યાં ? તમારા પપાને તો તે 'એશીઅન કલબ' માં મળેલો, ત્યાં તેમને ઓળખાણ પડેલી એમ તેવણે મને કહેલું. હું શરત મારૂંછ કે એ મેહેલ્લીને એ રૂસ્તમ સાથે મળીનેજ આ કામ કરેલું છે !"

"ઓ ખોદા !"

"વલાહ !" બીજો બબાહ્યો "હવે બધું સાફ-સાફ માલમ પડેછ ! શેઠ સાહેબને પેલો કેદ કરતો હતો તે જોવા આપણે સઘળાં શાં રહેલાં તે જેગા પેલો મેહેલી માળ પર જઇને શું સંકા કરી આવેલો !"

"પણ એ. લોક મારા બાવાજીને લઈ ગયાજને !" ગુલે રડમસ થઇ પૂછ્યું.

"બહેન, તમે જરા ફિકર ના કરો; તે લોક તેરણુને કેથે ઉતારી પાડશે. કોઇ સવળ પડતી જગ્યા આવી લાગી કે એ લોક મોટાર છોડીને પોબારા ગણવાના !"

પોલીસ ચોકીથી શી ખબર આવેછ તેની તે લોક વાટ જોતાં હતાં તે વેળા તે મોટાર તો ધુમ વરસતા વરસાદમાં આગળ નીકળી હતી.

રૂસ્તમબા અને મેહેલી એક બાજુએ બેસી અરદેશર શેઠને પોતાની સામે બેસાડ્યા હતા. શેઠ બિચારા ચુપચુપ બેઠેલા હતા. કોઇ એક શબ્દ નહિ બોલતું હતું તેવામાં મેહેલી જે મોટારની બારીમાંથી બાહાર જોયા કરતો હતો તે બોલ્યો—

"સ્ટેશનની લાઇન !"

બીજી પળે રૂસ્તમબાએ ઝડપથી પોતાના ગજવામાંથી રૂમાલનો કુચો જેમાં કલોરોફોર્મની નાની સીસી બુચ વગરની લપેટી રાખી હતી તે કાઢી. મેહેલીએ મોટારની બારી ખોલી, તેટલાંમાં તે ડિટેકટીવે અચાનક અરદેશર શેઠની ઉપર તૂટી પડી તેમનાં મોંઢ પર તે રૂમાલનો કુચો ખોસ્યો. એક મિનિટમાં તે બન્ને બદમાશોએ પોતાના બેશુધ્ધ ભોગને સુવાડી દઇ મોંહમાં કુચા દાબ્યા અને હાથ પગ મજબુત બાંધ્યા.

"મોટાર બહુજ ફાસ્ટ જાયછ, મેહેલી ! આપણે કંઇ ઘણુંજ ઝડપથી જઇએછ...શોફરને થોભાવવા કહો !" ડીટેકટીવનો હુકમ છૂટ્યો.

મેહેલ્લીએ પાઇપ મારફતે હાંક મારી પણ કંઇ જવાબ નહિ મળ્યો. તેનાં બદલામાં ગાડી ઉલટી વધુ જોશબંધ દોડવા લાગી. તે તો પવન-વિઝોડામાં અને મારમારનો વરસાદ અને કાદવમાં ગબડતી-ઝોક ખાતી જોશબંધ ધસ્તી રહી, અને મેહેલી તે પાઇપમાંથી બુમ બરાડા પાડતોજ રહ્યો. ડિટેકટીવે હવે ગાડીની બારી ખોલી શોફરને બુમ મારી ગાડી થોભાડવા કહ્યું પણ તેની કશીબી અસર તે શોફર ઉપર થતી દેખાઇ નહિ. તે ભીંજાઇને તરબોલ થઇ ગયલો હતો; દેખીતી રીતે તે લોકની બુમ તેને કાને પડતી ન હતી. તે તો આજુબાજુ જોયા વિના સામેજ નજર રાખીને પાહોમ ગાડી હાંક્યે જતો હતો.

"ઓ ખોદા ! બોરીવલીબી પાસ થયું ! આપણે લગભગ બેન્ડોરા આવી લાગ્યા હોઇશું."

"પેલા ગદ્ધાને અટકાવની ?"

"શું કરૂં—બુમ પાડતાં પાડતાં મારૂં ઘાંટું બી બેસી ગયું !"

"તેની પાસે ચઢી બેસ !"

મેહેલી બારીએથી ટીંગાઇ બહાર પડતો હતો તેટલાં ગાડીએ વાંક લેતાં ઝોંક ખાધો. ગાડી ઉથલાઇ જતી બચી ગઇ; મેહેલી ફરહુનનાં દિલ ઉપર લપેડા ખાતો પડ્યો ને ગાડીના બીજા બારણાં સાથે અપડાયો અને તેનું તરાળ દઇને થોકાયું. ડિટેકટીવ ખુલ્લી બારીએથી બહાર ડોકું કાઢી ગાડી થોભાવવા માટે શોફરને બુમ

મારતો હતો, પણ પવનનાં જોરમાં તેનો અવાજ સંભળાતો નહતો, કારણ કે ગાડી તો ઉડયાજ કરતી રહી હતી. તે પછી ડિટેક્ટિવ છેર પર આવીને બારીવાટે જેમ તેમ કરીને શોફર આગળ ગયો. "ગાડી થોભાવ! થોભાવ!" તેણે બરાડ પાડી પણ શોફરતો કેવો ખૂટ બહેરો જણાયો. જ્યારે તે ડિટેક્ટિવ તેની બાજુએ બેઠો ત્યારેજ તેને સ્ટેન્ટને શોફરે ઘણો તાજુબ થયેલો જણાયો અને તેણે ગાડી ધીમી પાડી, પણ કાદવ અને પાણીનાં ખાબોચિયામાંથી ગાડી ઝોક ખાતી ખાતી થોડુંક જવા પછી ગાડી થોભી. રુસ્તમ તુરત કુદી નિચે ઉતર્યો કે શોફર પણ તેની પાછળ ઉતર્યો. રુસ્તમ ગાડીમાં ભરાઇ મેહેરફીને પકડી બોલ્યો:—

"ચાલ—ચાલ."

બહાર દુર, વરસાદમાં બે પોલિસનાં સિપાઇઓ ઉભેલા હતા તેમના ઉપર નજર પડતાંજ, ગાળ દેતો તે બીજી તરફનું બારણું ખોલી ત્યાંથી નાસી જવાની પેરવી કરતો હતો, પણ તેટલાં તે બાજુએ શોફર આવીને ઉભેલો જણાયો. બીજી પળે, તેનાં નાક પર તે શોફરની એક મુક્કિ આવી પડી, અને તે સાથેજ તે મેહેરફીનાં દિલ ઉપરથી ગબડી બીજા બારણાં ઉપર જઇ પડયો અને પોલીસનાં [illegible] [illegible] ગયો.

"એ લોક બન્ડારા પાલીસ સ્ટેશન ઉપર આવવા માંગતા હતા તેથી એ લોકને હું લઇ આવ્યો!" શોફરે જણાવ્યું.

તે પછી તે શોફરે પોતાનાં ડગલાનો કોલર ચઢાવેલો હતો તે ઉતાર્યો અને ચશમો કાઢી નાંખ્યો.

"જાલ ઝવેરી!" ભારે ગભરાટમાં મેહેરફી પુકાર્યો.

"હાજી સાહેબ, તમારી સેવામાં શીદ્રી હાજર છે!" જાલે અનકા કરતાં જણાવ્યું.

મેહેરફીને અને રુસ્તમને બન્નેને ચોકીઉપર લઇ જવામાં આવ્યા.

અરદેશર શેઠના બાંધેલા હાથ-પગ છોડી તેમને હુશ્યાર કરવામાં આવ્યા, અને જાલ તેમને ટેકો આપી ચોકીપર લઇ ગયો. તે બન્ને સોનેરી ટોળીવાળાઓનાં ગજવામાંથી બધાં ઘરેણા નિકળી આવ્યાં. અને બધી વિગત કડે-કડે બહાર પડી, જેમાં જાલે ટાકુકો કરી તેને સંપૂર્ણતા આપી કે, 'શાહુકારનાં કહાણી કિસ્સા લખતાં ને વાંચતાં મળેલા અનુભવને સબબ તેનો વહેમ ઉશ્કેરાયો હતો. તે જાણતો હતો કે મેહેરફીને કોઇ સારું ઓળખતું હતું નહિ, તેથી તેના ઉપર તેણે નજર રાખવા માંડી હતી. તેમ કરતાં તેને જણાયું હતું કે રુસ્તમની સાથે તેને છુપી મસલેહત હતી.

જે વેળા અરદેશર શેઠને પરહેજ કર્યા તે વેળા તેણે મેહેરફીને માળ પરનાં ઓરડાઓમાં ઘુસતાં જોયો હતો, પણ કાંઇબી પુરાવો કે મુદ્દામાલ ન હતો તેથી જ્યારે સાંભળ્યું કે મોટારમાં બન્ડોરાની પોલીસ ચોકી ઉપર શેઠ સાહેબને લઇ જવાના હતા ત્યારે શોફરને દુર કરી તેનાં કપડાં પહેરી પોલીસ ચોકી પરજ જઇ પરૂંનરૂં કરવાની તેને જરૂર જણાઇ હતી.

તે શુભ સમાચાર ટેલીફોનથી "શેઠના મહાલ" માં પુગાડવામાં આવ્યા. કોઇબી પહેરા ગયાં નહિ પણ સઘળાં અરદેશરશેઠની જાનની તથા પોતપોતાની જણસોની રાહ જોતાં બેઠાં.

અરદેશર શેઠ ભારે ખુશીથી ઘરે પાછા ફરતાં રસ્તામાં બોલ્યાં:—

"જાલ દીકરા, મેં તને જે મી કહ્યું હોય તે હું પાછું ખેંચી લઉં છું. જો કે [illegible] વાર્તા લખનાર છે પણ મારા જ [illegible] મને જોઇતી હતી તે ક્રનેક અને હુશ્યારી તારામાં મોટા પ્રમાણમાં છે તે ખુલ્લું જણાય છે."

'શેઠના મહાલ' ની પાર્ટીએ પારસી કોમનું આજનું નવું વર્ષ ભારે ગમ્મતમાં અને ખુશખુશાલીમાં ગુજાર્યું, પણ તેમાં અતી ખુશાલ તો પેલું નવું અદરાયલું જોડું હતું. અતિ ને આખરે અરદેશર શેઠ ઠેકાણે આવ્યા હતા એવો વિચાર કરવું તે જોડું બાગમાં સહેલ કરતું જણાય છે, અને હવે હવે વધુની શી જરૂર છે?

# કીસ્મતની કહાંણી

યાને

## રાણી માતાનો પ્યાર.

—ooꕥꕥꕥoo—

( ઐતિહાસિક ચાલુ વાર્તા. )

( ગુલશન માટે ખાસ. )

લખનારઃ—ભાગલ્યા.

---

## શરૂઆતના બે બોલ.

---

આ ઐતિહાસિક વાર્તા શરૂ કરવા પહેલાં તેનાં પાત્રોને લગતી થોડીક વિગતો અત્રે રજુ કરેલી પ્રસંગોપાત થઈ પડયા વિના રહેશેજ નહિ.

ઈંગ્લાંડની રાણી મેરી પહેલી, છ બૈરીવાળા ઈંગ્લાંડના જાણીતા રાજા હેનરી આઠમાની વડી દીકરી હતી. આ હેનરી આઠમાએ ઈ. સ. ૧૫૦૨ માં પોતાના વડા ભાઈ આરથરની વિધવા—સ્પેનની કુંવરી કેથેરાઇન ઓફ અરેગોન સાથે પહેલું લગ્ન કર્યું હતું. આ સ્પેનીશ કુંવરી પ્રીન્સ આરથરને પરણી આવ્યા પછી ત્રણ માસમાં પ્રીન્સ ગુજર પામવાથી સ્પેન સાથનું જોડાણ રાખવા હેનરી આઠમાના બાપે આ લગ્ન કરાવ્યું હતું. આ લગ્નથી ઘણાં ફરજંદો થયાં હતાં પણ બધાં ગુજર પામ્યાં હતાં અને એકલી મેરી રહી હતી. હેનરી આઠમા એ ગાદી પર આવ્યા પછી પોતાનો વંશ ચાલુ રાખવાની મતલબથી તેમજ કેથેરાઇન સાથે અઢાર વર્ષ ગાળવા પછી તેણીથી કંટાળી જવાથી છૂટા છેડા કર્યા હતા, અને પોતાના મનને ગમતી મોજ આપી હતી. આ છુટા છેડાની મહેરબાની ઈંગ્લાંડમાં જામી રહેલી કેથોલીક પંથના વડા ધર્મગુરૂ પોપની સત્તા નષ્ટ થવા પામી હતી. પોપે આ છુટા છેડા કરવા ના પાડવાથી હેનરીએ તે વખતનો નવો શરૂ થયેલો પ્રોટેસ્ટંટ પંથ સ્વીકાર્યો, અને પોપની સત્તા તરછોડી કાઢી. આ પછી પ્રોટેસ્ટંટ અને કેથોલીક ધર્મવાળાઓ વચ્ચે કેવાં ખુનખાર જંગો ચાલ્યાં હતાં તથા એકમેકના ગોટા પીસી લોહીની નીકો કેવી રેલવામાં આવી હતી, તેની વિગતો ઈતિહાસમાં જાણીતી છે. હેનરી આઠમાના વખતમાં અને તેની પછી તેના બેટા એડવર્ડ

## પ્રકરણ પહેલું.

# જાદુઈ વિંટી.

'યા માલીક, તારી આ શી મરજી છે કે ઝ્તી ધણ્યાનીએ હું હકદાર ધણ્યાની ગણાતી નથી...રાજાની ખરી પરણેતર છતાં રાણી તરીકે ઓળખાતી નથી!' સ્પેન અને નેધરલેંડસના જાણીતા રાજા ફીલીપની પરણેતર આઇનેઝ રડમસ ચહેરે નિસાસો મુકતી પૂકારી. રાજા ફીલીપની તેની હકદાર પરણેતર હતી પણ રાજ્યના કાયદા મુજબ તેણી હલકાં ખાનદાનની હોવાથી તેણીને રાજાની રાણી તરીકે સ્વિકારવામાં આવી ન હતી. તેણી ગોયા ફીલીપ પર દીવાની બનેલી હોવાથી તેની પરણેતર છતાં તેની 'મીસ્ટ્રેસ' તરીકે રહેવા તથા પોતાનાં ફરજંદોનો ગાદી પરનો દાવો નાકબુલ કરવા તૈયાર થઇ રહી હતી. સ્પેનમાં દરેક જણ જાણતું હતું કે તેણી રાજાની હકદાર પરણેતર હતી છતાં રાણી તરીકેનું માન તેણીને કોઇ પણ તરફથી મળતું ન હતું. તેની તેણીને તુંભાજ ક્યાં હતી? પોતાના વહાલાનાં વહાલમાંથી દુન્યાનું સુખ સમાયલું માનતી હોવાથી તેણીને મનથી રાણી તરીકેનું માન કશી ગણત્રીમાં ન હતું. પ્યાર ખરેજ અજબ ગજબ કરે છે! તે રંકની ઝુંપડીને મહેલ બનાવી શકે કંગાલ્યતને અનુપમ સુખમાં સહેલાઇથી બદલી શકે છે. એમ જણાવવાની જરૂરજ નથી કે આઇનેઅજ એકલી રાજા પર પ્યારમાં મસ્ત થઇ ગઇ હતી...રાજા પોતે તેણી પર દીવાનો બની ચુક્યો હતો. તે તો તેણીને રાણી બનાવવા એક પગે તૈયાર હતો પણ તેમ થતાં તેના બાપે સ્પેનની ગાદી પરનો તેનો હક રદ કરાવવાની ધમકી આપી હતી, એટલે તેને જાહેરમાં તેણીને પોતાની સાધારણ પરણેતર તરીકે ઓળખાવવી પડી હતી. તે પછી રાજાને માટે રાણીની શોધ ચાલી હતી, અને આખરે કેથોલીક પંથના વડા ધર્મગુરૂ નામદાર પોપની સલાહથી ઇંગ્લાંડની રાણી મેરી, તે પેલા બૈરીખાઉ હેનરી આઠમાની વડી બેટી સાથે તેનાં લગ્ન થયાં હતાં. આ લગ્ન માટે ફીલીપને ઇંગ્લાંડ આવવું પડ્યું. તેની મૂળ મતલબ આ પ્રમાણે તે વખતનાં યુરોપનાં બળવાન રાજ્યો સ્પેન અને ઇંગ્લાંડ તથા સાથે લાગ્યું નેધરલેન્ડસને એક કરી દઇ કેથોલીક ધર્મનો ઝુંડો પાછો ફરકાવી પ્રોટેસ્ટંટ પંથ જે શરૂઆતનો હતો તેનો કાંટો કાઢી નાંખી, યુરોપમાં સૌથી મોટી શાહનશાહત સ્થાપવાની હતી.

ઇંગ્લાંડમાં પોતાની સાથે ફીલીપ પોતાની પરણેતર આઇનેઝને લઇ આવ્યો હતો. પણ પણ સ્ત્રીના વેશમાં ન લાવતાં તે તેને મર્દના વેષમાં પોતાના ખાસ હજુર્યા લીઓન તરીકે ઓળખાવી લાવ્યો હતો. ઇંગ્લાંડના બાદશાહી વીંડસર કેસલનો સૌથી ભપકા ભર્યો ભાગ રાજા ફીલીપના ખાનગી વપરાસ માટે આપવામાં આવ્યો હતો, અને ત્યાંના એક ઓરડામાં બેસી બાપડી આઇનેઝ તે ખાસ હજુર્યો લીઓન આ મુજબ વમાસણ કરતો હતો.

આઇનેઝની ખુબસુરતી અપાર હતી અને તેણીનું કદ મોટું ન હોવાથી મરદાના પોષાકમાં તેણી ખુબસુરત છોકરા જેવી લાગતી હતી. તે હજુર્યો ત્યાંના બાદશાહી ધરખટલાના બધા હજુર્યાઓમાં સૌથી વધુ ખુબસુરત ને ચંચળ હતો બાદશાહી પોષાકમાં તે હમેશાં ફરતો હતો કે જે પર સુંદર, કિમતી હીરાઓ ખાસ મઢી લેવામ આવેલા હતા. તેની નાજુક કમર પર એક સોનેરી હીરાજડીત પટો હતો જે સાથે એક અજબ કારીગરીનું બહુ કિમતી ખંજર તેની હીરા જડીત મુઠ સાથનું લટકતું હતું. તેણીનો પોષાક તદન બંધ બેસતો, ખાસ બનાવવામાં આવ્યો હતો. પગમાના સેટીનનાં

'હુંજ લીઓન છું' આઇનેકે હસીને જણાવ્યું અને તે કાગળ લઇ ને માણસોને સોનાનો એકેક શીક્કો આપ્યો. બીજી પળે તે માણસો ત્યાંથી જતાં તેણીએ તે પેકેટ. ફોડ્યું તો તેમાંથી એક કુંચી ને એક કાગળ નીકલ્યાં. તે કાગળ નીચે મુજબ હતું:

જાનેમન,

કમનસીબે હાલને કાજ મેહનત બરબાદ વ ગુનાહ લાજમ જેવી વાત થઇ છે. કંગાળ ઉમરાવોએ મને ઇંગ્લાંડનો રાજા બનાવવા ધસીને ના પાડી છે. દુન્યાની મહાન શાહનશાહતોના ગાદી વારિસનું જે હદદરજ્જુનું અપમાન આ બુઢ્ઢાઓ તરફથી કરવામાં આવ્યું છે, તેનો બદલો સખત શિક્ષાથી વાળ્યા વિના હું રહીશ નહિ. રાણી માતા પાર્લેન્ડ આ સાથે સરાવીશ. મારી બારીક તપાસમાં એટલું મારા જણાયું છે કે મારી સામે છુપી રીતે કોઇ બેટી મંડળ કામ કરે છે.

મારા પ્યાર, આ સાથે તારી પેટી સ્પેનથી છે તે મોકલી છે. વહાણને ફરતો પવન લાગવાથી આ ઢીલ થઇ હતી.

તેમાંથી શીકકો પીળા રેશમી ઝબ્બો બહાર કાઢ્યો કે જે પર કિમતી હીરા ને યાકુતો મઢી લેવામાં આવેલાં હતાં હતાં. 'માંડરીડમાં પહેલ વહેલી જાહેર દરબારમાં હું ફીલીપ સાથે ગઇ હતી ત્યારે એ મેં પહેર્યો હતો!...તે દહાડે ફીલીપ કેવો ખુશ ખુશ થઇ ગયો હતો, અને મારા કાનમાં ગેલમાં આવી કહેવા લાગ્યો હતો કે 'મારી આઇનેઝ, હું તને જરૂર સ્પેનની હકદાર રાણી બનાવીશ.' કહેછે કે આ લીલાં યાકુતો અપશુકન્યા છે. જો કે મને તો તેવું કશુંએ લાગ્યું નથી. ઓર મને વધુ ખુશાલી લાગી છે. સાંભળવા પ્રમાણે મહાન પુજ્ય કીચતની કબરમાં હજારો વર્ષોનાં દાયલાં આ જવાહિરો છે કે જે ફીલીપ ને ખાસ હાથ લાગ્યાં હતાં!'

ધીમેથી હવે તેણીની નજર પોતાનાં લગ્ન વખતના પોષાક પર પડી કે જે હર્ષથી ઉંચકી તેણીને પોતાનાં દર્યા સરસો દાબ્યો 'સાંનાં એ મને કિમતી છે" તેણી બબડી.

ઝળકી રહ્યો હતો. તે બૂઢાએ એક ટુંક બંદગી કરી અને તે બાદ તે કિમતી નંગો બહાર કાઢી ફાલકું ખોલ્યું તો તેમાં પડેલું ડોકાં વિનાનું એક ધડ નજરે આવ્યું. ડોકાંની જગ્યાએ એક કિમતી હીરા જડીત મુગટ મુકેલું હતું. જાણે તે જવાન ઉંઘમાં પડ્યો હોય તેમ તે ચહેરો લાગતો હતો. તે મુગટ ઉંચકી તેમાંની ચાંપ દાબતાં એક જવાન, ખુબરૂ શખ્સનું ડોકું જણાઇ આવ્યું. તે મુગટ માંની ખાલી જગ્યા કિમતી નંગોથી ભરી લીધેલી હતી.

તે બૂઢાએ પોતાના હાથમાંની બત્તી ઉંચકી ફીલીપ તરફ ટગરટગર જોયું અને ત્યારબાદ મુગટ તરફ જોયું. તે પછી ભારે ઝનુનમાં આવી તેણે બત્તીને ફેંકી દીધી ને ફીલીપને ગળચી-માંથી પકડયો.

ફરી પાછો અંધકાર ફેલાઇ રહ્યો !

હવે અંજાણ્યાઓ તે કબરમાં રોશની સાથે દાખલ થતા જણાયા અને ચોપાસ જોતાં એ બૂઢા શખ્સને દોરીથી મજબુત શીકડી તેની આગળ તરવાર ખેંચી ઉભેલા ડયુક ઓરસુનો તેણીની નજર પડી. ફીલીપ પોતાનાં ગળાં પર હાથ મુકી દમ લેવાની મજબુત કોશેશ કરતો તેણીને જણાયો.

તે બૂઢો શખ્સ કોઇજ નહિ પણ મુકાદાનનો જાણીતો પાદરી કરેઝા હતો કે જેને હણી ફીલીપીએ તે પુન્ય કબર લુંટવાનો પ્રપંચ કર્યો હતો. તે પાદરી ઝનુનમાં તેના પર ભયાનક શ્રાપ વરસાવતો તેણીને સંભળાયોઃ—

'આહ કુત્તા ! મગરૂરી ના કર ! યાદ રાખ કે નામ તેનો નાશ છે. તેં જમાનાઓની આ પુન્ય કબર અપવિત્ર કરી છે તો જે મહાન શાહનશાહત પર તું રાજ્ય કરનાર છે તે તારાં મરણ સાથે તેની શ્રેષ્ટતાઇ પરથી નાશમાં હેઠળ ગબડી પડશે. મહાન શેહનશાહતનું જે સ્વપ્ન તું જુએ છે તે ફક્ત તારો આત્માજ કરપી શકશે આ દુન્યામાં માણસાઇ રૂપમાં શયતાન બની દોજખના ડરામણા દેવનું પાત્ર ભજવનાર છે. યાદ રાખજે કે હવેથી જે જે ચીજની હોંસ તારો આત્મા કરશે તે તે તને તારૂં આ જડવાદી ખોખું મેળવવા દેશે નહિ. તારૂં સૌથી પહેલું બચ્ચું તારાં દુષ્ટ પાપોને લીધે વળ ખાઇખાઇને દીવાનું બની મરી જશે. તું ખરાં જીગરથી ચાહી શકશે પણ તારી ખાખી લાલસાઓ અને તારો પાપી હવસ તારા આત્માનો નાશ કરશે તથા તારા ખોટા અભખરા તારાં રાજ્યનું ને તારૂં સત્યાનાશ વળશે. કંગાળ! તારો આત્મા નર્કે જશે ને કીડા પડી તું મરી તારાં પાપની આગમાં હમેશાં બળ્યો રહેશે !"

બીજી પળે તે બૂઢો મોતની ગોદમાં, દરણાંઇ ડચકાં ખાતો ખલાસ થઇ ગયો.

ફરી પાછો દેખાવ બદલાયો. આહ ! એતો આઇનેઝનું પોતાનું બાપીકું મકાન હતું. તેણીની જીંદગીનું ચિત્ર સીનેમેટોગ્રાફની ફીલમની પેઠે ઝડપથી તેણીની નજર આગળથી પસાર થવા લાગ્યું. તે ડચું વકાસીને તેણી જોવા લાગી. આહ ! આ શું ? તેણીનો અદરાયલો ભરથાર કેપટન એરગોન શાહજાદા ફીલીપ સામે તુંદ ચહેરે જોઇ રહ્યો !...તેમની તરવારો મ્યાનમાંથી બહાર પડી અને તે બન્ને ડ્યુ સટેસટની લડાઇમાં જોડાયા !...બે મિનિટ !... યા ખુદા ! તે ભયાનક વખત ! ફીલીપે હવે ધીમેથી પોતાની તરવાર મ્યાન કીધી. તેનો હાથ જખમી થયલો હતો પણ તેનો હરીફ તો મોતનાં ડચકાં ખાતો પડ્યો હતો.

તે પછી ફીલીપની તેણીને હાથ કરવાની મજબુત કોશેશો તથા તેમનાં લગ્નના દેખાવો નજરે આવ્યા !...યા ખુદા, આ શું ગજબ ! તે ભલો પાદરી જેણે તેમને લગ્નના ગાંઠથી એક કર્યાં હતાં તેની જગ્યાએ આ વેળા કરેઝાનો આત્મા આવી ઉભેલો જણાતો હતો ! આશીર-

'વહાલા ફીલીપ, તારી સાથ લગ્નના પવિત્ર ગાંઠથી જોડાતાં હું સારી રીતે જાણતી હતી કે તું એક સાધારણ શખ્સ નથી. મારી મુશ્કેલીમાં તારી મદદ ને તારી સલાહની બહુજ જરૂર પડનાર હતી તે હું સારી પેઠે જાણું છું ને માનું છું કે મારી માન્યતાને તું વહાલો ઉંચે ઉંચ લાયક છે. હાલ તો આપણા આ રાજ્યમાં વિશેષ શાન્તિ છે એટલે મારો વિચાર આજનો દિવસ આનંદમાં ગુજારી તું વહાલાના પ્રેમમાં મસ્ત થવાનો છે. આપણે એકમેકના સુખમાં સુખી થઇશું તો બહુજ છો' અને એમ કહેતાંજ તેણીનો હાથ તેની ગરદન પર ફરી વળ્યો ને પ્યારથી તેણીએ તેનાં માથાંના બાલ પસવારવા માંડયા.

ફીલીપને સહજ અકરવકર થઇ ખરી પણ તુરત ચુપ રહી, રાણીના લહાટને શરણ થઇ પોતાની મકસદ પાર પાડી લેવાનો તેણે વિચાર કર્યો. આથી તેણે તે વહાલું માથું પોતાની નજદીક ખેંચી તે પર બે ચાર ચુંબનો કર્યાં.

તેનો આવો પ્રેમ જોતાં રાણી માતાનો .. ખુશાળીમાં ઝળકી રહ્યો અને વધુ નજદીક આવી તેણી તેને વળગી પડી ચુમ્મીઓથી ભીંજવી નાંખ્યો. અલબત ફીલીપે પણ તેનો જવાબ વ્યાજ સીકેરવાળવામાં કચાસ રાખી નહિ.

'મારાં જીગર' ધીમેથી તેણે પ્યારુ પેચ્યું. 'તું વહાલના પાસામાંથી ખસી જતાં મારૂં જીગર ચીરાઇ—ફસાઇ જાય છે છતાં પણ મારે મારા પાદરી આગળ એકરાર કરવાની જરૂર હોવાથી મને જવાની રજા આપ. હું સદંતરે થાકી ગયલો છું પણ આપણા પવિત્ર ધર્મની દરેક ફરજો મારે સરોઅરમગી બજા લાવવાની જરૂર છે. મારૂ દેર, મારા જાન, પણ આજે દુન્યવી મોજમજાહો તરફ મારૂં મન ઢરે એવું લાગતું નથી.

'આજેજ !' રાણી છનકો કરી ઉકળતાં બોલી, 'મારા જાન ! તું ૭ દીવસે આવ્યો ને પાછો મારી પાસેથી જવા માંગેછ. આહ, ત્યારે તું મને નથી ચહાતો ?'

'મેરી, મારા પ્યાર, તું સારી પેઠે જાણેછ કે હું તને કેવાં ખરાં જીગરથી ચાહું છું પણ આત્મભોગ આપવો એ આપણુ સર્વની આઇન ફરજ છે. આવા કિમતી ભોગો અને દુન્યવી લાલચોથી દુર રહેવાની બરકતેજ તે મહાન પરમાત્માએ આપણને દુન્યાની મહાન પ્રજાઓ પર સરદારી ભોગવવાને મોકલેલાં છે તો તે પુજ્ય બાપના ફરમાનોને આધીન થઇ ચાલવાની આપણી સૌથી પહેલી ફરજ છે !'

ફીલીપ જેવો જવાન શખ્સ, લોભ અને લાલચમાં લપટાયલો આદમ, ધર્મ તરફ આવો ભક્તિભાવ બતાવતો હતો તે જોતાં રાણીથી ખુશ થયા વિના રહેવાયું નહિ. ઘણાજ પ્રેમથી તેણી તેની આગળ ગુંથણ મંડયે પડી પોતાનું સર નમાવતાં બોલી,

'ફીલીપ, મારી દુન્યા, મને તારા આશીષ આપ. તારી આવી ઉત્તમ ધાર્મિક વૃત્તિ મારૂં જીગર બાગબાગ કરે છે. ખરેજ તું એક મહાન, પુજ્ય રાજા છે.'

'પરમાત્માની અનંત બક્ષેસોની રેલછેલ, મારી હમેશની વહાલી ને ડાહી મેરી, તારા પર સદા ઉતરજો !' ફીલીપે ગંભીર અવાજે કહ્યું, 'આજ રાત્રે તું પણ બંદગી કરજે, મારા પ્યાર, કે જેથી આપણી ભેગી બંદગીનો અવાજ તે મહાન રેહમી બાપની દરગાહમાં રજુ થઇ, આપણી અનેક મુરાદો બર આવે !' અને તેણે મેરીને ઉઠાડી ને તેણીને પોતાનાં હૈયાં સરસી દાબી તે પછી એક કીસ કરી, માનથી નમી તે ત્યાંથી ચાલ્યો ગયો.

'હલ્લાહ ! શરૂઆત તો ઠીક થઇછે ને બેટા!' તે પોતાનાં મન સાથે હસતો જતાં જતાં પટપટયો ને દોડતો કે જઇ આઇનેઅને વળગી પડયો.

મેરીએ પોતાની જવાનીમાં જે સુખ મેળવ્યું નં હતું તે ગાદીપર બેઠા પછી મેળવ-

ાની તેણીને હોંશ હતી. 'જવાન ફીલીપ સાથનાં ણીનાં લગ્ન તેણીની દરેક ઉમેદ પાર પાડનારાં નાર હતાં, એવી તેણીની ખાતરી થઇ. 'એ સાધારણ માણસ નથી પણ માણસાઇ સ્વરૂપમાં દેવતા છે!' તે બાપડી રટપટી. 'મ્હારી રૈયત પર અત્યાર સુધી એણે સારો છાપ પાડ્યો છે તો વખત જતાં પ્રજાએ મને પણ મારી પેઠે પુંજતી થશે તેમાં કશો શક નથી. બીશક, ફીલીપ મારો જમણો હાથ છે. તેમની મદદ વગર મારાથી કશું થાય એમ નથી. એની મદદથીજ હું ઇલીઝાબેથની ટોળીવાળાઓના પ્રપંચો ચગદી નાંખી શકીશ. ...એ દરેક તે પણ ખરી વાત છે! સાધારણ હેત પ્રિત ક્ષણિક હોય છે અને મનનો જુસ્સો નરમ પડતાં તે કહેવાતો પ્રેમ જતો રહે છે. એક મહાન નર થવાના દરેક ગુણો મારા ફીલીપમાં ખુલ્લે ખુલ્લાં નજરે આવે છે. જો કે હજીએ જવાન છે છતાં હું તેનામાં ઉત્તમ વિદ્વતા અને અજબ ડહાપણ જોઇ શકું છું કે જેવાં ગુણો મેં મારા સૌથી પહેલા પ્યાર કાર્ડીનલ ડીલા પોલમાં જોયા હતા. પરમાત્માએ ફીલીપમાં મારા આત્માનો અંગત જોડીદાર મોકલ્યો છે અને તે માટે હું ખરેજ તે બાપની બહુજ આભારી છું. આજની રાત એ પોતાના પાદરી સાથે બંદગીમાં મશગુલ રહેનાર છે ખાંશી પ્યાર કરતાં એના આચાર-વિચારો ઘણાં ઉચ ને પવિત્ર છે. ખરેજ મારે ખુશી થવું જોઇએ છે. આવી બાબદમાં મારે અદેખાઇ કરવી જોઇએ નહિ...આહ! મારા ફીલીપે આજ સુધી મને પોતાના ખાનગી ઓરડાઓમાં બોલાવી નથી. તેમ કરવાનું શું કારણ હશે?......રખે ત્યાં કોઇ બૈરી હોય! તે દહાડે મેં એના હજુરી લીઓનને તેના શેઠની મોજમજાહ બાબે સવાલ કરતાં તે લગાર ગુંચવાયો-ગભરાયો હતો......આહ! ત્યાં શું છે તે જાણવાની મને જરૂર છે. ફીલીપને કંઇ જોઇતું-કરતું જોઇએ-મુકયેઇ કરી પુછવાને બહાને મને ત્યાં જતાં કશી અડચણ નથી. હું એની હકદાર પરણેતર છું એટલે મને એના ખાનગી ઓરડાઓમાં જતાં કશો બાધ નથી... બસ હવડાંજ હું જઇશ!'

---

## પ્રકરણ ૩
# અદેખાઇની જવાળા.

---

બાગમાંના એક સુંદર સોફાપર લેટીને આઇનેઝ પોતાના વ્હાલા ફીલીપની રાહ જોતી બેઠી હતી. તેણીની સીતારી બાજુમાં પડેલી હતી તેપર તેણીનાં નાજુક આંગળાઓ ફરતાં હતાં તેણી હાલમાં ફીલીપની રાણી મેરી સાથની મુલાકાત બાબે ઉંડા વમાસણમાં પડેલી હતી.

'એ શું કરેછ? ખાનું તો કયારનું પુરૂં થયું છે!' તેની અર્ધ ઉઠી બારણાં તરફ ટગર ટગર જોતાં પટપટી.

બીજી પળે બહારથી આવતાં પગલાંનો અવાજ તેણીના કાનપર આવ્યો તેણીનો મોહક મુખડો પ્રકાશીત થઇ ગયો. બારણું ઉઘાડયું અને તેઓ બંન્ને ઉછળીને એકમેકની ગોદમાં દબાયાં.

'આહ...મારાજાન!...મારાં બુલબુલ! માફ કર!' બંદગી કરવા આવેલો તે જવાન ફીલીપ પોતાની વહાલી પ્રિયાને જોતાં હર્ષથી દીવાનો બની તેણીનું અમૃત ચાખતો બોલ્યો. 'હું તો તું જાનની આગળ દોડતો આવતો હતો પણ રાણી મેરીએ મને બોલાવ્યો ને મારી સાથે પ્યારનાં ઘેલાં ચેડાં કાઢવા માંડયાં!'

'તેં...મારાજાન, તેં?'

'ઓહ, મને પ્યાર કરતા કયારે નહિ ગમેછે?'

'ખરેખર, શેહ?'

'હા, પણ તે કોણ સાથે ? રાણી મેરી સાથે નહિ પણ મારાં જીગરની વહાલી આઇનેઝ સાથે !'

સંતોષ પામી આઇનેઝ તેને વધુ જોશમાં વળગી અને બીજી પળે તેમના હોઠો મળ્યા અને તે પ્રેમી જોડું પ્યારમાં મસ્ત બન્યું.

'તારા વગર હું જેમ ઝુરી ગઇ હતી તેવી કે તેથી થોડી ઘણીએ લાગણી તને મારે માટે થઇતી, મારા જાન ?' આઇનેઝે મીઠી કીસ કરતાં સવાલ કીધો.

'નહિ...જરાએ નહિ !' તે હસ્યો. 'ફક્ત એટલુંજ કે તારા વિના આખી દુન્યા મને કડવી ઝેર સમાન થઇ પડી હતી. હવે હું જ્યાં મારા ખાનગી ઓરડામાં આવ્યો છું ને તારાં પાસામાં ગોઠવાયો છું એટલે મારે મનથી દુન્યા ગોયા બાગે બેહેસ્તમાં ફેરવાઇ ગઇ છે.'

'મારો પ્યાર આવ્યો એટલે મારે મનથી દુન્યા છે !' ખુશ થતી આઇનેઝ તેના પર ચુમ્મીઓનો વરસાદ વરસાવતી બોલી.

દુન્યામાં કોઇ માંણસ ન હતો !'

'પોર્યા...પોર્યા...તું મને છાપરે ચઢાવી બગાડી મુકવાનો હ !' ફીલીપ ખુશાલીને મારે કીસ કરતો બોલ્યો...'આઇનેઝ, દીકરા...તું હજુર્યાના પોષાકમાં ઘણોજ ફંકડો લાગે છે હ ! બૈરાએ તો તારા પરથી કરવાં મરી ફીટતાં દેખું !'

'મારા જાન, મને એ નહિ ગમતું. પેલી ગ-લેડી ક્યેરાઇન તો સાફ સાફ પાગલ બની ગઇ છે. તેની રીતભાત જોતાં મને મારી સ્ત્રી જાત માટે શરમ આવે છે !' તેણી ગંભીર ચહેરે બોલી. 'ફીલીપ, મારા પ્યાર, આજે મેં એક ભયાનક સ્વપ્ન જોયું છે. મારા સ્વપ્ન મુજબ જ્યાં સુધી મહાન પુજ્ય શાહનશાહ ફીચનની કમરમાંથી તફડાવેલો ખંજર તેની અસલ જગ્યાએ પાછો મુકશે નહિ ત્યાં તુલીક ફરેસ્તાના શ્રાપ તારાપર ચાલુ રહેશે.'

'કોણ કમબખ્તે તને જણાવ્યું છે કે તે બુઢા ઉરાંગઉટાંગે મને શ્રાપ દીધા છે ?' તેણે

એમાં કશું સાર્થક નથી. કાંઇ ગીત ગા ! તારો મધુર અવાજ સાંભળવા હું તલપી રહ્યો છું.'

આઇનેઝને ગુસ્સો તો લાગ્યો પણ ફીલીપની માંગણી તેણી ના પાડી શકી નહિ. તેણીએ સીતારી ઉંચકી અને પોતાનાં નાજુક આંગળાં તે પર દોડાવ્યાં. બીજી પળે રૂપેરી ઘંટ જેવો મીઠો ને મધુર અવાજ ત્યાંની હવામાં ગાજી રહ્યો.

ફીલીપ ગાયનનો મોટો શોખીન હતો. તે સાંભળતાં તેના ઉત્તમ ગુણો ખીલી નીકળતા હતા. આઇનેઝ તેને ગાયનથી પટાવી સમજાવી હમેશાં પોતાનું ચાહ્યું કરતી હતી. ગાયન ચાલતું હતું તેવામાં ડયુક ઓરસુનો ત્યાં આવ્યો. તેને જોતાંજ ફીલીપનાં ભવાંનો ચાસ્લો ચડી ગયો.

'રાણીમાતા' ડયુકે જણાવ્યું.

આઇનેઝ ચોંકી અને ત્યાંથી ચાલી જવા ઉઠી.

'શાંત બેસ, આઇનેઝ' ફીલીપે તેણીનો હાથ પકડી બેસાડતાં કહ્યું 'તારૂં મધુરૂં ગાયન પૂરૂં કર. એ કાંઇ અહીં આવી શકવાની નથી. તે બાબેના મારા સખત હુકમ છે. આ બાબતોમાં મારી શી ઇચ્છા છે તે એણે હવે જાણવીજ જોઇએ છે.'

આઇનેઝે ધ્રુજતાં જીગરે ને અવાજે તે ગાયન આગળ ચલાવ્યું તે અવાજમાં સહજ ધ્રુજરાપણું સામેલ થવાથી ગાયનમાં અજબ મીઠાસ આવ્યો. ફીલીપ તો ઠંડે કલેજે, બેપરવાહ બની ગાયન સાંભળતો બેઠો હતો. ડયુક બાપડો બારે દીવાલમાં આમતેમ જોવા લાગ્યો.

તેજ પળે દરવાજા પરના પહેરેગીરોનો વડો સ્પેનીશ અમલદાર નમન કરતો અંદર આવ્યો.

'આ બેઅદબીનું શું કારણ, વાઝકુઝ?' ફીલીપે તરડાઇને પૂછ્યું.

'રાણીમાતા અંદર આવવા માંગે છે, નામવર શાહ.'

'તેથી શું ?'

'ગરીબ પરવર, હું તો આપના હુકમને તાબેદારીથી નમ્યો છું. રાણીમાતા બહુ ગુસ્સે થયાં છે ને ભયાનક શિક્ષા કરાવવાનું બોલ્યાં છે.'

'ડરે છે શાનો ? તું મારા હુકમને માન આપે છે તો પછી તને બીહવાનું કશું કારણ નથી.'

હવે ફીલીપ ઉઠયો ને દાખલ થવાના હોલમાં જઇ રાણી મેરીને મળ્યો.

'આ અપમાનનું શું કારણ, ફીલીપ ?' તેણી ચીડવાઇ.

'ચાલ તારા ઓરડામાં ચાલ, મેરી.'

પોતાનો ગુસ્સો જેમ તેમ દાબી દઇ કાંઇ નહિ કહી શકવાથી રાણી મેરી પોતાના ઓરડામાં ગઇ અને ફીલીપ ત્યાં તેણીની પૂઠે ગયો.

'મેરી, શું તું જાણતી નથી કે તારી ખાસ રજા અને ઇચ્છાથી આ ઓરડાઓ મારા ખાનગી ઉપયોગ માટેજ જૂદા રાખવામાં આવ્યા છે ?' ફીલીપે હવે ગંભીર અવાજે ભપકામાં સવાલ કર્યો.

'શું તે જોવા હું આવું તો તેમાં કાંઇ ગુનાહ છે ?'

'અલબત્ત તું છુપું કરે તો તેમજ છે. ત્યારે શું આ જમાનામાં મારી ઇચ્છાને મરજી જેવી ચીજજ નથી. શું ત્યારે હું એવો હીણો છું કે મારાં હુકમોનું સાફ સાફ ઉલ્લંઘન કરવામાં આવે છે ? શું તમે બધાં મને કાયર સમજો છો કે બેધડું ગણો છો ? શું મોટાં રાજ્યોનો હું શાહનશાહ નથી કે મારી નિર્જીવ ઇચ્છાઓ નિર્મૂળ કરવાની પેરવીઓ થાય છે ?' બારે ગુસ્સામાં તે બરાડયો. અંદરથી તો તે હસતો હતો કેમકે તેણે જોઇ લીધું હતું કે આ વેળા પણ તે પોતેજ ફાવ્યો હતો.

'ગુસ્સે શા માટે થાયછ, ડીઅર' રાણીએ નરમ થેસ થઇ તેને સમજાવી. પટાવી લેતાં જણાવ્યું. 'તને જોઇતું કરતું બરાબર મળે છે કે નહિ તે જોવા ખાસ કરીને આવી હતી. તારી સગવડ માટે મને કેવી ઈંતેજારી છે તે શું તું નથી જાણતો, મારા પ્યાર?'

'બધું મઝાહતું છે!' ફીલીપે નમનતાઇમાં સર નમાવી અનકા કરતાં કહ્યું.

'જે કંગાળે મને અંદર આવતાં અટકાવી છે તેને જરૂર શિક્ષા કરજે, જીગર!'

'તે બાપડાનો શું વાંક? તે તો મારા હુકમનો ફરમાવેલો બંદો હતો. મારા હુકમને માન આપવા માટે એમ જો હું શિક્ષા કરૂં તો પછી મારા હુકમોને કોણ માન આપે?'

'ઇંગ્લાંડની રાણીને તેણે હંફાવી છે, એની ગરૂરી તે ન લઇ શકે તે માટે મને તારા ઓરડામાં લઇ જા!'

'તે નહિ બને, મેરી!

'આહ! ત્યાં કોણ દદા છે? મેં કોઇ સ્ત્રીનો સ્પેનીશ ભાષામાં ગીત ગાવાનો અવાજ સાંભળ્યો છે!'

'અદેખાઇ—સાફ સાફ અદેખાઇ!' ફીલીપ હસ્યો 'કેમ મેરી, તારૂં ભેજું ધસ્યું તો નથી ને? તેં શું મારા હજુર્યા લીઓનનો અવાજથી નહિ ઓળખ્યો?'

'લીઓન, તારો હજુર્યો! મને ખબર નહિં કે તે આવું સરસ ગાય છે તેને અહીં બોલાવ ને મારી આગળ ગવાડ!' મેરીની આંખો વાઘણની પેઠે ચમકવા લાગી. તેણીની ખાતરી થઇ કે ફીલીપ હવે ઝટકામાં આવ્યો હતો. આહ! શું તેણીએ સ્ત્રીનો અવાજ નહિ સાંભળ્યો હતો? તેણી પોતાના કાનો પર શું ત્યારે ભરૂસો ન મુકી શકે!

'તારી ઇચ્છા મારે મનથી હુકમ છે, મેરી!'

રાણીએ તેના આ આનકાની કશી દરકાર કરી નહિ,

'હું લીઓનને જાતે લઇ આવું છું' ફીલીપે જણાવ્યું અને ને ત્યાંથી ચાલ્યો ગયો.

લેડી કેથેરીન બોશેમ્પ, રાણીમાતાની ખાસ સાહેલીઓમાંની એક હવે તે ઓરડામાં આવી.

'આપ નામવરને પોઢવા આગમજ મારી સેવાની જરૂર છે, માતાજી?' તેણીએ મીઠાસથી પૂછ્યું. તેણી જવાન અને કદાવર હતી પણ તેણીનો ચહેરો ઘણો સુંદર હતો નહિ. ફીલીપના કહેવા મુજબ તેણીની બદસુરતી માટે આ મોટી જગ્યા તેણીને આપવામાં આવી હતી કેમકે મેરીને ખુબસુરત છોકરીઓ પોતાની સેવામાં રાખતાં ડર લાગતો હતો. તેણી ખાસ કરીને રખે ફીલીપ તેમના તરફ ખેંચાઇ જાય કરી ડરતી હતી

'હા, મારા બાલ બોરાયલા છે' જવાબ મળ્યો. તુરત તે સાહેલીએ રાણીમાતાના બાલ સરખા કર્યા તે પછી રાણીએ મોટી ખુરશીપર બેસી પોતાનો પોષાક સરખો કર્યો અને બનીઠણીને તેણી રાહ જોતી બેઠી. લેડી કેથરાઇન વિચારમાં પડી કે આવડી મોડી રાત્રે કોણ રાણીને મળવા આવનાર હતો.

બીજી પળે ફીલીપ લીઓનને લઇને અંદર આવ્યો. તેના હાથમાં સીતારી હતી. લેડી કેથેરાઇન તો લીઓનને જોઇ કટકા ભુકલા થઇ ગઇ પણ લીઓને તેણી તરફ ઝાંખીને પણ દેખ્યું નહિ. ફીલીપનાં ભવાંનો ચાલ્લો ચઢી ગયો પણ કાંઇ બોલ્યો ચાહ.

રાણી, આઇનેઝને જોતાં હસી

'આવ લીઓન, આવ! કેમ દીકરા, તારા શેઠ બહાર હતાને હું દીલગીર હતી ત્યારે કાં નહિ તેં મારી આગળ આવ્યું?'

'આપ નામવરે મને તેમ ફરમાવ્યું હોત તો તમારો ફીદવી તમારી સેવામાં ખુશીથી હાજર થાત' આઇનેઝે નમનતાઇથી સર ઝુકાવતાં જણાવ્યું.

રાણીમાતાએ પોતાનો હાથ લંબાવ્યો. આઇનેઝ અચકી, પણ ફીલીપ તરફ જોતાં તેણી આગળ ગઇ ને ઘુંટણ મચ્યે પડી ને હાથ પર એક નમ્ર ચુંબન લઇ પાછી પોતાની જગ્યાએ આવી ઉભી.

'તું ઘણો મજાકનો છોકરો છે, લીઓન. ચાલ કાંઇ લલકાર!' રાણીના ઘોઘારી સાદમાં હવડાં કાંઇક અજબ મીઠાસ આવેલો જણાતો હતો.

ફીલીપ ત્યાં ઉભો રહી રાણી મેરી અને આઇનેઝને ટીકવા લાગ્યો. 'કાગડો ને હંસ' તેનાથી બોલાઈ જવાયું. ધીમેથી હસી તેણે કહ્યું.

'ચાલ દીકરા, તારૂં ફર્સ્ટક્લાસ ગાયન લલકાર' અને પોતાનો મોટો દરજ્જો ભૂલી જઇ એકમાંથી બાજુ ખુરસી ઉંચકી લાવી તેણે તે રાણી મેરીની નજદીક મુકી તે પર લીઓનને બેસવા જણાવ્યું. ઉપકારની એક નજર ફેંકી લીઓને સીતારી "ટ્યુન" કીધી અને પાંચ પળે તેણીનો અજબ મીઠો અવાજ ત્યાં ગાજી રહ્યો.

રાણી મેરીએ તે ગાયન બહુજ ધ્યાનથી સાંભળ્યું. ફીલીપ પોતે ગેલમાં આવી ગયો ને લેડી ક્રેથેરાઇન હસી હસીને તેના તરફ જોવા લાગી. રાણી પોતે ગાયનની શોખીન હોવાથી તેણીને તે મધુર અવાજે અજબ ગમત આપી.

ગાયન પુરૂં થતાં રાણી મેરીએ ખરી જીગરથી શાબાશી આપતાં કહ્યું.

'લીઓન જેવો તું ચહેરામાં સુંદર છે તેવો કંઠમાં પણ છે. તારા જેવો જવાન મેં હજી બીજો જોયો નથી. ફીલીપ તારા હજુર્યાને મારી સેવામાં આપવો પડશે.'

ફીલીપે હસીને ડોકું ધુણાવ્યું.

'સ્પેનથી એવો એકાદ બીજો જવાન મારે માટે નહિ બોલાવે ડીઅર!' રાણીએ નખરાં કર્યાં.

'મેરી, આ મારા લીઓનની જોડી દુન્યામાં નથી એમ જો હું કહીશ તો તેમાં કશી સંકરાધાત નથી. આ કારણે તો હું એના તરફ ખેંચાયલો છું અને હું માનું છું તેમ એ પણ મને ખરી જીગરથી ચાહે છે.'

ફીલીપની વખાણ સાંભળતાં આઇનેઝ લાલલાલ બની ગઇ.

'મારો વિચાર લીઓનને ઇનામ આપવાનો છે.'

'મેરી, તું એ પોર્યાને જગાડશે. અત્યારમાંજ એ દોલતમંદ થઇ ગયલો છે.'

'ત્યારે તો હું એને સર નાઇટ બનાવીશ. તારી તરવાર આપ.'

ફીલીપ શુ દઇને હસ્યો.

'તારી અટક શી છે, લીઓન!'

'પીઝારો, મારાં નામવર' આઇનેઝે અચકી અચકીને કહ્યું.

'ઘુંટણ મચ્યે પડ, લીઓન પીઝારો.'

'સબર!' ફીલીપ વચ્ચે હોમાયો. 'મારા ખાસ હજુર્યાને જે મોટાં માનથી, મેરી, તું નવાજવા માંગે છે તે માટે હું તારો ઉપકારી થયો છું; પણ મને તો મારો સાદોમાદો લીઓન જોઇએ છે. એ જુદો થશે ત્યારે હું એને સ્પેનનું મોટું ઉમરાવપદ આપીશ.'

'જેવી તારી મરજી, ડીઅર. લેડી ક્રેથેરાઇન, તું જા, મને હવે તારી જરૂર પડશે નહિ' રાણીએ જણાવ્યું. 'મને ફીલીપ સાથે ખાનગી વાત કરવી છે. સાહેબજી, લીઓન.'

આઇનેઝ માનથી નમી બહાર નીકળી કે લેડી ક્રેથેરાઇન તેણીની પુઠે ગઇ.

'ભલા લીઓન, કાં દોડાદોડ કરે છે? તારા શેઠને આવવાને તો હવે બહુ વાર છે' પ્રેમથી તેના તરફ જોતી તેણી બોલી. 'હું એકલીજ છું. મારા ઓરડામાં આવ. જરા બે ઘડી વાત કર્યે.' તેણીએ તેના ખભામાં હાથ મુક્યો: 'તારા શેઠ આવે તેટલામાં તું ચાલ્યો જજે.'

'મારાથી મારા સરદારના હુકમ વગર એક ઘડી પણ બહાર જવાય નહિ' લીઓન તેણીનો હાથ તરછોડી ચાલ્યો ગયો.

'મુરો, તું !' તે પ્રેમ ઘેલી બબડી. 'મારાં આ ઇજનને માન આપવા ભલા ભલા ઉમરાવો કુદી પડે છતાં એનેજ ગમ્યું નહિ ! નસીબ મારાં !...કેવો ખુબરૂ ને ચહાવા લાયક જવાન છે !'

× × × ×

'તું મને શું કહેવા માંગેછ, વહાલી મેરી ?'

'મારી અદેખાઇ માટે હું ઘણીજ દીલગીર છું. મને માફ કર, મારા પ્યાર. હવેજ મારી ખાતરી થાય છે કે તારા ઓરડામાં મેં સાંભળેલો અવાજ લીઓનનો હતો.'

'દીકરા, હવે વહીવિતી ગયું તેને સુંઘીને આંદુ શું કરવા પાડે છ ? હું ધારૂં છ કે ધીમે ધીમે તું મને બરાબર ઓળખી શકશે અને હેતથી કીસ કરી તેણે 'ગુડ-નાઇટ' કરી, પણ રાણી તેને વળગી રહી.

'કાં દોડાદોડ કરે છ, ડીઅર ! શું તને તારી બૈરી નહિ ગમતી ?'

'તે સવાલ કાં કરેછ ? હજી મેં મારો એ ઇનકાર કર્યો નથી તે તો તું જાણે છ. ચાલ સાહેબ, ગુડનાઇટ !' અને બીજી પળે તેણીની બાથમાંથી છૂટો થઇ તે ચાલ્યો ગયો.

'પોર્યા...પોર્યા ! એ તું શું કરે છ ? દુકતા તું સમજે છ કે ? તારાપર રાણી મેરી દીવાની બની છ ! લોકો, તારા શેઠની બૈરીપર તારા નજર બગાડવા માટે મારે તને નોકરી પરથી કાઢી મુકવો પડશે' ફીલીપ ધુમ હસતો બોલ્યો 'નહિ તો નકામું લોક જાણું તું કરી મુકશે દં !'

'જા, બા, એવી કાહેલી મશ્કરી ના કર, ડીઅર મને એ નહિ ગમતી !' આઇનેઝ કાંઇક કચવાઇને બોલી.

'ઓલરાઇટ, ડીઅરી હવેજ તારી ખાતરી થઇ હશે કે તારે ખાતર હું શું શું ખમું છું. વલ્લાહ...મને લાગેછ કે લોકો તું એ રાણીને દુલકાવીને ખુશ બનાવ ! એક વખત એ તારી પર દીવાની બની કે હું એને તલાક આપી શકીશ અને તેમ થયું કે પછી મન્દહજ મજાહ ! પછી તું ને હું !...જોઇ લેવ ગમ્મત !' ફીલીપ હસતો હસતો મજાક કરવા લાગ્યો.

'તું મારીથી મજાક કરેછ, ફીલીપ ?'

'નહિ, મારા જાન, નહિ તું નહિ તો આપણ ડયુક સાહેબને તે કામ સોંપે તો કેમ ? કેમ ડયુક તારી શી મરજી છે ?'

'સરકાર ફીદવી પર મોટી મહેરબાની થઇ. એ માનને હું લાયક નથી. એ તો જેઓ લાયક હોય તેમનેજ સોંપો તો બેહતર.'

'હમારો હુકમ છે કે તારે તે કરવું, ડયુક !'

'જોઇએ તો લાત મારી મને કાઢી મુકો પણ રાણી મેરી સાથે પ્યાર કરવાનું કામ મારૂં નહિ !'

તે સાંભળી તેઓ ત્રણે હસી પડયાં.

'બિચારાં રાણી સાદાં માદાં છે તેથી તેમની મજાક કરવી શું વાજબી છે ?' આઇનેઝે ઠપકો આપ્યો.

'તારો ઠપકો વાજબી છે' ફીલીપે જણાવ્યું 'પણ બા મને તો ખુબસુરત બૈરાંજ ગમે કારાં કજારાં કે સાદાં માદાં જોતાં મને તો તાઢ્યો તાવ ચઢેછ ! અલબત ખુબસુરત બૈરાં સારાં છે પણ તે સાથે દુન્યામાં તેમને નામની મહોકાણની જબરી મંડાય છે. ત્યાં જોશો ત્યાં કજ્યા નુ મુળ ખુબસુરત સ્ત્રી ! ખુબસુરતી જેમ આશીરવાદ છે તેમ શ્રાપ સમાન પણ છે.'

અરધા કલાક પછી તેઓ ઉઠયાં.

'આહ હું ભુલ્યો !' ફીલીપી હસતાં હસતાં બોલ્યો. 'નામવર, કદરદાન, મહાન શાહનશાહ બાનુએ તારે માટે સંદેશો મોકલ્યો છે તે તો મને યાદજ ન રહ્યો. તેઓથી વાઇટહોલ ખાતે ભરાનારી પહેલી દરબારમાં તેને હાજર રાખવાની ખાહેશ જણાવે છે'

'ફીલીપ, તેં શું કહ્યું !

'અને મન, મન પોતાને તારી હાજરીની વિશેષ જરૂર હોવાથી મેં તે ઇજન કબુલ્યું છે !

(ચાલુ છે)

# નાટક—દુન્યવી તખ્તો !

(૪)

## નખરાંબાજ નીના.

ગુલશન માટે ખાસ ફરમાસથી.

લખનાર—દુરબીન.

થેસીલ્યાનુ નાનકડું રાજ્ય બહુ માઠી અવ-થામાં આવી પડ્યું. રાજ્યના રીજંટ ઓગુમલના ખુલ્લુટ ખરચે પ્રજાને તેમજ રાજ્યને સદંતર નર્ધન કરી મુક્યું છે. નાટકના પહેલા ડ્રોપ સાથે મહેલના ફરનીચર પર માંગનારાઓને ટાંચ લઇ જઇ સામાન જપ્ત કરતા જોવામાં આવે છે.

આ માણુસો કામ કરતા ખુશાળી ગાયન ગાતા જણાય છે. તેઓને આ કામમાં અજબ મજાહ પડે છે. માંગનારાઓ પોતપોતાને કેટલું ટલું ગણી તેની નોંધ કરે છે.

થેસીલ્યાનો ફાવત્રાંબાજ વડોવજીર જુરેગા માંગનારાઓની દોડધામની કશી દરકાર કરતો થી પણ થેસીલ્યાની રાણી શાહજાદી હેલનનો ડો કારભારી જેસોમીર મહેલ પર આવી ટેલી આફતથી દીગમુઢ થઇ જાય છે. "શાહ-જાદી આ ફટકો ખમી શકશે નહિ" તે બાપડો ઉમસ ચહેરે નિરાશ થઇ પૂકારે છે પણ તેમાં તેની મોટી ભૂલ છે, કેમકે ફાંટાબાજ હેલને હેલ પર આવેલી ટાંચની ખબર જાણતાં ધુમ સે છે ને કટાળા ભર્યા દીવસોમાં આવી મજાક આપવા માટે માંગનારાઓનો ઉપકાર માને છે.

પણ જ્યારે શાહજાદીનો માનિતો જવાન ને ખુબસુરત, ઉસ્તાદ ઓગસ્ટીન તેણીને શી-ખવવા આવે છે ત્યારે પીઆનો પર સીલ પડેલું ઇ તેણીને ભારે કચવાટ થાય છે. તેમ છતાં ભી તેણી લઇ ચલાવે છે, કેમકે તેણી ઓગ-સ્ટીનને ચહાતાં શીખી હતી એટલે તેટલો વાર તેની સાથે વાત કરવાની મળનાર હતી. તેથી તેઓ ઓરડામાં ખુરસીઓ પર હવામાં આંગળા ચલાવી એક બીજાને પ્રેમનાં ગાયનો ગાઇ સંભળાવે છે.

શાહજાદીની દુરની સગી અને જેસોમી-રની કદાવાર ને દમામદાર બેટી એના સાથે ઓ-ગસ્ટીન અટવાયલો છે પણ એના લોભી હોવાથી તેને આ ગાયન માસ્તર મુદલ ગમતો નથી. તેણી એકદમ ઓરડામાં ધસી આવે છે ને પી-આના પર સીલ જોઇ શાહજાદી કરતાં દરબારને થયલાં અપમાન માટે તેણીને ભારે ગુસ્સો થાય છે.

તેણીના જવા પછી શાહજાદી નખરાં કરતી હસીને પોતાના સાથીને પૂછે છે કે તે શા માટે એનાની મજાક કરતો હતો ? જેસોમીરની જબરીથી ઓગસ્ટીન અટવાયો હતો પણ તે તો જો શાહજાદી તેની સાથે જઇને ગરીબાઇમાં રહેવાનું પસંદ કરતી હોય તો તેમ કરવા એક પગે તૈયાર હતો. તે જાણતો હતો કે શાહજાદી ફાંટાબાજ હતી એટલે રખે તેમ થતાં હાથમાં-નું બધું જતું રહે તેનો તેને ભય હતો.

બીજી પળે જેસોમીર ત્યાં આવી તેમનાં ગાયનોમાં ખલલ કરે છે. જેસોમીરની પુઠે રીજંટ આવે છે. તે ત્યાં તપાસ કરતા બેલીફને કોઇ બેંકનો વડો સમજી તેની પાસેથી વધુ પૈસા મેળવવાની લાલચે તેની જબરી આગતા સ્વા-ગતા કરે છે. શાહજાદી તે કામમાં મદદ કરે છે.

બેસીકને મિષ્ટાન જમાડવા ઉપરાંત ઉત્તમ સીગારોની ભેટ અપાય છે. તેવામાં વડો પ્રધાન ત્યાં આવી લાગી તે ઘોંટાળાની સમજ આપે છે એટલે રીજંટ છેડાઇને સીગારો પાછી લેઇ તે માનવંત પહરોણાને લાત મારી બહાર કાઢે છે.

શાહજાદી હવે ત્યાંથી ચાલી જાય છે પણ વડો પ્રધાન રીજંટ સાથે મસલેહત કરે છે. તેના કહેવા પ્રમાણે રાજ્યની ગરીબાઈ શ્રીમંત ખાનદાન સાથે લગ્ન કરાવી ઓછી કરી શકાય તેમ છે. આ માટે તે શાહજાદીને પાડોશના રાજ્યના પ્રીન્સ નીકોલા સાથે પરણાવવાની માંગણી કરે છે.

રીજંટ તે સામે વાંધો ઉઠાવે છે કેમકે ઓગણીસ વર્ષની વાત પર જે રાત્રે એકી વખતે શાહજાદી હેલન ને એના જેસોમીરનો જન્મ થયો હતો તે રાત્રે તેઓને શહેર છોડી દૂરના મઠમાં જઇ આશરો લેવાની ફરજ પડી હતી. કેમકે પ્રીન્સ નીકોલાના બાપે બંડ કર્યું હતું. તે બંડખોરના છોકરા સાથે પ્રીન્સેસને પરણાવવી એ સરતાપા બેહુદુ છે.

પણ વડા પ્રધાને જૂદીજ ગણત્રીથી કામ લીધેલું હોવાથી તેને આ ભંગાણ પડે તે ગમ્યું નહિ તેથી તેણે રીજંટને સમજાવ્યો કે પ્રીન્સે તેને મોટું પેનશન આપવાનું નક્કી કર્યું હતું.

પૈસાની વાત આવી ત્યાં રીજંટ સાહેબ લે લે પે પે થઇ ગયા અને કબુલ કરી શાહજાદીને સમજાવવાનું માથે લીધું. ભારે હોનાતોછ ને જબરી રકઝક પછી શાહજાદીએ આ લગ્ન કબુલ કર્યાં.

## અંક ૨ જો.

મહેલના તખ્તવાળા ઓરડામાં પ્રીન્સ નીકોલાની મુલાકાત રીજંટે લીધી અને તે જવાનની તપાસ એક પળમાં કરી નાંખી. તેની તુંદ રીતભાત અને દબદબા રીજંટને રૂચી નહિ એટલે તેને દરેક બાબતમાં ખામીજ ખાગી જણાઇ. અને જ્યારે પ્રીન્સે જણાવ્યું કે તે પોતે રીજંટને બદલે રાજ્ય કરવાની ઇચ્છા રાખતો હતો, ત્યારે તો તેના ગુસ્સાની કોટલી સદંતર ફાટી ગઇ, પણ વડા વઝીરે મોટાં પેનશનની લાલચ આલુ બતાવ્યા કીધી તેથી તે લગાર શાંત રહ્યો.

શાહજાદી હેલન પોતાના ભવિષ્યના ભરથારની મુલાકાત લેતાં તરેહવાર અનકા તણકા કરે છે અને શાહજાદાની ખામીઓ તેનાં મોંહ પર જણાવી દે છે. તેણી ખુલ્લું જણાવે છે કે જો રાજ્યને ખાતર આવો મોટો ભોગ આપવાની જરૂર ન હોત તો તેણી કદીબી તે પ્રીન્સને પોતાના ભરથાર તરીકે પસંદ કરત નહિ; કેમકે તેણીનો વહાલો ઓગસ્ટીન તો એના સાથે અદરાયલો હતો એટલે તેણીને હવે ગમે તે મળે તેનો કશો મુજાકો ન હતો.

પણ એના જે ઓગસ્ટીનને મુદલ ચહાતી નહતી તે અજબ જેવી રીતે પ્રીન્સ નીકોલા તરફ ખેંચાઇ. તે તેણીના નજરમાં સૌથી શ્રેષ્ટ જણાયો અને વળી પ્રીન્સ હતો એટલે તેનામાં કોઇપણ જાતની ખામી હોયજ નહિ એમ તેણીની ખાતરી થઇ. પ્રીન્સ પણ તેણી તરફ ખેંચાયો. તેણી વગરની જીંદગી તેને નીમક વગરની વાણી જેવી લાગી. બંને વચ્ચે જબરી દોસ્તી ઝામી ગઇ અને તેઓ એક બીજાં પર નીસાર થઇ ગયાં.

તેઓ એકમેકને ખુલખુલ્લે ને જાનેમનથી બોલાવવા લાગ્યાં અને નકકી કર્યું કે લગ્ન થતાં એના ને શાહજાદીની કમપેનીઅન બનાવવી.

પણ આ બધાં પોતાની જૂદી ગણત્રી કરતા હતા ત્યારે પ્રીન્સની બહેન શાહજાદી નીના જે પોતાના ભાઇથી સદંતર ઉલટી હતી તે જૂદીજ ગણત્રી કરતી હતી. તેણી હસમુખી ને રંગીલી હોવાથી જલદીથી બધાંની માનિતી થઇ પડી. ભરાઇ છુપાઇને સાંભળવાની ટેવને લીધે તેણીએ ઘણી નહિ જાણવા જોગ ખબરો જાણી હતી.

સૌથી પહેલાં તો તેણીએ બૂઢા રીજંટની ખાતરી કરી આપી કે જે પેનશનના હવાઇ સ્વપ્નાં તે જોતો હતો તે ખોટાં હતાં. તે માટે વડા વઝીર તેણીના ભાઇ સાથે ચપચી મસલે-

# પારસીઓ અને ગુજરાત.

## એક સલાહ—સુચના.

ગુલશન માટે ખાસ ફરમાસથી

લખનાર—રણજીતરામ વાવાભાઈ સેક્રેટરી-સાહિત્ય પરિષદ.

જેમની જન્મભાષા ગુજરાતી છે તેઓ સર્વે ગુજરાતીઓ છે. પારસીઓની જન્મભાષા ગુજરાતી છે માટે તેઓ પણ ગુજરાતી છે. ગુજરાતની ઉન્નતિ આણવામાં ગુજરાતના હિન્દુ જૈન, મુસલમાન વતનીઓની સાથે એમણે પણ સામીલ રહેવું જોઇએ, એ સંબંધે કંઇક લખવાનું અત્રે પ્રાપ્ત થાય છે.

માયાળુ અને ન્યાયી બ્રિટિશ રાજ્યની છાયામાં પુરાણું હિન્દુસ્તાન નવું જીવન પામતું જાય છે. ઘણી સદીઓ પૂર્વે જે જાહોજલાલી, જે સુખ, જે સત્તા એણે ભોગવ્યાં હતાં તે સર્વે ફરીથી ભોગવવાના સ્વપ્ન એને હવે આવે છે. અંગ્રેજોની મદદથી સ્વપ્નાં સાચાં કરવાનો સંભવ લાગે છે. પારસીઓ હિંદી છે એમાં બિલકુલ સંદેહ નથી.

આમ હિંદુસ્તાનમાં એકતા જન્મતી જાય છે પણ હજૂ જેટલા વેગથી જન્મી પ્રસરવી જોઇએ તેટલો વેગ નથી. હિન્દુસ્તાન બહુ વિશાળ અને મહોટો ખંડ છે. કેળવણીનો ફેલાવો ગોકળગાય જેવો ધીમો છે. સ્વાર્થ બાજુ પરમાર્થ સાધવાના પ્રસંગો જોઇએ એટલા બધે ઉભા થતા નથી. માટે હિંદુસ્તાનના જે સ્વાભાવિક ભાગો છે તેમાં પહેલી એકતાની લાગણી જાગૃત થઇ પોષાય તો હિંદીપણાની એકતા હાલનાથી વધારે વેગવતી થાય.

# બે બોલ.

પારસી નવાં વર્ષના અંકો ઘણા માસીકોએ કાઢયા છે. ગરીબડાં ગુલશને તે બાબતમાં શું કરી બતાવ્યું છે તે માટે અત્રે ભટાઇ કરવાની કશી જરૂરજ નથી. અલબત આ વેળા ધુમધડાકા કર્યા વિના સાદું-સોદું રહેવાનુંજ પસંદ કર્યું હતુ. છતાં કશા પણ ગર્વ વિના કહી શકે ગુલશનના આ એક અંકની "મેટર" બીજો કોઇપણ માસિકના તેવા અંક કરતાં વધારેજ છે. આ અંકની યોગ્ય કદર બુજાયલી જોઇ મને આનંદ થયો છે.

સપટેમબર અંકના લેખો હોંશથી વંચાયા છે એમ તે અંકના લેખકોની જાણ માટે જણાવવાની હું મારી ફરજ સમજુ છું. આ અંકમાંની પહેલી કવિતા બાબે અત્રે કાંઇક જણાવવાની જરૂર હું જોઉં છું. આ પાંચ લીટીનું સંસ્કૃત કાવ્ય મી. ત્રંબકરાય જાધવરાય દેસાઇ બેરીસ્ટરે ઇંગ્લાંડમાં રચ્યું હતું અને તે વેળાના આગેવાન ત્રીમાસિક The Imperial & Asiastic Quarterly Review નાં ૧૯૦૪ ના જાન્યુઆરી અંકમાં ખાસ રૂપેરી શાહીથી છપાયું હતું. તેનો ગુજરાતી તરજુમો તે રિવ્યુના વિદ્વાન વડા એડીટરે અંગ્રેજીમાં કર્યો હતો. આ સંસ્કૃત કાવ્ય એક વિદ્વાન જાપાનીઝ બાનુ લેખકને એટલું બધું પસંદ આવ્યું કે તેણીએ તેના ઉમદા સબક ઉપર કુરબાન થઇ તે બાબે બહુજ પ્રશંસા ભર્યો પત્ર શરેદ સાથે લખી મોકલ્યો હતો. આ પત્ર રિવ્યુના બીજા અંકમાં છપાયો હતો અને ઇંગ્લાંડનાં જાણીતાં રોજીંદા પત્રોએ આ કાવ્ય ને શરેહનો ઉતારો કર્યો હતો.

કાગળની મોંઘવારી ચાલુ વધતીજ રહી છે. મામલો કઈ હદે આવી અટકશે તે સહજ પણ કલ્પિ શકાતું નથી. દરેકને વમાસવું પડે છે. મારા ખેરખ્વાહો આ બાબે મને મહેરબાન સલાહ આપી ગુલશનને બીજા માસિકોના જેવું ચાલુ રાખવા સુચવે છે. કમનસીબે આ ભલા મિત્રોની સલાહ હું મારી ગળે ઉતારી શકતો નથી છતાં આસપાસના સંજોગો ધ્યાનમાં લઇ વાંચનના પેજ જે દર અંકે ૬૦ સવાઇ આપવામાં આવતાં હતાં તે ઘટાડી પર છપ્પન કર્યા છે; પણ તે સાથે ટાઇપોમાં ફેરફાર કર્યો છે, આથી કાગળની ચિંતા કાંઇક દરજ્જે ઓછી થવા સાથે મારા વાંચકને તો ખાસ લાભજ થશે; કેમકે નાના ટાઇપમાં વાંચનની બાબત આગળ કરતાં પણ ઘણી સમાઈ શકશે. આ અરસપરસના લાભનું ફંદ છે એમ જણાવવાની શું જરૂર છે?

દક્ષિણ આફ્રિકાના ગ્રાહકોનાં લવાજમો વસુલ કરવાની કડાકુટ પડતી હોવાથી તેમાંથી છટકી જવા હમોએ ત્યાં વાળા ગી. સી. એમ. વાચ્છાને હમારા એજંટ નીમ્યા છે, જેમનું સરનામું પાન ૫૭૨ પર જણાસે. મી. વાચ્છા ગુલશનનાં ગ્રાહકોપરનાં લવાજમો વસુલ કરી પહોંચ આપશે. હમારાં દુર દરાજના આ ખેરખ્વાહોને વધુ લખવાની જરૂર નથી.

નવાં વર્ષનો અંક જે ખેરખ્વાહોપર રવાના કરવામાં આવ્યો છે તેઓમાંના કેટલાકોએ હજી પોતાના કાર્ડો ભરી મોકલ્યા નથી તેમનું તે તરફ ખાસ ધ્યાન ખેંચું છું. મહેરબાની કરીને મોકલેલા કાર્ડનો ઉપયોગ કરવા જરૂર તકલીફ લેવી. તેમ થતાં બંન્ને બાજુને સવલત મળી જશે; કેમકે ગુલશન મારફતી ખર્ચાળુ યોજનાનો લાભ કંઇ વડીએ અપાતો બંધ જશે તે હાલ કહી શકાતું નથી.

અધિપતિ.

તારાપોરવાળાનું "મમાંનો ચેલો" પારસી સંસારના સુંદર ચીત્રો રજુ કરે છે. "Her own" વાળું મી૰ તારાપોરવાળાનું બીજું ચીત્ર પણ ઉમદા છે. લખાણો વાંચવાજોગ છે. મી૰ નંદનાથ દીક્ષીતે "સુધારો અંદરથી થવો જોઇએ" એ વીષય ઉપર મનન કરવા યોગ્ય નીબંધ લખ્યો છે, તેમજ મી૰ રણજીત રામ વાવાભાઈનો "પારસીઓ અને ગુજરાત" વાળો વીષય પારસીઓ માટે ખાસ વીચારવા જોગ છે. મી. વાવાભાઇ લખે છે કે, "અમે પારસી છીએ એવી લાગણી ભલે રહે-હાલ છે તેથી પણ વધારે ઉતકટ ભલે થાય પણ અમે ગુજરાતીઓ છીએ અને તે રીતે હીંદીઓ છીએ એવી લાગણી ઉતપંન થવી જોઈએ" મી૰ વાવાભાઇની આ સલાહ તદન વાજબી છે. એક સુંદર નેટનો સદરો કેમ બનાવવો તેની વીગતવાર સમજ ચીત્ર સાથે મીસીસ પીરોજા રૂસ્તમ કાપડયાએ રજુ કીધી છે. "સીતાજીની કાંચળી" નું ઈતીહાસીક આખયાન કવી ભવાનીશંકરની કલમથી લખાયલું છે. એ શીવાય એક કરતાં વધુ વાર્તાઓ અને બીજાં લખાણોથી આ અંક ખરેખર વાંચવા લાયક થયો છે.

સાંજ વર્તમાન તા૰ ૨૦-૯-૧૬.

મીસસ પીરોજા રૂ. કાપડયા (મુંબઇ) પોતાના તા૰ ૧૭ સપટેમ્બર ૧૯૧૬ નાં પત્રમાં લખે છે. "જન તમારો નવરોજનો" ગુલશન" અંક મને મળ્યો, ને તમારી ઇતીહાસીક વાર્તા મને ઘણીજ ગમી. તમારી લખાણની ઢપમાં ઘણો મીઠાશ છે, ને બીજું તો એકે સધળી વાર્તાઓ રસીલી, ચાનક આપનારી, નીતિમાન તમો સાઇ લખી શકો છો. હું મુબારકબાદી આપું છું."

# રિવ્યુ કોલમ.

## વડોદરા રાજ્ય કેળવણી ખાતાનો રિપોર્ટ ૧૯૧૪-૧૫.

આ રિપોર્ટને લગતી વિગતો ઓગસ્ટ માસની અંકોના કોલમમાં આવી ગઇ છે એટલે અત્રે તે બાબે વધુ લખવાની કશી જરૂર નથી. રિપોર્ટ મુજબ જોતાં જણાય છે કે રાજ્યમાં ૩૧૪૧ કેળવણીની શાળાઓ છે જેમાં એક આર્ટસ કોલેજ, ૫ હાઇ સ્કુલો, ૨૬ એ. વ. સ્કુલો, ૨૭ મદદ મેળવતી સ્કુલો, ૬ વગર મદદની સ્કુલો, ૩૦૧૯ પ્રાથમિક શાળાઓ, ૧૮ ખાસ વર્ગો, ૩ ફંડની સ્કુલો, ૨૦ મદદવાળી ને ૨૪ મદદ વગરની પ્રાથમિક સ્કુલો તથા એક ઓરફનેજ છે. તેમાં ભણતાં વિદ્યાર્થીઓથી સંખ્યા ૨૫૮૨૪૮ છે જેમાં ૯૫૪૧૦ છોકરીઓ છે. રાજ્યની વસ્તી ને ગામોનું પ્રમાણ જોતાં આ રાજ્ય હિંદના કોઇપણ રાજ્ય કરતા કેળવણીમાં ઉચ પદ લે છે તેમાં કશી નવાઇ નથી. આ ખાતાં પર રાજ્યને કુલ્લે ખરચ ૧૭૦૪૭૧૩-૧૪-૩ પડેલ છે. આ ખાતાને હીન ઉગન વધુ ને વધુ તેજ કરવાની જરૂર છે. દીલગીરી એ છે કે આ ખાતાના ખર્ચમાં કાપકુપ કરવાની ગોઠવણ થાય છે. વડોદરા રાજ્યની શોભા કેળવણીના બહોળા પ્રચારમાં છે; વડોદરાનું અનુકરણ ફરજ્યાત કેળવણીમાં બીજે બધ થયું છે તો પણ વડોદરા રાજ્યે તો ખરચમાં ઘટાડો ન કરતાં ઉલટું આ કાર્યનું ક્ષેત્ર બહોળું કરવાનો પ્રયાસ કરવો જોઇએ છે. રિપોર્ટમાં શ્રીમંત સરકાર તરફથી ખાતાંના વડા શેઠ આદરજી મસાની, મીનીસ્ટર ઓફ એજ્યુકેશનને જે ધન્યવાદ આપેલ છે તે કેવળ યથાર્થ છે. રાજા પોતાના રાજ્યમાં પ્રજાને ઉપયોગી થઈ પડે તેવું કામ ફરમાવી શકે છે પણ તેને ફળદાયક કરવું અમલદારોના હાથમાં છે. વડોદરા રાજ્યનાં કેળવણી ખાતાનું સુકાન એવા એક કેળવને કરવૈયા હાથમાં છે કે જેમણે કોઈ પણ જાતનો ઓંબાટ કર્યા વગર પ્રજાને દરેક સગવડ કરી આપી છે ને ચાલુ આપે છે.

## પાક ખોરદેહ અવસ્તા ચિત્રો સાથે.

### પ્રકાશક-મી. દીનશા એ. કરકરયા.

કિંમત ૧-૦-૦

ઢોંગ સોંગ વગેરે આ હમારો ચટપટયો બીરાદર જો કાંઇ નવું ન કરે તો તેનાં નોશાકરા નામને ખરાબ લાગે તેવું જણાય છે. આ ભાઇએ અચ્છાં પુસ્તકો પ્રકટ કરી પારસી મેકમીલન તરીકે પોતાનું નામ આશકાર કર્યું છે. આ નામ સામે કેટલાંક પેટના બળેલાઓ ગામ બાળવા નીકળ્યા હતા. અજાયબી એ છે કે મોટી મોટી ડંફાંસ મારનારાઓ જે ન કરી શક્યા હતા તે આ ચટપટયો નોશાકરો કરી બતાવે છે. એ ભાઈએ હાલમાં રમકડાં જેવી પાક અવસ્તાની કેતાબ પારસીઓ માટે કાઢી છે. પ્રિન્ટીંગ તથા ગેટઅપ આંખે ઉડી વળગે એવો છે. આ પુસ્તકમાં પીકચરો આપવામાં આવ્યા છે. પીકચરો સાથની કેતાબમાંથી બંદગી કર્યાથી યકીન દ્રઢ થાય છે એમ ભાર મુકી જણાવવામાં આવે છે. ચોપડીમાં એક બંદગી આપવા સાથે તેનો સાર આપી તે પર જે શરેહ કરી છે તે હમોને ઘણીજ પસંદ પડી છે. બંદગી કરનારાઓના વિચારો આમતેમ ફેરવાય નહિ તે માટે તે અર્થ તરફ ધ્યાન આપવાની વિશેષ જરૂર છે. ખોરદેહ અવસ્તાનાં બીજાં પુસ્તકોમાંથી નીરંગની બાબત ચુકાઇથી હટાવેલી છે ત્યારે આ પુસ્તકમાં તે પર ખાસ ભાર મુકવામાં આવેલો છે. આ હમોને ઘણી ઘણું ગમ્યું છે. આવીજ કીસમની અર્થ ને શરેહવાળી તમામ ખોરદેહ અવસ્તા બીરાદર દીન-

શાહે તૈયાર કરવાની સુચના હમો સહેલ કરીશું. હમોએ ભલા નેરાકરા બીરાદર ને તેમની આ વાલી ધાર્મિક નેમમાં દરેક ફતેહ–ફીરોજી ઇચ્છીએ છીએ.

## " રેહબરે રોશની "

### અશો જરથુસ્તનું જન્મ વૃતાંત.

કર્ત્તા—હરમીસ.

ભાઈ હરમીસનાં નામથી ગુલશનનો કયો વાંચક હવે અજાણ છે એ ભાઇએ હાલમાં કિર્તનોની હારમાળા કાઢવા માંડી છે તેમાંનું આ પુસ્તક પાંચમું છે. આ પુસ્તકમાં રિપતામાં જરાથુસ્તાની જીંદગીનો દેવાલ જુદી જુદી રાગ રાગણીઓમાં આપવામાં આવ્યો છે. ગાયનો સાથે તે વગાડવા નોટેશનો પણ આપી છે કે જેથી પારસીઓમાં તે સહેલ ગવાતાં થઈ જાય. ગાયનો નીચે તેમનો સાર ટુંકમાં આવ્યો છે. તે બેશક યથાર્થ થયું છે મહાન પવિત્ર જરથુસ્ત્રની જીંદગીથી કયો પારસી અજાણ છે કે હવાં તે બાબે વિગતેથી લખવાની જરૂર હોય ? ૩૮ પાનાનાં આ ફાંકડા ગેટઅપ વાળાં પુસ્તકમાં લગભગ ૪૩ ગાયનો સમાવવામાં આવ્યા છે. આ પુસ્તકનો દીબાચો જરથોસ્તી ધર્મઅભ્યાસી મી. ફીરોજ શાપુરજી મસાનીએ વિદ્વતા ભર્યો લખ્યો છે ને તેમાં લાયકની લાયક કદર પીછાનવામાં આવી છે. આવાં ઉત્તમ વાકિતવાળા કિર્તનો માટે મી૦ હોરમજી સો. માસ્ત્રી (હરમીસ) ને ખરેજ ધન્યવાદ ઘટે છે. આવાં ઉત્તમ કિર્તનોની હારમાળા એઓ ચાલુ રાખી ધર્મ પ્રત્યેનો પોતાનો અથાગ પ્રેમ વધુ અને વધુ દ્રઢ કરતા રહેશે એવી આપણે ઉમીદ રાખ્યે છીએ.

આ પુસ્તક તેના કર્ત્તા પાસેથી ટેન્ક રટ્ટડ્ચો, ગોવાળ્યા ટેંક, મુંબઇ લખવાથી મળી શકશે.

### અનંગ ભસ્મ

### સુન્દરી સુબોધની ૧૩ માં વર્ષની ભેટ.

કિંમત ૦–૮–૦

પ્રોફેસર એફ. ડબ્લ્યુ બેઈનનાં અંગ્રેજી પુસ્તકનો આ તરજુમો છે. તેમાં સાચા સ્નેહ અને સાચા વૈરાગ્ય માટે વાર્તારૂપે જે સુંદર સમજ આપવામાં આવી છે તે બેશક વાંચવા જેવા છે. સાચા પ્રેમ માટે લેખક લખતાં જણાવે છે. " સાચો સ્નેહ પ્રેમ પાત્રને પણ સાધું નહિ નમાવનાર ખડ જેવો હોવો જોઇએ તેમાં શંકાને કે વહેમને બિલકુલ સ્થાન નથી પોતાના પ્રેમપાત્રપર વહેમની નજરે જોનાર પ્રેમીજન સાચો પ્રેમી નથી.' 'સાચો વૈરાગ્ય કેવળ પોતાના સ્વભાવને જ લીધે ઉંચે આકાશની અગમ્ય શાન્તતામાં ઉડતા ખગ સમાન હોવો જોઇએ. સંસારમાં આપણું ધાર્યું ન થાય અથવા કોઈ કારણસર ક્રોધ કે મોહ જો આવેશ ચઢી આવે અને આવેશ શમે તે પહેલાં આપણે સંસારને અસાર માની તજી દેવાનો નિશ્ચય કરીએ તો આપણો વૈરાગ્ય સાચો નથી."

વાર્તા રસમય છે પણ ગુજરાતી કઠીણ છે.

મળવાનું ઠેકાણું સુંદરી સુબોધ મન્દિર–અમદાવાદ.

## કવી રવીંદ્રનાથ ટાગોર અને તેમની કવિતાઓ.

### લખનાર–મી. મીનો માનેકજી સાહેન.

મી. મીનો સાહેન ગુલશનના વાંચકોને જાણીતા છે. એ ભાઇ અચ્છા અભ્યાસી છે. કોલેજ કેળવણી સાથે સાથે એમણે સાહિત્ય ક્ષેત્રમાં આગ્યું ઝોકાવ્યું છે. એઓ આગળ ચાલતું વધુ ઉજ્વળ ભવિષ્ય મેળવશે એવા ચિન્હો ખુલ્લા દ્રષ્ટિગોચર થાય છે ઉપલું ભાષણ પારસી લેખક મંડળ તરફથી તા. ૨ જુન ૧૯૧૬ ને દીવસે એ ભાઇએ મુંબઈ ખાતે આપ્યુ અને ત્યાં તે સાંભળનારાઓની સારી પસંદગી પામ્યું હતું. આ ભાષણમાં વિખ્યાત કવિ રવીંદ્રનાથનાં જન્મની રૂપરેખા દોરી, ફારસી અને અંગ્રેજી સાહિત્યો માંના તેવા બેમુલ નમુનાઓ સાથે અચ્છી સરખામણી કરી છે. હિંદના વિરલા બેટાઓના આવાં ઉત્તમ જીવન વૃત્તાંતો હિંદની દરેક ભાષામાં પ્રગટ થવાની જરૂર છે કે જેથી કુદરતી ઓલાદને કિંમતી સબક ચાલુ મળતો રહે. રવીંદ્રનાથની જીંદગી અનુકરણ કરવા જેવ છે. એક કવિ તરીકેજ એકલી નહિ પણ એક સુધારક તરીકે શીલગુરૂ તરીકે, તેમજ આગેવાન ને નાટક નવેસ તરીકે તેમની ખ્યાતિ ભડેખી પ્રસરી રહેલી છે. હિંદને ઘણાં રવીંદ્રનાથ ટાગોરો જોઇએ છે એ ઉઘાડ વાત છે. તે માટે વિરલાઓના ઉપયોગી વૃતાંતો જાહેરમાં મુકાવા જોઇએ છે. આપણે ઇચ્છીશું કે મી. સાહેન હિંદના બીજા વિરલાઓના પણ જીવન વૃત્તાંત બહાર પાડવાની જેહમત ભરી તારીફ કરાવશે. તેમાં તેમને આપણે દીલ ફતેહ ઇચ્છીશું.

# THE G. O. M. OF INDIA.

THE EDITOR, THE GULSHAN, NAVSARI.

**With compliments fr. m Mr. Dadabhai Naoroji.**

I gratefully desire to acknowledge letters and telegrams from various parts of the country from friends and admirers conveying their congratulations and good wishes, and I take this opportunity to thank one and all most heartily and sincerely, as also the Indian press, and all the numerous public bodies and Institutions, who held congratulatory meetings in Bombay, Madras, Calcutta and other centres in connection with my 92nd Birthday.

The " Sands "
Versova Via Andheri
12nd September 1916.

Dadabhai Naoroji.

# હિંદના દાદા ઉપકાર માને છે.

મી૦ દાદાભાઈ નવરોજીની સલામ સહ—

દેશના જુદા જુદા ભાગમાંના મારા મિત્રો ને વખાણનારાઓનાં પત્રો ને તારો ભલી ઇચ્છા અને મુબારકબાદી ના મોકલવા માટે હું મોટો આભાર માનતાં ખરાં જીગર અને હર્ષથી તેઓનો તેમજ હિંદી છાપાનો તેમજ સંખ્યાબંધ જાહેર સંસ્થાઓ અને ખાતાંઓ કે જેમણે મુબારકબાદી આપવાની સભાઓ મારી ૯૨ મી વર્ષ ગાંઠને દીને મુંબઈ, મદ્રાસ, કલકત્તા અને બીજા સ્થળોએ ભરી હતી તેમનો ઉપકાર માનું છું.

"સેન્ડઝ"
વરસોવા અંધેરી થઈને
૧૨ સપ્ટેમબર ૧૯૧૬.

**દાદાભાઈ નવરોજી.**

અધિપતિ—ગુલશન નવસારી.

---

# કીસ્મતનાં કહાંણાં

યાને

## રાણી માતાનો પ્યાર.

—oo:○○○○:oo—

( ઐતિહાસિક ચાલુ વાર્તા. )

( ગુલશન માટે ખાસ. )

લખનાર:—ભાગલ્યા.

---

( ગયા અંકથી ચાલુ )

---

### પ્રકરણ ૪.

### ફીલીપની મસ્તી.

રાણી મેરી અને રાજા ફીલીપની લંડન ખાતે જાહેર પધરામણી થઇ હતી અને તે દબદબા ભર્યું સરઘસ જોવાને હઝારો લોકોની ઠઠ રસ્તામાં ભેગી મળી હતી. તે દીવસ જાહેર તેહવાર તરીકે પાળવાનું ફરમાન થયલું હોવાથી લોકોનાં ટોળેટોળાં, એકઠી થઇને ઉતરી પડયાં હતાં.

મેરી અને ફીલીપે જબરો ઠઠેરો કર્યો હતો. બન્ને ઘોડે સ્વાર હતાં અને જોડ થઇને ઘોડાઓને ચલાવતાં હતાં. રાણી મેરીની પાછળ આઇનેઝ ઘોડેસ્વાર હતી તેણીનાં જવાહિરો સૂર્યના પ્રકાશમાં અજબ ઝગારી રહી તેણીની સુંદરતામાં મોટો વધારો કરતાં હતાં તે બાદશાહી જોડાં કરતાં લોકોનું ધ્યાન તેણી તરફ વિશેષ ખેંચાતું જણાતું હતું.

આખે રસ્તે મોટાં મોટાં આરકાંબો, મુબારકબાદીના લેખો, વાવટા, તોરણો તથા ફુલોના હારો ટાંગવામાં આવેલા હતા. એક મોટા ગંજાવર વાવટા પર ફીલીપની વંશાવળી મોટા અક્ષરે લખાયલી હતી. તે મુજબ ફીલીપને અંગ્રેજ ઓલાદનો જણાવવામાં આવ્યો હતો. ફીલીપના મદદગારો તેને કોઇબી ફીસબે આસમાનસે લગાડી અંગ્રેજ પ્રજાની આંખમાં ધૂળ છાંટવા માંગતા હતા

લંડનમાં મોટો સત્કાર તે બાદશાહી જોડાંનો કરવામાં આવ્યો તેમને આવકાર આપવા તૈયાર રહેલી દરબારનો પણ ઠઠેરો ભારે હતો. બાદશાહી મહેલ જાણે રોશનીથી ઝળઝળી રહ્યો હતો. મહેલના પહેરેગીરો પોતાના કિમતી પોશાકોમાં સજ્જ થઇ ફુંફાડા મારતા આમથી તેમ ફરતા હતા. ઈંગ્લાંડના ઉમરાવ કુટુંબના દરેકે દરેક ખુબ ઠઠેરો કરીને ત્યાં આવ્યા હતા. તેમની મતલબ ફીલીપને બતાવવાની હતી કે ઈંગ્લાંડ

છે. મને ખુબસુરતી ગમે છે તે હું ના પાડતો નથી પણ જે અર્થ તું કરે છે તે હું કરતો નથી. ખરૂં પૂછાવે તો મને દરેક ચીજ કે બાબતમાં સુંદરતા ગમે છે. ખુબસુરતી એ ઇશ્વરી બક્ષિસ છે. મારે મનથી ખુબસુરતી અને ભલાઇ એકસરખાં છે. ખુબસુરત હોય તે ભલું હોવુંજ જોઇએ. તારોજ દાખલો લે. મારા જાન, તું જેમ ભલી તેમ સુંદર બી છે.'

રાણીનો કહોર ચહેરો આ સાંભળતાંજ અજબ ખુશાળ થઇ ગયો.

'મારા ફીલીપ, તું જેવી કહે તે કરવા હું તૈયાર છું પણ લેડી એડીથને તો હું વાં બોલાવીશજ નહિ.'

'હું તેનેજ માંગુંછ ને ખુદાના કસમથી કહુંછ કે તારે તેને વાં બોલાવવીજ પડશે!' તે તરડાયો.

'તું શું જબરદસ્તી કરશે?'

'જ્યારે મારી ઇચ્છાઓનું આવું હડહડતું અપમાન થશે ત્યારે તેમ પણ કરીશ. સાહેબજી, મેરી.'

અને પાછળ ફરી જોયા વિના ફીલીપ ભારે દમામમાં મેરી આગળથી ચાલ્યો ગયો. તે જોતાં રાણીને ભારે ખેદ થયો. તેણીની હાલત સુડી વચ્ચેની સોપારી જેવી થઇ ગઇ હતી. તેણી જો ફીલીપને ખુશ કરે તો ભવિષ્યમાં મહોકાણ ઉઠે એમ હતું અને જો ના પાડે તો હાલ એકદમ તેઓ વચ્ચે ગંભીર ભંગાણ પડે તેમ લાગતું હતું. તેણીના બાપ હેનરી આઠમાએ તેણીની માતાના વખતમાંજ તેણીની સાહેલી એન બોલીન સાથે કરેલો છાન પુતળાંનો નાચ તેણીએ જોયો હતો કે જેની મહોકાણે તેણીની માતાને છુટા છેડા આપવામાં આવ્યા હતા. એ કાંઇ ચાવાચીની થાય તેની તેણીને ધાસ્તી હતી. તેણીએ વળી યકીનથી માન્યું કે ફીલીપને અહીં અટકાવતાં કોઇ બીજીનાં ફાંસામાં સપડાવાનું સહેલ ફાવી આવશે. આ વિચારોમાં લિંટળાઇ તે બાપડી કેટલાક દીવસો સુધી પોતાના ઓરડામાંજ ભરાઇ રહી અને જો કે ફીલીપે દરરોજ તેણી પર હેતપ્રિતના સંદેસા માણસો સાથે મોકલ્યાજ કર્યા પણ તેણે તેણીને મળવાની કશી દરકાર ન કરી.

આ જુદાઇ લાંબો વખત સુધી મેરી સાંખી શકી નહિ. તેણીએ તેથી વડા ખજાનચી બીશપ ગારડીનરને બોલાવી મંગાવી. પોતાની મુશ્કેલી તેને જણાવી, સલાહ માંગી.

'લેડી એડીથની હાજરી માટે આપ નામવરે કશી ચિંત્તા કરવાની જરૂર નથી.' તે મતલબી ધર્મ ગુરૂએ જણાવ્યું. 'હા જો કાંઇક—'

'કાંઇકનીજ વાત છેને, ગારડીનર! કાંઇક થયું તો?'

'તેની પરવા ના કરો, નામવર! મારી સલાહ છે કે આપે રાજાજીની માંગણી કબુલવી. તમારી મહેરબાનીનો અઘટીત લાભ લેવામાં આવશે તો આપણા પુજ્ય ધર્મ ગુરૂ નામવર પોપને નામે હું તેમને અટકાવીશ.'

'ખુમ!...વાજબી, ત્યારતો હું લેડી એડીથને મારી નોકરીમાં બોલાવીશ.'

'હું ધારૂં છ તેમ આપ નામવરે બહુ યોગ્ય પગલું ભર્યું છે. આપ નામવર આવતી કાલે પાર્લામેંટની બેઠક ખુલ્લી મુકવા જાતે હાજર થશો ને?'

'હમારી તેવી ઇચ્છા છે ખરી. કાર્ડીનલ પોલ રોમથી પાછા આવ્યા છે તેમની કાંઇ ખબર મળી છે?'

'હા, મારાં નામવર!' ગારડીનરે ખુબશનલે ચહેરે કાંઇક ધુંધવાતાં જણાવ્યું. 'આજે સદરહુનાજ મને ખબર મળી કે તેઓ સાહેબનું વહાણ આવી પુગ્યું છે અને આવતી કાલે તેઓ લંડનમાં આવનાર છે.'

'તો તેમને બાદશાહી આવકાર આપવામાં વી ખાસ કરજો!'

ગારડીનર નમનતાઇથી નમન કરી ચાલ્યો ગ્યો. તેને કાર્ડીનલ પૉલ જરા પણ ને રૂચતો ન હતો કેમકે તેમ થવાથી એક મ્યાનમાં બે તરવાર જેવું થતું હતું. કાર્ડીનલ પોલ તેના કરતાં દરજ્જામાં ઉંચ અને ધર્માંધ હતો છતાં તે ગારડીનર કે બોનર જેવો ઘાતકી નહતો. તેનામાં દયા અને માયા વાસો કરી રહેલાં હતાં. નમનતાઇ અને તાબેદારીનો તે અદના સેવક હતો એટલે ગારડીનરને મુદલ રૂચતો નહતો.

---

## પ્રકરણ ૫.

### કાર્ડીનલ પોલ.

બીજી સહવારે રાણી મેરીની તબ્યત સહજ તાંદરસ્ત હતી, છતાં તેણીએ ફીલીપને બોલાવી મંગાવ્યો પણ તે પહેલાં તેને માણસ મુકી જણાવ્યું કે તેણીએ લેડી એડીથની નેમણુંક કરી હતી. આ શુભ ખબર સાંભળતાં ખુશીનો માર્યો ફીલીપ તેણી આગળ દોડતો આવ્યો. તેણે તે માટે તેણીનો ઘણો ઘણો ઉપકાર માન્યો અને ભીડાસથી બે ચાર કીસ પણ કીધી.

'હું દીલગીર છું કે મારી મેરી, કે તારી તબ્યત નાદરૂસ્ત થઇ છે. આજે ત્યારે તારાથી પાર્લામેંટ ખુલ્લી મુકી શકાશે નહિ!'

'મેં મારા પ્રધાનો સાથે આ બાબે વાત કરી તેમને જણાવ્યું છે કે મારી નબળી તબ્યત જોતાં ...

તેજ પળે એક દરબારીએ આવીને ખબર આપી કે કાર્ડીનલ પોલનું વહાણ લંડન બ્રીજ પસાર ગયું હતું અને તેઓ નામવર એક કલાકમાં વેસ્ટ મીનીસ્ટરવાળાં પગથીયાં પર ઉતરનાર હતા.

તે ખબર સાંભળતાં રાણીના મ્હેરા પર અજબ ખુશાળી ફેલાઇ રહી. તેણી બીછાનાં પર અર્ધ ઉઠી બેઠી. તેણીનો ઉત્સાહ જોઇ ફીલીપ પણ અજબ થયો. "કાર્ડીનલ સાહેબ આવ્યા છે! તેઓ નામવરને મારી તરફની મુબારકબાદ આપજો. તેમનો ઝુડો તેમની આગળ ધરજો અને દરેક ઠેકાણે તેમને ભવ્ય માન મળે તેમ કરજો. હમો તેઓ નામવરને બંદર પર જાતે મુબારકબાદી આપીશું."

તે દરબારી નમન કરીને બાદશાહી હુકમ બજાવવા દોડયો.

'તું આ કાર્ડીનલ પર અજબ મહેરબાન થઇ છ, મેરી. ખુદ સ્પેનમાં હમો એ સાહેબોને એટલું બધું માન આપતા નથી.'

'તું કાર્ડીનલ પોલને ઓળખતો નથી, ફીલીપ!'

'પણ મેરી, એ તું બીમાર હતી તે એકદમ કેમ સાજી થઇ ગઇ! તારાથી પાર્લામેંટ ખુલ્લી મુકવા જઇ શકાયું નહિ તે તે કાર્ડીનલ મળવા કેમ જઇ શકે છે?'

'દરબારમાં સુંદર ચહેરા દાખલ થાય તે માટે તું તો મારી મજાક કરતી'તીને? તું પોતે શું કરે છે? આ માણસને તું દીવાની હદે ચહાતી જણાય છે કેમકે તેનું નામ સાંભળતાં તારામાં ચમત્કારિક અસર થઇ તું માંદી પડેલી ટટણુ ખાર થઇ ગઇ છે. હું માનું છું કે જેવું માન હું લેડી એલીઝ તરફ ધરાવું છું તેવુંજ માન તું તારા આ સગા તરફ ધરાવતી હશે.'

'ફીલીપ!' રાણી પૂકારી ઉઠી.

'ચલા જલ્દી કરો! ઉઠ, મેરી, ઝડપ કર! બીચારા કાર્ડીનલને નાહક કાં ખોટી કરે છે?' ફીલીપે ઉત્તર કીધા.

એક ભવ્ય મંડપ હેઠળ દરબારીઓ અને લશ્કરી સેપાહીઓની વચ્ચે રાણી મેરીએ કાર્ડીનલ પોલને ખરા જીગરથી આવકાર આપ્યો કે જે તેજ વેળા એક મોટા મછવામાંથી ઉતર્યો હતો, જેનાં સુકાનને એક મોટો રૂપેરી ક્રોસ જડેલો હતો.

તે દમામદાર આકાર પોતાના મહાન દરજ્જાને છાજતા પોશાકમાં મક્કમ પગલે રાણી આગળ આવી ઉભો. 'નેક નામવર' આવતાં સગેત તેણે રાણીને આશિષ આપતાં કહ્યું 'તે મહાન ગેબી બાપની બરકતે આપ નામવર ગાદી નશીન થયાં છો અને યુરોપનાં સૌથી આગેવાન રાજ્યના ભલા ગાદીવારેસ સાથે જોડાયાં છો તે માટે આપની પ્રજા અહોનિશ તે કિરતારની દરગાહમાં શુકર ગુજારે છે જે મહાન ઐયામની રાહ પ્રજા જોતી હતી તે પાછો આવ્યો છે. ખુદા કરેને આ ભલી ભૂમિમાંથી અંધકાર નષ્ટ થઇ ધર્મની પવિત્ર રોશનીનો ઝળકાટ હમેશાની પેરે ઝળકાટ આપતો રહે!'

'ભલે પધાર્યા, હમારા ભલા એલચી! હમો તમારા નેક સુખનો માટે આભારી છીએ. ખરેજ, તમારા કહેવા પ્રમાણે આપણો અફડાયલો—ઝીકાયલો મછવો હાલ સલામત બંદરે ઇશ્વરી બક્ષેસથી આવી પુગ્યો છે. હું ખરેજ આશિર્વાદ પામી છું.' અને ત્યાં રાણી માતા તે પુજ્યપાદરીના આશિષ માટે ગુંઠણ મડયે પડી

ફીલીપના પેટમાં તો કુતરાં દોડયાં; તે એક પળ અચકયો અને તે પછી તેણીની પૂઠે ઘસડાયો.

બીજે દીવસે બાદશાહી હુકમથી નામદાર પોપના પ્રતિનિધિ કાર્ડીનલ પોલને આવકાર આપવા પાર્લામેંટની ખાસ બેઠક મળી.

બાદશાહી તખ્ત નીચે રાણી માતાના ડાબા હાથ પરની ખુરસી ફીલીપ બેઠો ત્યારે જમણા હાથ પર ઘણે દુર ખુરસી ખેંચી કાર્ડીનલ પોલ બેઠો. બીશપ ગારડીનરે હાઉસ ઑફ કૉમન્સ અને હાઉસ ઑફ લૉર્ડસનાં ભેગાં નામથી કાર્ડીનલને એક અરજ આપી કે જેમાં પાર્લામેંટે પોપની સાથેનો સંબંધ ફરી પાછો એખલાસ ભર્યો કરવા જણાવ્યું હતું. બીજી પળે તે પુજ્ય પાદરીએ ઈંગ્લાંડની માંગણી મંજુર કરી નામવર પોપને નામે પાર્લામેંટને આશિષ દીધા અને તે પ્રમાણે એકવાર ફરીથી ઈંગ્લાંડ પોપની સત્તા હેઠળ આવ્યું. આ બાબતમાં ફીલીપે જરા પણ અગત્યનો ભાગ લીધેલો બતાવ્યો નહિ. તેણે તેનો બધો ટોપલો મેરીનેજ માથે પડવા દીધો. હવે રાણીએ ઉઠી પોતાનું વિખ્યાત ભાષણ કર્યું કે જેની શરૂઆતમાંજ તેણીએ જણાવ્યું: "કાંઇક પણ શક કે શુબેહ વગેરે હમો ઈંગ્લાંડના રાજા તથા રાણી 'તમોને...'"તેજ પળે "રાણીમાતા અને તેમના ભરથાર"ની ગોટી ફીકયારીઓ પડી. રાણીને પોતાના બોલો ખેંચી લેવાની ફરજ પડી અને તેણીએ તે ઠોકાંના લહેકા સાથે સ્વિકારી જણાવ્યું, "હમો ઇંગ્લાંડના રાણી તથા હમારા ભરથાર તે નેધરલેંડસના શાહનશાહ......"બારે ગુસ્સામાં ફીલીપે દંત કચકચાવ્યા. તેનીજ ઉશ્કેરણીથી રાણીએ "રાજા અને રાણી" ના શબ્દો જણાવ્યા હતા. તેના કહેવા મુજબ કોઇ બી કીસમે રાજાની હકીકત ને

ઈંગ્લીશ પ્રજાનાં મન પર ઠસવવાની જરૂર હતી; પણ તેની યુક્તિ નિષ્ફળ ગઇ અને તે હોઠ કરડતો બેસી રહ્યો.

વાઇટ હોલ પાછા ફરતાં મેરીને છોડી ફીલીપ પોતાની વહાલી આઇનેઝ આગળ દોડ્યો અને ત્યાં જબરા બખાળા કાઢવા લાગ્યો.

'આઇનેઝ, આ જુઠ્ઠી ઈંગ્લીશ ઉલ્લુઓ એમ સમજે છે કે તેઓ ચાહે તે અપમાન મને કરી શકે પણ હું બી ખરો કે એ લોકને પાતરે પાણી પાઉં. મને રાજા તરીકે જાહેર કરવાની ફરજ પાડનારી ગોઠવણ મેં હજી તને કહી નથી ને?'

'વહાલા ફીલીપ, તારાં સુખને માટે તને ઈંગ્લાંડની ગાદીની શું ખાસ જરૂર છે?'

'મારી તેવી ઇચ્છા છે...મારા મનની શાંતિ માટે મને તેની જરૂર છે. તું શું એમ માને છે, મારાં વહાલાં ઝુમર કે આ ખુબ્બ ઉલ્લુ સાથે લગન કરી તને મારા હજુર્યા તરીકે લાવવા મેં શું ફોકટની તકલીફ ઉઠાવી છે? કોઇ બી કીસમે એ રાજ્ય ગાદી હું મારે હાથ કરીશજ.'

આઇનેઝનું મોંહ ઉતરી ગયું.

'તારી નવી ગોઠવણ શી છે, વહાલા ફીલીપ?'

'હું છૂપી રીતે ઇલીઝાબેથ અને તેણીના પ્રોટેસ્ટંટ ઉમરાવ મદદગારોને પૈસાની મદદ આપીશ. બીશપ બોનરને ઉશ્કેરી આ પ્રોટેસ્ટંટોનો કચ્ચરઘાણ કઢાવીશ એટલે પોતાની મેળે બંડ થઇ ઇલીઝાબેથને ગાદી પર બેસાડવાની ગોઠવણ થશે.'

'પણ તેમાં તને શું મળશે, મારા ફીલીપ?' આઇનેઝે ખરા ઝુમરથી ચમકીને પૂછ્યું.

'ઘણું! મારી જીંદગીનો મનોરથ તેમ થવાથી પૂરો થશે. શું તું મને અપમાન થાય તે પસંદ કરે છે!'

'નહિ, મારા જાન, પણ દયા એ મહાન સત્તા છે. દયાથીજ માનુસ જાત મોટાં રાજ્યો પર હુકુમત ચલાવી શકે છે.'

'સબર, આઇનેઝ, હું તને બતાવીશ. આપણે સ્પેન જઇશું.'

'સ્પેન...મારા જાન! ઓહ ક્યારે–ક્યારે? આ ઠંડા, ધુમસવાળા મુલકમાંથી મારા રંગીલા–છબીલા દેશમાં મને લઇ જા. પણ તે કેમ બનશે, જાની?'

ફીલીપની આંખો અજબ ચમકારા મારવા લાગી અને તેણે ખુશ થતાં જણાવ્યું,

'આપણી ગેરહાજરીમાં મેરીને ગાદી પરથી ઉઠાડી મુકવામાં આવશે એટલે હું એક મોટાં લશ્કર સાથે ચઢી આવી ઇલીઝાબેથ અને તેના મદદગારોને હરાવી, મને પોતાને મેરી સાથે રાજ્ય ગાદી પર બેસાડીશ. તેમ થતાં આખા દેશમાં હું મહાન શાહનશાહ તરીકે ઓળખાઇશ ને ધર્મનો વડો ગણાઇશ. મારા પીતાજી પોતે સંસાર ત્યાગ કરી મને સ્પેનની ગાદી આપી દેવાનો વિચાર જણાવે છે. હું તે વિચારને ચોકકસ ઉશ્કેરણીઓથી પુષ્ટિ આપ્યા કરીશ એટલે નેધરલેંડસ તો મારા હાથમાં છે ને સ્પેન ને ઈંગ્લાંડ તો આવશેજ. તેમ થતાં મારી સત્તા સામે ચું કે ચાં કરવાની કોઇપણ શક્તિ ધરાવશે નહિ. હું ચક્રવર્તિ રાજા થઇશ ને મારી આણ યુરોપને એક ખુણેથી બીજે ખુણે મારી તરવારને જોરે ફેલાવીશ.'

'મને એ નથી ગમતું, મારા પ્યાર,' આઇનેઝ ડોકું ધુણાવતી બબડી. 'મને એ સત્તા જોઇતી નથી. મને તો તારા પ્યાર સિવાય બીજું કશું જોઇતું નથી. તું એ વિચાર છોડી દે, મારા જાન.'

'શું? હું આ અંગ્રેજો આગળ નીચો પડું? કદીબી નહિ, મારી કલેજી! હું તો આ દેશને મેકસીકોની પેઠે ખુનામરકી ને લોહીની નીકો તથા દગાફટકા સાથે જીતીશ ને જીતીશજ.'

આઇનેઝ ચુપજ રહી. ફીલીપને તેની હાલની હાલતમાં વધુ છેડવું તેણીને ગમ્યું નહિ.

## પ્રકરણ ૬.

### રાણી આતાનો ધખારો.

આખી દરબાર જ્યારે વીંડસર ખાતે પાછી ફરી ત્યારેજ આઇનેઝને લગાર શાંતિ મળી, કેમકે ફીલીપના ખાનગી ઓરડાઓમાં તેણી રાણી તરીકે રાજ્ય કરી શકતી હતીઃ તેમ છતાં તેણીનાં અનુપમ સુખમાં કતરો નાંખનારૂ વાદળ દ્રષ્ટિ-મર્યાદા તરફ ગોચર થતું હતું પણ તેનું તેણીને કશું ભાન નહતું. તે વાદળનો આકાર લેડી એડીથ હાવર્ડના જેવો હતો. તેણીના આવવા પછી ફીલીપે વીંડસર ખાતે રાણી મેરીની સોબતમાં આગળ કરતાં વધુ વખત પસાર કરવા માંડ્યો, અને બાપડી આઇનેઝ કલાકોનાં કલાકો સુધી તેની રાહ જોતી, પોતાના કિમતી ડોળા નકામા તાણવા લાગી.

રાણી એ લીઓન માટે અવારનવાર પૂછયું હતું પણ ફીલીપે અનેક બહાનાંઓ કાઢી તેણીને ઉડાવ્યા કરી, લેડી એડીથ સાથે ખુલ્લી રીતે નખરાં કર્યા કીધાં. તે ભલી બાનુની બે-પરવાઇ અને તેના સપાટામાંથી છટકી જવાની કોશેશોને લીધે તેનો જુસ્સો દરેક પળે વધુને વધુ ઉશ્કેરાતો રહ્યો, અને તેણીને પોતાના કાબુ-માં લેવાનો તેણે દ્રઢ ઠરાવ કરી પોતાની ફરેબી જાળ પાથરવા માંડી. તે ખરેજ હવસી હેવાન થઇ હવસના જુસ્સામાં આંધળો ભિંત બન્યો હતો. તેની આ છડેચોકની બદમાશી જોતાં અદે-ખી અને આકળી રાણી ગુસ્સામાં દીવાની જેવી બનવા લાગી અને આખરે તેણીએ કાર્ડીનલ પોલને મહેલમાં બોલાવી મંગાવી તેની સલાહની આરજુ કરી.

'ઇશ્વરના પવિત્ર આશિર્વાદોની રેલછેલ તમો નામદાર પર ઉતરજો !' કાર્ડીનલે ઓર-ડામાં દાખલ થતાંજ રાણીને આશિર્વાદ આપ્યા. બીજી પળે રાણીનો દુઃખી ચહેરો જોતાંજ તે તેણીની આગળ ગયો અને નરમાસથી પુછવા લાગ્યો,

'તમને શું થયું છે, મેરી.'

'વ્હાલા કાર્ડીનલ ! હું બહુજ અસ્વસ્થ બની ગઇ છું. હું જાણું છું કે હવે ઘરડી થતી જાઉં છું અને તે કારણે મને દોસ્તી, પ્રેમ અને દીલ-સોજીની ખાસ જરૂર પડે છે. આ તુંદ ને બીજાજી સ્પેનીઆર્ડ—ખુદા મને માફ કરો—મારી નો-કર પર દીવાનો બન્યો છે. તે એટલો બધો આં-ધળો બની ગયો છે કે મારી હાજરીમાં વટીક તે છાને પૂતળાંનો નાચ કરવા ચુકતો નથી. તે પોતે આંધળો હોવાથી બીજાઓને પણ આંધળાંજ સમજવા લાગ્યો છે.'

'મારૂં માનવામાં આવ્યું હોત તો આ લગ્ન કદીએ થવા પામ્યાં ન હોત.' તે પુજ્ય ધર્મ ગુરૂએ ગમખ્વારપણે જણાવ્યું. 'લોહીનો તરસ્યો સ્પેનીશ સ્વભાવ પોતાના ધર્મથી ઉલટ માનનારાઓ હડહડતો વેરી થઇ ખાને ખરાબીને સત્યાનાશી વર્તાવ્યા વિના રહેતો નથી.'

'મને પોતાને પણ તેનીજ ધાસ્તી છે અને તેથીજ મેં તમો નામવરને સલાહ માટે બોલાવ્યા છે.' મેરીએ લાંસાફ સાફ પળટી જતાં જણાવ્યું. લાં જણાવવાંની ખાસ જરૂર છે કે તે આગમજ બોનર ને ગારડીનરની શીખવણીથી મેરીએ પોતે ચૌદ નિર્દોષ પ્રોટેસ્ટંટોને કેથોલીક ધર્મ ન માનવા માટે નાહક જીવતા બાળી મુકયા હતા.

'હક ઇનસાફ મળી, સરફ એહવાઇ ન થાય તેવું થવાને માટે હું મારૂં બનતું કરીશ.'

'હું તમારી ખરેજ ઉપકારી છું, મારા નામ પર ! મારે કહેવું જોઇએ કે રાજ્યના શાહનશાહ કરતાં પણ તમો કાંઇક અધીક છો. હું ઇચ્છુંછ કે તમારૂં કામ બજા લાવવાનું મને બની આવે !'

'ઓહ! તે તમો માનવંત નામવર સહાશો તો સહેલે કરી શકશો. મારા ભાણેજ ફ્રાન્સીસ મેલવીલને જો તમો મારા પર મહેરબાની કરી તમારી સેનામાં રાખશો તો ખરેજ હું મોટો આ-ભારી થઇશ. તે ભલો ને નીમકહલાલ છે તથા

ચુનંદો પટાબાજ છે. મારી ખાતરી છે કે તે તમો-રાણીની કામમાં બહુજ ઉપયોગી થઇ પડશે.'

'મારા વહાલા મહેરબાન, તમારી એ ભલામણ હમો સંપૂર્ણ ચશમથી અમલ લાવીશું. એમાં તમે માંગ્યું છે શું તે?' રાણીએ નખરાં કરતાં જણાવ્યું અને બીજી પળે મેલવીલને ત્યાં હાજર કરવાનો તેણીનો હુકમ છૂટ્યો.

'મારી ઇચ્છા એને સીપાહ બનાવવાની ન હતી; કેમકે મેં એને પાદરી બનાવવાની ધારણા રાખી હતી. તમારી અંગત સેવામાં એ રહે એવી મારી ખાહેશ છે કે જેથી તમારા પાદરી ફાધર એનોકની યોગ્ય સલાહનો લાભ એને મળી શકે. મારા પર એટલી મહેરબાની ખાસ કરશો, કેમકે મને કાંઇક શક જાય છે કે એ ફુટેલો પ્રોટેસ્ટંટ પંથ તરફ લગાર ઢળતો જાય છે. એની માતા તે પંથમાં જવાથી બચપણમાં તેને તે બાબેનું શિક્ષણ મળેલું હતું.'

'મારા વહાલા મિત્ર, તમારે ખાતર હમો એ જવાન પર ઘટતી દેખરેખ જરૂર રાખીશું' મેરીએ નરમાસથી જણાવ્યું. તે પુજ્ય ધર્મગુરુએ તે મહેરબાની માટે ખાસ ઉપકાર માની, ચોકાવળા તેણીના શેકહેન્ડ માટે લંબાયલા હાથ પર મીઠાસ ભર્યું ચુંબન કર્યું.

ફીલીપ આ મેહમાર ત્યાં બાજુમાં ઉભો રહી જોતો હતો, તેના તરફ તેઓ બન્નેમાંના કોઇનું પણ ધ્યાન ખેંચાયું નહિ. તે તો ધારતો હતો કે આ લખતા મંજનું જાનપુતળાંનો ખેલ કરતાં હતાં. તેને કાંઇક ગુસ્સો લાગ્યો પણ તુરત ફીકું હસી તે ચુપચુપ ચાલ્યો ગયો. બીજી પળે ફ્રાન્સીસ મેલવીલ રાણી માતાની હાજરીમાં હાજર થયો.

તે જવાન ખુબરૂ, દાઢી મુછ બોડાવેલો, ૭ ફીટ લાંબો, મજબુત ને ચાલાક જણાતો હતો. તે કદાવર અંગ્રેજ જવાન હતો અને તેની ચોહેરાની પેશાની, ભાગ્યે કે નહિ તેવી સફેદ-ફીત આંખો ને દમામદાર દેખાવ તેને પાંચે પાંચે શુદ્ધ અંગ્રેજ બચ્ચો જાહેર કરતાં હતાં. તેને જોતાંજ રાણી લગાર ખુશ થયલી જણાઇ.

'તું હમારી સેવા બજાવવા ઇચ્છે છે?' તેણીએ નરમાસથી પૂછ્યું.

'તેવી મારાં ખરાં જીગરની ઇચ્છા છે, નામવર રાણી માતા.'

'હમારા પેહેરેગીરોના ચાલાક વડાની હમોને ખાસ જરૂર છે. તમારા મામાજીની ભલામણ એટલી બધી મોટી છે કે હમો તે ઓધ્ધો તમને ખુશીથી આપે છીએ; પણ તે સાથે તમોને તમારા ઓધ્ધાને છાજતો દરજ્જો આપવાની વિશેષ જરૂર છે. ગુંઠણ ભંડયે પડો, ફ્રાન્સીસ મેલવીલ!'

'મારાં નામવર માતુશ્રી!' તે જવાન અજાયબીમાં ગરકાવ થઇ ગુંઠણ મંડયે પડતાં આભારના શબ્દો ઓચરવાને બદલે ફક્ત ત્રણ શબ્દો બોલી શક્યો. રાણીએ તેનીજ તરવાર તેની મ્યાનમાંથી ખેંચી કાઢી અને તેનાં ખભાં પર સહજ અડકાવતાં ખુશીથી કહ્યું.

'ઉઠો, સર ફ્રાન્સીસ મેલવીલ, મારા અંગરક્ષકોના વડા કેપટન, ઉઠો!'

'હું ખરાં જીગરથી ઇચ્છું છું કે મારે ત્યાં આવું ફરજંદ પેદા થાવ!' શરમથી લાલચોળ થયલા તે જવાનને જોતાં રાણી માતાએ ખરા જીગરથી વધાવ્યું.

'તમારી મોટી મહેરબાની થઇ, બહાલી મેરી!' કાર્ડીનલે પોતાના ભાણેજને આપવામાં આવેલા બહુ માનથી ખુશ થતાં આભાર માન્યો.

તે જવાન સેપાહ બચ્ચો સર ફ્રાન્સીસ મેલવીલ બાદ ઉભરાટમાં રાણી માતાના ઓરડામાંથી બહાર નીકળી હોશમાં થઇને જતા તેના કહેવા મુજબ આંધળાની પેઠે ચાલતા દુન્યામાંની સૌથી સુંદર નાર સાથે જોશમાં અથડી પડ્યો.

'બેઅદબી માફ છે' તેણે નરમાસથી પોતાની ટોપી કાઢી નમન કરતાં કહ્યું.

'ભલા સાહેબ, તમે કાંઇ ઘણી ઉતાવળમાં હતા ?' લેડી એડીથ હસી.

'માનવંત બાનુ, હું તેમ હતો, મને આશા છે કે મારી આંધળી ઉતાવળમાં તમોને કશી ઇજા થઇ ન હોય.'

'આંધળી ઉતાવળ ?'

'તે સિવા બીજું નામ શું આપું ?'

'ભલા, તમે તો કાંઇ ભેદમાં બોલો છો '-

'મારી નજર પર ફરી વળેલો પડદો હાલ માંજ તમારી સુંદરતાએ એકદમ ખુલ્લો કર્યો છે, બાનુ.'

'મશ્કરી ના કરો સીપાઇ' અમ્યાઓ બોલતા નથી પણ કરીને બતાવે છે.'

ખુશીમાં ગરકાવ થયલા તે જવાને લેડી એડીથનો હાથ પકડી તે પર ખરાં જીગર ન રે નથી એક કીસ કીધી.

તેણી શરમાઇ જતાં બોલી,

'તમે માન કહેવાનો અર્થ જુદોજ કીધો છે !'

'પણ ખચીત ! તમે લેડી એડીથ હાવર્ડ ને ?'

'હા' તેણી કાંઇક અચકતાં બોલી. 'અને તમે ત્યારે...'

'તમારો દોસ્ત, ફ્રાન્સીસ મેલવીલ, તમારા કાકાના બાગમાં પેરકી ને શેબ, ફળના ઝાડ પર ચેર ને શેબ તોડવા હું ચડતો તો !'

'ફ્રાન્સીસ મેલવીલ ? સાહેબ—કેટલો ફેરફાર—'

'ઠીક છે ને ?'

'હા—પણ આવા કદાવર ને દમામદાર જોવાની મેં આશા રાખી ન હતી.' તેણી કાંઇક ગુંચવાતી—શરમાતી બોલી.

અને તે સાંભળતાંજ તેણી પણ તે જવાનની સાથે ખડખડ હસવા પડી.

'તમે ક્યાં રહો છો ?'

'હું તો રાણી માતાની સેવામાં છું.

'ને તમારો દોસ્ત પહેરેગીરોનો વડો છે, એટલે લેડી એડીથ, આપણી મિત્રાચારી પાછી તાજી કરી શકીશું' તેણે મીઠાસથી તેણીનો નાજુક હાથ દબાવતાં કહ્યું.

'અલબત' તેવાજ ખુસ્સાબેર જવાબ મળ્યો.

'આપણે તે દોસ્તી તોડી ત્યાંથી શરૂ કરીએ કે ? તમે છ વર્ષનાં હતાં ને હું દસ વર્ષનો હતો ત્યારે મેં તમોને પરણવા માગ્યું હતું ને તમે તે કબુલ્યું હતું તે ધ્યાનમાં છે ને ?'

'મારે જવાનું છે, સર ફ્રાન્સીસ !' તે સુંદરી શરમથી લાલચોળ બનતી બોલી.

'પણ—'

'નહિ, મને ખરેખર જવા દો રાણી માતાને મારી હાજરીની જરૂર પડશે.'

'રાણી માતા—'

'અરે ભલા !'

'પણ એડીથ...'

'પણ એડીથે જવું જોઇએ ને ?' તેણી હસીને તેનો હાથ દાબી તેની પાસેથી સટકી જઇ નહાસતાં બોલી.

મેલવીલ તેણીને જોતો ત્યાં ઉભો રહ્યો.

'હું ઇચ્છું છું કે તે વચન પાળવામાં આવે તો...પણ કેમ નહિ ? યા ખુદા, એડીથ આવી ખુબસુરત હશે એમ મેં આજેજ જોયું.'

આ વખતે રાણી મેરી કાર્ડીનલ આગળ પોતાના દુઃખના રોદણા રડતી હતી. પાર્લામેન્ટ ફીલીપને રાજા તરીકે કબુલવા ના પાડી હતી તેની તેણી ફર્યાદ કરતી હતી.

'એ લોકની ઇચ્છાને લીધે ફીલીપ બહુ ગુસ્સે થઇ જે તમે તે કરે છે. એકવાર તે તાજાભિષેક થાયલો મારી ખાતરી છે કે તે મારી તરફ પોતાના સ્વાર્થને લીધે જરૂર વધુ રાખે તેમ,

કથાઓના ગોથાં પાણીમાં ન પડત ? તે ભલા જવાનના માર્ગમાં એકજ મોટી મુશ્કેલી નડી. તે પોતે પ્રોટેસ્ટંટ પંથને માનતો હતો, જો કે બીજાઓ તેને કેથોલીક ગણી લેતા હતા અને લેડી એડીથ! ઓહ, તેણી તો કેથોલીકજ હોવી જોઇએ! એટલે 'મિયાં મહાદેવનું જુગતું થાય' એ બનવા જોગ ન હતું. તે બાપડો બાતકર નસીબના કાંટા પર વિલાપ કરતો પોતાના ઓરડામાં બેઠો હતો; તેવામાં રાણીમાતા બાગમાંથી ફરી અંદર આવ્યાં હતાં કે નહિ તે જાણવા લેડી એડીથ તેને પૂછવા ત્યાં આવી.

'તેઓશ્રી નથી આવ્યાં, ભલાં બાનુ. હું પોતે તેમને દરબાર તરફથી આવેલી ખબર જણાવવા માગું છું. મહેરબાની કરીને જરા થોભો.' તેણીને બારણાં તરફ પાછી ફરતાં જોઇ તેણે બીહાસથી કહ્યું. 'મારે તમને કાંઇક પુછવું છે......તું જાણે છે એડીથ કે હું એક સેપાઇ બચ્ચો છું. મને બાપલો કરતાં આવડતાં નથી છતાં મારાં જીગરનાં ઉંડાણમાં જે કાંઇ છે તે ભટ દઇને ખોલી દેવાની મને ટેવ છે. અલબત તારા પગની રજ બરાબર પણ હું નથી પણ છે છતાં તને જણાવવાની મારી લાલચ હું થોભાવી શકતો નથી કે હું તને ખરાં જીગરથી ચાહું છું. એમ ના માનતી કે આપણી મુલાકાત ટુંક વખતની હોવાથી આ મારો પ્યાર પવિત્ર પ્રેમ નહિ પણ ખાલી જુસ્સો હશે. તું જાણે છે કે હું તો તને બચપણથી ચાહતો આવ્યો છું અને હું ધારૂં છું તેમ મારી જીંદગીના છેડા સુધી તને ચાહીશ. તારે જોઇએ તો મને તુચ્છકારી કાઢ...આહ! તું ચુપ છે તું ગુસ્સે તો નથી ને ?'

'ચુપ' લેડી એડીથ શરમથી લાલ ચોળ બનતી બોલી. 'રાણીમાતા કોઇપણ પળે અહીં આવી લાગશે.'

'તને ચાહવાની મને રજા આપ, મારા જાન!' તેણે જુસ્સાથી કહ્યું.

એક પળની ચુપકીદી ને લેડી એડીથનો હાથ સેકહેન્ડમાં લંબાયો કે જે પર તે હર્ષઘેલો જવાને ચુંબન કરી તેને પોતાની આંખોમાં લગાડ્યો. તેજ પળે તેઓ વચ્ચે જે મોટી નડતર આવી પડી હતી તેનો ખ્યાલ થતાં તે અચકયો પણ તુરતજ બોલી પડ્યો,

'મારા જાન, હું તને ખરાં જીગરથી ચાહું છું અને તેથી જે તારાપર સંપૂર્ણ વિશ્વાસ મુકું છું. મારી જીંદગીની દોરી ગોયા હું તને હસ્તક કરૂં છું—હું તો પ્રોટેસ્ટંટ છું.'

તે સાંભળતાં તેણીએ નાની જેવી ચીસ પાડી.

'મને માફ કર!' સર ફ્રાન્સીસે ગંભીર અવાજે જણાવ્યું. 'મારે તે જાણવું જોઇતું હતું. માફ કર! મને ભૂલી જા!'

'તે હવે કેમ બને, ફ્રાન્સીસ? હું પોતે પ્રોટેસ્ટંટ છું.'

તે જવાન એક પળ સુધી દંગ થઇ ગયો. બીજી પળે તેણે લેડી એડીથને પોતાની બાથમાં પકડી ચુમ્મીઓથી ગુંગળાવી મુકી.

'ત્યારે તો તું હવે મારી...મારી પોતાનીજ છે.' તે હર્ષઘેલો બનતાં બોલ્યો.

'શુકર ખુદા! તે બાપની બહુ મોટી મેહેર છે.' તે સુંદરી, ખુશ થતી તેને વળગતી બોલી.

'આહ! મને કાંઇક ડર લાગે છે,' તેણી કાંઇક ગમખ્વાર થતી બોલી.

'શાનો? શાનો ડર? મને કહે, મારા જાન!'

'ભવિષ્યનો' એક પળ અચકી તેણી બોલી. તે તો ફીલીપનું નામ બોલવા જતી હતી પણ તેમ થતાં રખે તે જવાન તેની સામે થઇ પોતાનું સત્યાનાશ વાળે તેનો તેણીને ડર થયો.

'ભવિષ્યનો ડર શા માટે હાલમાં, મારા પ્યાર? ભવિષ્યની વાત ઇશ્વરાધિન છે. હું [illegible] જીગર કે પવિત્ર પ્યાર તે ઇશ્વર છે ને ઇશ્વર તે પવિત્ર પ્યાર છે.'

'સર ફ્રાન્સીસ, નામવર રાણી માતા પોતાના ઓરડામાં પાછાં ફર્યાં છે અને તમોને બોલાવે છે।'

લેડી એડીથને શેકહેન્ડ કરી તે જવાન તે કમરેથી છુટો ગયો.

રાણી પોતાના ઓરડામાં એકલીજ હતી એટલે તેણીએ તેને સારો આવકાર આપ્યો.

'સર ફ્રાન્સીસ, હમો તમારી સેવાથી બહુ ખુશ થયાં છીએ.'

'આ તુચ્છ જીંદગી આપની સેવામાં હાજર છે, નામવર.'

'છોકરા, તું મને ઘણો ગમે છે તેથી તારૂં ભલું કરવા હું લલચાઉં છું. હું તને તારા દરજ્જામાં વધારૂં પણ—' તેણી લગાર અચકીને બોલી, 'તું કોઇ પર કદી પ્રેમમાં પડ્યો છે !'

'મારો દાર !' તે જવાન પટપટ્યો. 'કમબખ્ત પોતાની સાથે પ્યાર કરવા મને કહેછે કે શું !'

'આહ, પછી બખતને...તમે બધા મરદો એવાજ છો !' રાણી હસીને બોલી. 'પણ તારાં જીગરનાં ઉંડાણમાં એવું કોઇ છે કે જેને ખાતર તારી જીંદગીનો ભોગ આપવા પણ તું તૈયાર થાય...કોઇને તું પરણી શકે તેવું છે ?'

'અત્યાર સુધી તો કોઇ નથી, મારાં નામવર.' રાણી માતાને લગાર ગીલી લાગી.

'આહ !' તેઓ નીસાસો મુકતાં બોલ્યાં. 'તેવી હિંમત મને જણાવતાં કશી હરકત નથી, સમજ્યો કે !'

તે જવાન આ સાંભળતાંજ બહુ મુશ્કેલીથી પોતાનું હસવું દબાવી શક્યો. તેની ખાતરી થઇ કે રાણીએ તેના બોલવાનો જુદોજ અર્થ કર્યો હતો તેથી તેણે નરમાશથી જણાવ્યું,

'તમારો ગરીબ દાસ એવી ઉંચે નજર પ્રેમને માટે કરવાની કેમ હિંમત કરી શકે !'

'શું દુન્યામાં એવો કોઇ માણસ છે કે ખરા પ્રેમને ખાતરજ પ્રેમ કરે છે !'

'દુન્યા કશાથી વાંઝણી નથી, મારાં નામવર.'

'હું તો તેવા અપવાદ તરીકે ફક્ત તારો મામાજી નામવર કાર્ડીનલ સાહેબનેજ ઓળખું છું. તેઓ ખરેખરા મરદ બચ્ચા છે !' તેણીએ ગમગીનીપણે જણાવ્યું પછી ફરી તેના ચહેરા તરફ જોતાં કહ્યું,

'સર ફ્રાન્સીસ, તારાં લગ્નની વાત કરવા મેં તને અહીં બોલાવ્યો છે.'

'મારાં લગ્ન, મારાં નામવર.'

'તેં હમણાંજ જણાવ્યું તેમ તું કોઇનાં બંધનમાં નથી તો પછી પરણતો કાં નહિ ? હમો તને મોટા દરજ્જે આપીશું. તારે માટે મેં પસંદ કરેલી નારમાં તને કદી ખામી જણાશે નહિ. રાજા તો તેને દેવાંશી નાર ગણાવે છે અને હું જાણું છું તેમ તેણી જેટલી ખુબસુરત છે તેટલીજ ભલી ને સદ્ગુણી છે.'

'રાજાજી, મારાં નામવર ?'

'હા. તું શું એમ ધારે છે કે તેમને પરિક્ષા કરતાં આવડતી નથી ? તારાં ભલાં માટે હું તો કહું છું. તેણી ઘણી સુંદર, શ્રીમંત ને ભલી છે. મારો બહાદુર કેપટન તો શું જેમ !' રાણી હસી. 'આહ, મારે તમોને ઇન્ટ્રોડયુસ કરવાં પડશે. તે હાંજ મારી સેવામાં કેટલોક વખત થયાં છે' અને બીજી પળે ઘંટ ફોડી રાણીએ લેડી એડીથને પોતાની સમક્ષ બોલાવી.

'મારાં નામવર, કાળી આંખોવાળી નખરાંબાજ સ્ત્રી આગળ મોકલવા કરતાં મને લડાઇ પર મોકલો' તે જવાને જણાવ્યું.

'નહિ, તેની આંખો કાળી નહિ પણ ભુરી છે, મારા દીકરા ! મને લાગે છે કે રખે તું નહાસી જાય તે માટે તને પરહેજ કરાવવો જો-

ધશે. તું એવાં ઢોલા-પાન્યાં ક્યારના ? નામવર કાર્ડીનલને મને કહેવું પડશે. વલ્લાહ ! પોર્યા તું મને બનાવતો તો નથીને ? તું સુંદર લેડી એડી-થને મળ્યો છે કે ? ચાલ, કબુલ કર ! '

' બેઅદબી માફ છે, મારાં નામવર, હું તેણીને વર્ષોની ઓળખું છું. '

તેજ પળે લેડી એડીથ ત્યાં આવી.

' આપ નામવરે મને બોલાવી છે ? '

' હા, હું ફીકકી કેમ ? શાને માટે બીહે છે ? હું તને મારા અંગ રક્ષકોનો આ શુરવીર વડો સર ફ્રાન્સીસ મેલવીલ ભેટ કરવા માંગું છું કે જે જો તને પસંદ પડશે તો હજી વધુ ઉંચ દરજ્જો પામશે ! '

' મારાં નામવર ! '

' તારી રાણીને માફ કર. યાદ રાખ કે તારાં ભલાં માટેજ આ પગલું છે. સર ફ્રાન્સીસ તારી સાથે પરણવા માંગે છે અને તેથી તમો વચ્ચે હું પડી છું. મારાં બચ્ચાં, તું ઘણી ફીકકી પડી ગઇ છે. એમાં બીહવાનું કશું નથી. હું જાણું છું કે અદરાયલાં જોડાંને થોડો વખત એકમેકનાં સમાગમમાં આવવાનું ગમે છે પણ મારી ઇચ્છા તમોને એકદમ પરણાવી દેવાની છે. મારી ખાતરી છે કે તમો બન્ને એક-મેકને તદ્દન લાયકનાં થઇ પડશો, અને ધ્યાનમાં રાખજો કે તેમ કરવા તમારાં રાણી ઇચ્છેછે બલકે તમોને તેઓ ફરમાવે છે. મારા ખાસ પાદરી તમોને પરણાવી આપશે, અને હમો તમો બન્નેને હમારા ખાસ આશરામાં લઇશું. '

લેડી એડીથનો ચહેરો ઉજળો સફેદ થઇ ગયો. સર ફ્રાન્સીસે કાંઇક બોલવા ચાહ્યું પણ તેને અટકાવી રાણીએ જણાવ્યું,

' સર ફ્રાન્સીસ, હમો જાણીએ છીએ કે તમો કાંઇક પ્રોટેસ્ટંટ પંથવાળા ચુમ્બો તરફ ઢળેલા છો પણ તમારા મામાજી ખાતરી આપે છે કે તમો આપણા પવિત્ર પંથને બહુજ માન આપો છો અટલે તમાને આ ભલા કેથોલીક બાનુ સાથે મારા પોતાનો પાદરી આગળ પરણતાં કશી અડચણ આવનાર નથી. તમો બન્નેને કાંઇક દીલ લગીની વાતો કરવા હું છોડી જાઉં છું. મારી ખાતરી છે કે ભવિષ્ય માટેની ગોઠવણોનો ટુંક વિચાર તમો બન્ને એકમેકને વળગી સહેલ કરી શકશો. '

એમ કહેતાંજ રાણી તે ઓરડામાં ખુશ થતાં ચાલી ગયાં. ફીલીપને તેની યુકિતમાં ફતેહ-મળ્યો હતો તથા કાર્ડીનલને ખુશ કર્યો હતો તે વિચારથી તેણીને ગીલગીલ્યાં છુટતાં હતાં.

તે બાપડાં બન્ને અજાયબીનાં ઉંડા ગાર-માંથી હવેજ જાગ્રત થયાં ? હવે કરવું કેમ તેનો ખ્યાલ થયો. તેઓ પ્રોટેસ્ટંટ પંથનાં હતાં એટલે કેથોલીક પાદરી લગ્ન કરે તે તો કદી બની શકે તેમ તો હતુંજ નહિ. તે મુસ્કેલી-માંથી બચવાનો માર્ગ રાણી પોતાની ઇચ્છાને તાબે થવાનું ના પાડવામાંજ હતો.

' મારા જાન, કોઇક મોટી આફત મારી પર આવવાની છે ? ' એડીથ પોતાના વહાલાને વળગતી રડમસ ચહેરે બોલી. ' રાજાએ મને છાપરે ચઢાવીને ચઢાવી કે મને ખતરો પ-ડયો છે. '

' રાજા...રાજા કોણ...ક્યાર ? '

' રાજા ફીલીપ-મારી ખાતરી થઇ છે કે તેનીજ ખાસ ઇચ્છાઓને લીધે મને આ નોકરી આપવામાં આવી છે. રાજાની એ મહોકાંક્ષને લીધે હું ઇંચેઇંચ નિર્દોષ છું, છતાં રાણી મારી અજબ અદેખાઇ કરે છે. હું તો કંગાળ થઇ ગઇ છું. તને મારી સાથે આરતમાં ખેંચી જતાં મને તો હવે ધ્રુજારાં છુટે છે. '

' મારાં બુલબુલ, તારે કશાની વાતથી ડરવાની જરૂર નથી. મારી તરવાર ને મારો હાથ તારા બચાવ માટે હમેશાં હાજર છે. તે ઉપરાંત મારી સત્તા એટલી મોટી છે કે તેનો

ચાલે સુધીક તું કરી શકે તેમ નથી.

'રાણી પૂછી આવશે; આપણે શું કરશું ?'

'આ આકૃતથી ગયેલા વખત ભેળએ ને બધી ખુપાચુપ પરણી જઈએ...ચુપ, પેલી આવે છે !'

રાણી સેરી અંદર આવતી જણાઈ. તેણીને જાણે જોઈજ ન હોય તેમ ફ્રાન્સીસે કહ્યું,

'ભલાં એડીથ, હું કોઈ પણ રીતે ઉતાવળ કરતો નથી. મારા આગ્રહ પ્યાર ખાતે તમે વિચાર કરી આવતી કાલે મને જણાવશો તો ઉપકારી થઈશ.'

'આવતી કાલે !' રાણી સહેજ ગભરાઈ.

'શું મારી ખાસ ઇચ્છા તરછોડવામાં આવી છે ! હુકતી, મેં શું તને કોઈ બાબતની વરૂ ને ખુંધા, કાંણા સાથે પરણાવવા માંગી છે ? અલબત્ત તું ખુબસુરત તો છે પણ તે શું ચાલુ રહેવાની છે ? એ ખુબસુરતી જવાની તુલીક ચાલશે પણ પછી શું ? તારા કરતાં કાંઈ હલકાં ખાનદાનનો સર ફ્રાન્સીસ નથી. તું જાણે છે કે એ હમારા પોતાના અંગત ભેળાનો ભાણેજ છે, અર્લ ઑફ સેલીસબરીના દીકરાનો દીકરો છે ને નામવર કાર્ડીનલ પોલની અસંખ્ય દોલતનો એકલો વારેસ છે.'

'હું બે હાથ જોડી અરજ કરૂં છું, મારાં નામવર કે મને વિચાર કરવા એક થોડો વખત આપો' એડીથ કરગરી.

'એટલે તારો જવાબ એ છે કે તું હમારી મરજી કબુલવાની ના પાડે છે ?'

'મને થોડો વખત આપો તો આભારી થઈશ, માતાજી.' રાણીનાં ભવાંનો ચિડલો ગરી ગયો પણ બીજું થઈ શકે તેમ ન હતું.

'હુકતી, મને તો એમાં કાંઈ ભેદ જણાય છે. ભોલ રાસ્ટ, હું તારા જવાબની આવતી કાલે રાહ જોઈશ.'

લેડી એડીથ માનથી નમી ત્યાંથી ચાલી ગઈ. રાણીએ સર ફ્રાન્સીસની હજુર, ચાહી પણ તેણે લેડી એડીથને વિચાર કરવા વધુ વખત આપવાની માંગણી કરી કે કશો પણ જવાબ આપ્યાં વિના તેને રૂખસદ આપી.

ગરીબ બીચારી એડીથ ! તે ભયાનક આફતમાંથી કેવી રીતે બચવું તેનો ખ્યાલ કરતી તેણી બાગમાં ફરવા લાગી. તેણીને લાગ્યું કે તે નોકરીથી છૂટા થવાની રજા માંગવાથી કાંઈ વળશે નહિ. તેણી પોતે સર ફ્રાન્સીસને ખરાં જીગરથી ચહાતી હતી એટલે તેણીને તે બાબે મોટી ધીરજ હતી.

વિચારના વમળમાં વિંટળાયલી તેણી તે બાગના ઉંડાણમાં આમથી તેમ ફરવા લાગી. તેવામાં બાજુમાંથી ઘુવડ પક્ષીના ત્રણ પોકારો એક પછી એક થયા ને બે સેકન્ડ પછી તેનો વળતો જવાબ થયો. દીવસનાં ઘુવડો ફરતાં હતાં તે જાણી તેણીને અજાયબી લાગી.

'અજબ !' તેણી બડબડી. 'ઘુવડ સૂર્યાસ્ત આગમજ બહાર નીકળતું નથી, ને એમ કેમ ? તેણીએ પાછાં પગલાં ભરવા માંડ્યાં પણ તેણીની પૂંઠે કોઈ આવતું હતું તેનું ભાન તેણીને થયું નહિ. થોડે જતાં પગલાંના અવાજથી ચોંકી. તેણીએ પાછળથી ફરીને જોયું તો રાજાને તેણી તરફ આવતાં જોયો. તેણીને જોતાંજ તે માનથી નમ્યો.

'કેમ છો, લેડી એડીથ—ખુશ તો ખરાં. ક્યાં પધારો છો !' તેણે પૂછ્યું.

'મહેલમાં જાઉં છું, નામવર.'

'શું તું ત્યાં સુખી છે !'

'હું મારી ફરજ બજાવતી લાગુ છું.'

'અલબત્ત તે ના કોણ કહે છે ! પણ શું તું સુખી છે !' લેડી એડીથ ચુપ રહી.

'આહ, તું સુખી નથી !...તારા અવાજમાં દીલગીરીનો અંશ ખુલ્લો સંભળાય છે.'

'તમારી ભૂલ છે, મારા નામવર—મને ફક્ત આ દરબારી જીંદગી ગમતી નથી.'

'મને લાગ્યુંજ કે તું ત્યાં સુખી નથી. તને તો પ્યારવાળી જીંદગીની જરૂર છે કે જે પ્યારના જુસ્સો આખા શરીરમાં ફરી વળી આપણને નવિન જીવન આપે છે.' તે હવસીએ પોતાની જાળ પાથરતાં ખુશાળીમાં ચમકારા મારતી આંખો સહીત તેણી તરફ જોતાં કહ્યું.

'મને જવાની રજા આપો. મુરબ્બીજી!'

'રજા! કદીએ નહિ, મારી મીઠી. તારી સ્વર્ગિય ખુબસુરતી મને બેતાબ કરે છે. આવ, મારી પોપટી! આવ, આપણે આ જંગલમાં લગાર લટાર મારીએ' અને તેણે તેણીને પકડવાની મિથ્યા તજવીજ કરી.

'મુરબ્બીજી!' તેના હાથમાંથી સટકી જતાં તેણી પુકારી. 'રાણી માતા મારી રાહ જૂએ છે!'

'તે ડાબાનું નામ ના દે, મારી આગળ! મારી બુલબુલ, તે સાંભળતાંજ મારૂં લોહી ઠુંડગાર થઇ જાય છે, જ્યારે તારૂં નામ સાંભળતાં તે જોશમાં દોડે છે. આવ, મારાં જીગર...એક કીસ...એક કોટી...મને કહે કે તું હવેથી મારીજ છે!'

તે નિર્દોષ નાર બેભાન થઇ જતી લાગી. તેણીએ લાચારીમાં આમતેમ જોયું પણ કયેથી મદદ મળે તેમ લાગ્યું નહિ. એટલે તેણીએ જંગલ તરફ બાહોમ દોડવા માંડયું. આખેર કરે ને પણ તે બાપડી અબળા હતી. તેણી હરણીની પેઠે દોડી પણ હવસની આંધળી ધુંધમાં દીવાનો બનેલો તે હેવાન તેણીની લગોલગ આવી પુગ્યો. તેનો દમ તેણીની ગરદન પર ફુંફાડા મારતો આવતો તેણીને લાગ્યો. તેણીના ખભાં પર તેનો હાથ પડતાંજ તેણી તેના તરફ ગુસ્સાભેર ફરી પૂકારી,

'મુરબ્બીજી!'

'ઓહ તારી!' તે હસ્યો ને તેણીને પોતાની બાથમાં જકડી કીસ લેવાની કોશેશ કીધી. તે નિર્દોષ નાર હવે ગુસ્સામાં સાફ સાફ દીવાની બની ગઇ. તેણીએ તે કોરધાના મોઢાં પર મુકીઓનો વરસાદ વરસાવ્યો. તેમ થતાં રાજાના હોઠોમાંથી લોહી નીકળ્યું. ગભરાટમાં સ્તબ્ધ થઇ તેણે તેણીને છોડી દીધી કે તે બાપડીએ મહેલ તરફ દોડ મુકી.

ફીલીપ તેણીની પુઠે દોડવા જતો હતો તે વાંમાં તેણે સામી બાજુએથી તેના મદદનીશ ડયુક ઓરસુનોને આવતો જોયો કે તુરત રસ્તે થઇને તે મહેલ તરફ નીકળી ગયો ને ખાનગી દરવાજે થઇને તે લેડી એડીથના ઓરડા તરફ જઇને ઉભો. બીજી પળે તે બાપડી તેના હાથમાં આવી ફસી.

ફરી પાછી પોતાને તે બલામાં પોતાને સપડાવલી જોઇ કુનેવળે કામ કાંઢી લઇ છટકી જવામાં તેણીને ડહાપણ જણાયું.

'મારા નામવર!' તેણી નમ્ર થતી બોલી 'મને માફ કરો, હું ઉશ્કેરાઇ ગઇ હતી. નૂકર કદીબી નહિ કરવાનું કરતે નહિ તમો મુરબ્બી તરફ નજર કરવાને વરીક હું મજાલ ધરાવી શક્તી નથી હું તમોને કરગરીને વિનંતી કરૂં છું કે મને જવાદો.'

તે બન્નેએ આઇનેઝને ત્યાં આવતી જોઇ નહિ. તે છાન-પૂતળાંનો ફારસ જોતાં તેણી બાપડી હોઠ કરડતી ત્યાંથી ચાલી ગઇ.

'આહ, તારી સીફત જાણી, જોનેમન! તું મનેબી ઠગે!...તારા રાજાને!.. વલ્લાહ!' ફીલી પે તે બોલતાં ફરી પાછી લેડી એડીથને પોતાનાં હૈયાં સરસી દાબવાની કોશેશ કીધી પણ તેણીએ નખર્યાં માર્યાં. તે હોજાતોજીમાં તેણીનો ડ્રેસ ફાટી જઇ ફાટી ગયો. રાજાના હાથમાં છટકી તે બાપડી દોડી પણ ફીલીપ તેણીની પુઠે પડયો. ભયમાં તેણી ફીલીપના ખાસ ખાનગી ઓરડાઓ તરફજ દોડી પણ પોતાની ભૂલ જોતાં ડાબી તરફ ફરીને બીજી પળે રાણી માતાને જઇને અડકી પડી, જેણી તે બન્ને જોતાંજ અજાયબીમાં ફાટી ગઇ. તે કારસો હસીને તે નિર્દોષ બાપડીને રાણીના

ગુસ્સાનો ભોગ કરી પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

'માતાજી!' તે બાપડી ગુંદણ મંડપે પડી કરગરી બોલી.

'આહા, એનેજ પ્યાંતર તેં સર ફ્રાન્સીસ સાથે પરણવા ના પાડ્યું હતું કે? એ માટે તું ફંખત માગતી હતી કે!' રાણી દાંત કચકચાવતી પૂકારી. 'કાભા, તું હવડાં રાજાના ઓરડામાંથી આવી કે!!'

'હું ભૂલમાં તે તરફ દોડી ગઇ હતી માતુશ્રી!'

'તારો ડ્રેસ ફાટી ગયો છે, તારા બાલ સુંખાઇ ગયા છે તેમી બધું અકસ્માતથીજ થયું કે? કંગાળ, તારો ગોરો ચહેરો કાળો કણક કેમ નહિ થયો? મરદોને લલચાવના તમો કંગાળો તમોને મળેલી ખૂબસુરતી બક્ષેસનો કેવો બુરો ઉપયોગ કરો છો! ભટ પડજો તમારી જીંદગી પર! નીકળ હરામી—બદમાશ! મારી આગળથી નીકળ, નહિ તર હાલ જ તારો ટોટો પીસી નાંખસ!'

તે કમનસીબે ખોલાસો કરવાની ફોકટ તજવીજ કરી.

'જા ..એકદમ જા...કંગાળ, તારી બદમારી કોઇની ખોલાસાથી ઓછી થનાર નથી.' અને ચોમેરથી હેરાન—પરેશાન થયલી તે દુઃખી બાળા લથડતે પગલે જઇ પોતાના ઓરડામાં બહાર પડી.

રાણીએ બીજી પળે પોતાના ખાસ પાદરી ફાધર એનોકને બોલાવી મંગાવ્યો. રાણીનો ગુસ્સાથી કાળો કણક થઇ ગયેલો ચહેરો જોતાંજ તે ગુંચવાયો. ધીમેથી તે ઓરડામાં અદબ વાળી તેણીની સમક્ષ ઉભો.

'બેટી, તું દુઃખી છે.'

'ફાધર, લેડી એડીથ આપણા પુજ્ય ધર્મને યોગ્યતે માનતી નથી એમ તમે માનો છો ને!' રાણીએ તે કબુલ કરી દેશે એવી આશાએ સવાલ કર્યો. જવાબને બદલે તે ડોકું નમાવી ચુપ ઉભો. તેની ચુપકીદીથી રાણીના ગુસ્સાની ફીટકી સદંતર ફાટી ગઇ અને તેણી ઉછાઇને તુંદાઇથી બબ્બાણી,

'ફાધર, તું કેમ મને જવાબ નથી આપતો?'

'મારી માન્યતા મુજબ તે બચ્ચું આપણા પંથને ઘણાં હેતથી માને છે.'

'હું કહુંછ કે તે રાં—દગાખોર છે. તમારે તે સાબેત કરવું પડશે. હવડાં મેં તેને ફાટેલે ડ્રેસે ને પીખાયલે બાલે બહાર આવતાં જોઇ હતી. તેથી વધુ શું જોઇએ છે?'

'એટલે, તમો નામવર તેના પર ધર્મનો આરોપ મુકતાં નથી.'

'શું મારા મહેલમાં આવાં ધતીંગો હું ચાલવા દઉં! ફાધર, મને મદદ કરો. મને કશું સુઝ પડતું નથી. આ નાપાકને મારા રસ્તામાંથી કેમ દુર કરૂં તે મને બતાવો. હું એને બાંધી દાંડી કાઢું પણ તેમ છતાં ફીરાપ એની પૂઠે જવા વિના રહેજ નહિ. હું તમારે ભરૂસે છું. આ મારો હરીફ દુર કરો. એણે મારા માટીને મારા પાસાંમાંથી ચોરી લીધો છે હા, એ શયતાનની દીકરીએ શયતાન્યત કરી છે.'

'રાજા સાહેબે તેણીને દરબારમાં રોખવાની ખાસ ફરજ પાડી હતી ને!'

'હા, અને તેથી તો હું તેને હમેશાં ધિક્કારતી હતી. તે હવે છચોક મારા માર્ગમાં આડી આવી છે. એને મેં સર ફ્રાન્સીસ મેલવીલ સાથે પરણવા કહ્યુંતું પણ તે તેણે ના કહ્યું. શા માટે ના કહ્યું તે હું હવેજ સમજી. એ તો ખુદ રાજાને પોતાને પૂછડે બાંધી ફરવા માંગે છે. એને મારે માટે દૂર કરો. મારી, મારાં રાજ્યની અને આપણા ધર્મની તેમ કરી તમો સેવા બજાવશો; પણ સંભાળજો મારી કીકેરલીથી તે કામ થયું નથી એવી રીતે કામ કરજો. મારૂ

નામ બહાર આવ્યું તો પેણામાંથી ચૂલામાં પડવા સમાન થશે. એ રાં—ડાકણ છે. એ ડાકણજ છે !' તેણી ભારે ગુસ્સામાં પૂકારી.

'તેની સાબેતી શી ?' તે પાદરીએ સવાલ કર્યો:

'તે સાબેતી તમારે મેળવવાની છે ને. તે સેવાના બદલામાં તમોને કાર્ડીનલ બનાવીશ.'

ઇશ્વરભક્તિમાં લીન થઇ ગયલા તે ખાટી આદમની આંખો આ બહુ માનવું નામ સાંભળતાંજ ખુશાલીમાં ચમકારા મારવા લાગી. તે કાંઇ જેવું તેવું માન ન હતું અને તે માટે તે પાદરી પોતાનો આત્મા સયતાનને વકીક વેચવા ચુકે તેમ નહોતું.

'તમારા આ આરોપ માટે કાંઇ સાધારણ કારણ બી છે ?'

'મેં એવું સાંભળ્યું છે કે ભલા બોનરે જે ધર્મ વિરૂધ્ધીઓને હવડાં જીવતા બાળી મુક્યા છે તેમની તરફ એ રાં—દીલસોજી ધરાવે છે.' રાણીએ લાં સાફ સાફ જૂઠું તરકટ જોડી કાઢતાં જણાવ્યું.

'આહ ! મહેરબાની કરી આપ નામવર એ બાઇને મારા ઓરડામાં મોકલશોજી !'

'તે ડાકણ છે એવી તમારી ખાતરી થઇછ ને ?' નેર્બુએ પૂછ્યું.

'એ જો જરા અચકશે તો—' તે ધર્મિકે આસમાન તરફ ડોળા ચડાવી ગંભિરપણે ઉંચે જોયું.

રાણીના ઉકળેલા જીવને લગાર શાંતિ થઇ ખરી પણ તેણી ગુસ્સાભેર ઉશ્કેરવા લાગી

'એને બાળી મુકજો, ફાધર ! એ રાં—ડાકણને તો જીવતી બાળી મુકવી જોઇએ !' ગુસ્સામાં આંધળી બનેલી તે દીવાની સાફ સાફ ગેર ઇનસાફ કરવા લાગી. 'એ કાળાના ગોરા ગોરા ને લાલમ લાલ ગોહરાએજ જાદુઇ કરી રાજાને લલચાવ્યો છે. તેને એકદમ બાળીને કોલો થયુંક કરી મુકજો કે ફરીથી એવી જાતની બદમાશી કરવા કોઇ લલચાય નહિ.'

'એ બાઇને મારી આગળ મોકલો' તે પાદરીએ હુકમાં જણાવી ત્યાંથી ચાલતી પકડી.

અને તે છેડાયલી રાણી ઓરડામાં ફરવા લાગી.

'કાર્ડીનલનો ઓધ્ધો—આહ ! એવા સત્તર ઓધ્ધા મારી મતલબને માટે હું આપું !' તેણી પૂકારી પણ બીજી પળે ડડડડ રડતી બાજુમાંની *ખુરસીપર ધબડાઇ પડી તતરવા લાગી. 'ફીલીપ* ...ફીલીપ...મારા ફીલીપ !...યા ખુદા ! એ, ફકત જાણે કે હું તેના પર કેવી દીવાની બનેલી છું ને તેનાં એક પ્યાર ભર્યા શબ્દને ખાતર કેવી તલખું છું...ઓ ખુદા ! મારા નસીબમાં શું એ સ્વર્ગિય સુખ નથી. કંગાળમાં કંગાળ લોકો પ્યાર ભરી જીંદગીથી પોતાની કંગાળ જીંદગીને સુખી બનાવે છે તો સુખ ને દોલતના ઢગમાં રોળાતી હું કાં દુઃખી બનું ?...બાહ, હું શું કેદરપી કે ખુધી, ખોડી—કાંણી છું ! આહ ! હું તો આજે એ શુખને લાત મારી, મારી આગળથી દુર ફેંકી દઉં પણ—તેના વિના મને આ જીંદગી કુચા સમાન છે. હું એને ખરા જીગરથી ચાહું છું. ખુદા મને તે માટે પૂરતી શક્તિ આપો !'

બીજી પળે તેણીનો ચંગ ફુટયો અને તેણીએ ફીલીપને મળવા બોલાવ્યો. તે પછી તે મુલાકાત ફળદાયક નિવડે એવી ખરાં જીગરની દુવા તેણીએ તે મદાન બાપની દરગાહમાં ગુંઠણ મંડએ પડી ગુજારી.

પા કલાક પછી ફીલીપ મચકાનો-મરડા તો અંદર આવ્યો.

'કેમ, મારી વહાલી મેરી, તારી શી ફરમાશ છે ?' તેણે મીઠાસથી પૂછ્યું.

રાણી સાથે ઉભો રહેતાં તેણીએ જણાવ્યું:

'મારે તને કાંઈક કહેવું છે, ફીલીપ.'

'મારી વહાલી, તું શું મારે માટે જીંદગી ધરતી હતી!' તેણે સવાલ કર્યો.

'ફીલીપ, મારી તે ફરજ હું હમેશાં બજાવું છું.'

'તે માટે તારી મહેરબાની થઈ. સેવક નમે છે. તે છતાં મને લાગે છે કે તું મારે માટે બુરા ખ્યાલો કરે છે!'

'ઓ! નાના, વહાલા ફીલીપ, તારે માટે કશા બુરા નહિ.'

'હું કહું છું કે તે ખરી વાત છે!'

'શું મને કશુંએ કારણ નથી મળ્યું? લોર્ડ, શા માટે તેં તે ડાકણ લેડી એડીથને અહીં બોલાવવાની હદ કરી? હું માનતી હતી કે તેમ કરતાં કાંઈએ સારૂં પરિણામ આવનાર ન હતું પણ તને ખુશ કરવા મને તાબે થવું પડયું હતું.'

તેજ પળે આઇનેઝ ફીલીપને, મારેનું એક અગત્યનું કાગળ આપી ત્યાં આવી ઉભી.

'હું જાણું છું તેમ ફીલીપ, તારી ને લેડી એડીથ પ્રત્યે આવો વ્યવહાર છે.' તે શું કહીને હસી પડયો.

'તારામાં શક્તિ હોય તો ના પાડ!' રાણી ચીચવાઇ, પણ તે તો પેટ પકડી પકડીને હસવા લાગ્યો.

ગરીબ બીચારી આઇનેઝ! તે સાંભળતાંજ તેણીનો જીવ નીકળી ગયો. તે કાગળ આપવાને બદલે તેણી ચુપચુપ પાછી ચાલી ગઇ. તેણીના આંધળા વિશ્વાસને જબરો ધક્કો પડયો હતો. પોતાના ઓરડામાં જઇ ઉંધે મસ્તકે પડી તેણી પોકમાર રડી.

જીંદગી જ્યાં સુધી તું મારી આજ્ઞાઓ, ફરમાવો ફરજીયાત પાળશે નહિ ત્યાં સુધી તારે, હવેથી મારા ઓરડામાં આવવું નહિ!' રાણી એક દમ તરછોડ પર ઉતરી જતાં પુકારી.

'માનવંત શાહનશાહ, બાનુ, તમારી આ મોટી મહેરબાની માટે ફીલીપ આપનો અનંત ઉપકારી થયો છે,' ફીલીપે નાટકી ઢબે રમુજ કરતાં કહ્યું, અને નમન કરી ઓરડામાંથી બહાર જવા નીકળ્યો કે મેરીએ તેને પાછો બોલાવ્યો.

ગરીબ મેરી! તેણી જો જાણતે કે તેણીના આ હુકમે તેને એકદમ નરમઘેંસ બનાવી દઇ તેણીનો તાબેદાર જેવો બનાવ્યો હતો તો પાછો બોલાવવા આગમજ તેણી પોતાનો જમણો હાથ સાફ કાપી નાખતે. રાજા ખરેજ ગભરાયો હતો. તેણે જોયું કે ખુલ્લી મારામારી થતાં અંગ્રેજ પ્રજા ખુશીથી પોતાની રાણીની તરફેણ કરી તેને પાણીચું નાળીયેર આપશે, એટલે જેની ખાસ તે આરજુ કરતો હતો તે મળે તેવો સંભવ નહતો.

'ના, ના' તેણી રડમસ થતી પુકારી. 'માફ કર! હું અદેખી બની. એટલો બધો ધાતકી કાં થાય છે? શું તારી પાસે મારે માટે પ્યારનો એક કતરો પણ બાકી નથી!'

ફીલીપ તો આ ફેરફાર જોતાં અજાયબીમ હસજ થઇ ગયો. તેણે જોયું કે ફત્તેહ તો આખરે તેનીજ થઇ હતી એટલે તેનો લાભ લુંટાવતં લેવામાં તેણે ડહાપણ જોયું.

'કાંઇ નહિ, હું બે પાંચ દિવસમાં સ્પેન ચાલી જવાનો વિચાર રાખું છું.'

'તું શું મને છોડી જવા માંગે છે!'

'તારી તરફનાં અપમાન ખમવા કરતાં તેમ કરવું બહેતર છે. મારા દેશમાં મારી સામે એક આંગળી ઉંચકવા પણ કોઇ હિમ્મત કરી શકતું નથી. બેશક એડીથ માટે

તારો ખાસી 'ધ્ખારો' છે. અલબત હું તેની ખુબસુરતી વખાણું છું પણ કયો ખાખી માણસ તે મહાન કિરતારની આ કિમતી પૈદાયશની પરસ્તેશ કરતો નથી ? શું ખુબસુરતી ને જોવી ને વખાણવી તેમાં કાંઇ પાપ છે ?'

'પણ તું તો તેને ચાહે છે ?'

'કબુલ-એ 'ચાહ ને કોશી' મારી પાસે નથી. શું મને તું જાનીને ચહાવાનું પુરતું નથી કે બીજા તરફ હું ભટકું ? ખોશ, તારા જેવો હીરો મુકી હું પથરનો પકડું એવો ગુમખ નથીજ !'

ગ્રણીને લાગ્યું કે તે સાફ સાફ ઠગતો હતો છતાં તેની આ ઠગાઇ તેણીને કાંઇક ઘણીજ ગમી આવી. બીજી પળે ફીલીપે તેણીને પોતાની હૈયા સરસી દાબી-ભચડી ને ચુમીઓનો વરસાદ વરસાવ્યો.

'તારી પાર્લામેંટે મારો રાજ્યાભિષેક કરવોજ જોઇએ. હું બહુ ખોટી થયો છું, મેરી !'

'હું ફરીથી તેમને સમજાવીશ' મેરી કરગરી.

'સમજાવે !' ફીલીપ બખાળ્યો. 'તું શું રાણી નથી ? સમજાવે શાનું ? હુકમ કર. મારા પ્યારા તારા મનમાં કોતરી રાખજે કે પાર્લામેંટની સંમતી જલદીથી ન મળશે તો આ હડહડતું અપમાન તારે ખાતર વધુ વાર સહન ન કરતાં મારાં વહાણો અને મારે દેશ જલદીથી હું જઇશ.'

(સાંધન છે.)

---

## પછી !

'ફ્રાન્સમાં ફરતાં મેં બે જણાંને ખુનેખાર લડાઇ કરતાં જોયાંતા'

'કોણને જીત થઇ ? !'

'હા-લડાઈ પૂરી થવા પછી બંન્નેએ ચાંપીને એક બીજાને શોધી કીધી તેમાં એકની પાંસળી ચાંપ-વાઇ ગઇ !'

એય બેવકુફ, રડે છે શા માટે ? તારાં આંસુઓ લુંછી નાંખ કેમકે તને સૌથી બેહતરનો છુટકારો જલદીથી મળનાર છે-મોત તારી રાહ જુએ છે, પછી તને શું દુખ થનાર છે ?

× × × ×

જીંદગીની સાંજ એ પ્રકાશિત અને મોહ ચાંદિવાળી જવાનીની યાદના ચાબુક સમાન છે. તારી જવાની એવી ના ગુજાર કે જે માટે બૂઢાપામાં તને રંજીદા થવું પડે.

× × × ×

જીંદગી એ એક મહાન ભેદ છે જેમાંના કેટલાક બિકટ સવાલોમાંના થોડા આપણે ઉકેલી શકીએ છીએ; થોડા અર્ધ ઉકેલી શકીએ છીએ, તથા થોડા ભેદમાંજ વિંટલાયેલા રહેવા દઈએ છીએ.

× × × × ×

અદેખાઇ એ શયતાનનું સર્વથી ધાતકીમાં ઘાતકી હથ્યાર છે કે જે માણસીક શક્તિના નાશ માટે ખાસ તૈયાર કરવામાં આવેલું છે.

× × ×

મગરૂરી, અદેખાઇ અને લોભ-જીંદગીનાં ઉત્તમ સુખનો નાશ કરે છે એટલુંજ નહિ પણ માણસને તેના ઇશ્વરી માર્ગમાં આગળ વધતો અટકાવે છે.

× × ×

આપણી મગરૂરી અને ખ્યાલી સપકો અચાનક સંકટમાં આપણને લાવી મુકે છે છતાં આપણે આંધળાં બની તે ક્ષણિક લાલચ છોડવા કરતાં સંકટ ખમવા તૈયાર થાએ છીએ.

× + ×

શું સુધારો આપણને ખરેખર છુટાં કરે છે કે દુન્યાની ગુલામગીરીની સેંકડો સાંકળોમાં આપણને જકડી લે છે ? "યા અલ્લાહ ! એ શું છે ?" દુન્યાથી કંટાળેલો શખ્શ પૂકાર કરી પુછે છે.

× × × ×

હાથ પર સોનાંની બંગડી પહેરવાથી ગુલામ થવાનું નથી પણ સ્વમાન ખોઇને તેમ થવાય છે" કેવા ઉમદા વિચારો ? મનન કરવાને તે શું લાયક નથી ?

દારૂની ઝુમમાં તેની આંગરી ચસકેલી હતી. તેના કહેવાતા દોસ્તો !—અફસોસ !—તે પ્યાર પ્યાહોની પ્યારપ્યાહીનું આ બુરૂં પરીણામ હતું...દારૂની નેહરત બદીને તે જવાન વશ થઇ ગયો હતો, અને હવે-દીનું-શું એવા એક દારૂ-ના શખસ સાથે એક પળ પણ રહે ?—ના—કદી-એ નહિ. આહ !—ત્રણ મહિના થયા તેઓનું સુખ એક બીજાંમાં સમાયલું હતું, અને આજે તેઓ વચ્ચે એક હરીફ પેદા થયો હતો—તે હરીફ કે જે તે બંનેનું નખ્ખોદ વાળનારો હતો ! ખુદા—એવા પ્યારપ્યાદ મિત્રોને આ દુન્યામાં જન્મ નહિ આપે તો સારૂં ! કે. જેથી રૂસ્તમ જેવા નેક જવાનો તેઓની બદીમાં શરીક થઇ બગડી જતા અટ્કે,!

'હં—ત્યારે તમારો આ નકકી જવાબ છે કે ?' કડક સવાલ થયો.

'બાય-ઓલ-મીન્સ" પગ થોભાને રૂસ્તમે જવાબ દીધો.

'એમ છે ?' તેણીએ અભ્રો ફરતા અંદરના ઓરડામાં ચાલુ મુક્યું. જ્યારે તે ફર્નીચર પર અથડાઇ પડ્યો.

તેણી પાંચ મીનીટમાં તૈયાર થઇ તેની સામે આવી ઉભી.

તે બે પળ અવાચક જેવો ઉભો રહ્યો. તે દુઃખી થયો—તેની મૂર્ખાઇથી.તેણે આ શું કીધું હતું ?—તે બારણા તરફ ગયો પણ તેણી તો ત્યાંથી ક્યારેકની બહાર નીકળી ગઇ હતી...તે ઉભો...અને તેવીજ અવસ્થામાં તે જમીન પર બેભાન થઇ તૂટી પડયો.

x x x

બીજે સવારે જ્યારે દારૂની ખુમારી ઉતરતાં તે સાવધ થયો ત્યારે પોતાને જમીન પર બેઠેલો તેણે જોયો...ટેબલપર રાતનું ખાણું એમનું એમ પડેલું હતું...તેણે સામને આરસી તરફ જોયું...તે પોતાનો બેઅીબસ દેખાવ જોતાં ચોંક્યો...કમકમ્યો...દીનુ ને હાંક મારતો તે રાંધણીમાં ગયો પણ તેણી તે આખા મકાનમાં હતી નહિ. તે પોતાની હાલતપર વિચાર કરવા લાગ્યો...ગઇ રાતનો બનાવ તેને ધીમે ધીમે યાદ આવતો ગયો...તેણે પોતાનું કપાળ કુટયું. અરે—ફકત તેણે દારૂની ઝુમમાં ગાડું કાંઇ બોલી તેણીને દુઃખી કીધી હતી, અને તેથીજ તેણી તેને તજી ચાલી ગઇ હતી...અને હવે !...પણ મોડું થયું હતું નહિ...તે તેણીને સમજાવી મનાવી—તેણીની માફી ચહાઇ પાછી લાવી શકે તેમ હતું એટલે તે તુરતજ તૈયાર થઇ પોતાને

# Literary Notes.

—:0:—

*By Prof. Keshavlal L. Oza M. A. Bahauddin College–Junagadh.)*

We congratulate Mr. Prabhushankar N. Vyas, Editor of the *Chandraprakash* on his bringing out an excellent manual on home-life and its problems ("Grihastashram"). The author has done well to explain the far reaching implications of the marriage rites hitherto regarded by ordinary men as meaningless jargon. Another salient feature of the book before us is a brief statement of the principles underlying every one of the thirtyfive chapters of the book. We wish god-speed and continued success to the author.

Every gentleman of culture ought to read "Kamini and Kanchan" a novel of enthralling interest by Mr. Meshri, the talented editor of the *Vivechak*. The book shows to what straights, ungodly attachment to woman and gold drives a man. The same writer has written another book entitled *Pap-punj* in which he seeks to illustrate how "the love of money is the root of all evil." Vice is made to appear in such a frightful mien as is calculated to horrify ordinary intelligence, likely to yield to its temptations.

Mr. Jiwanlal Amarshi Mehta of Ahmedabad is one of those persons who never let the grass grow under their feet. Recently he has announced a series of instructive books to be distributed at the bare cost of printing. Any one who seeks to lift the veil of ignorance from off the lives of millions always deserves well of his species, and we heartily felicitate Mr. Mehta on his project so prolific of good results. We have read his "Life of Krishna;" "Marriage of Vikritbudhhi" and "Lessons on Commerce" with avidity. All these books fully achieve the ends for which they stand and show that the author has substantial reading and experience behind him.

Much the same praise is due to Mr. Dayabhai Ramchandra Mehta of Ahmedabad whose "Sasti Vartamala" has achieved success Mr. Mehta makes a speciality of the old Rajput tales which he rehabilitates with a felicity all his own. The first book of the series viz. "Greatness of Pramaddhan" is a 'pearl of great price' attractive in its style and skillful is its workmanship. The latest book of the series is entitled "Brahmcharini", emanating from the facile pen of Mr. Mehta himself. The book is adapted from a Bengali novel with considerable additions. How far the book has been improved by the chang

will be brought home to him who compares the two versions. The watchword of the book under notice is "Brahmcharya" and its heroine Kamalini reminds us of an ideal nun of Medieval Europe. Many persons would question the utility of a life of single blessedness, since it militates as much against the *raison d'etre* of womanhood as against the claims of society over its female members. All things considered, it is better far to advocate a chastened domestic life than to set great stores by the stoic outlook on life and its problems. It would be unfair, however, not to acknowledge the striking merits of Mr. Mehta's performance, which little to be desired in point of plot, characterisation and style.

Mr. Badrilal R. Purohit, Desai's Pole, Ahmedabad, has just given to the public a laborious work entitled "Duties of a wife and Advice to Gentlemen." The book contains a full text of Bhagwat-Gita together with well known stotras recited everyday by every Hindu gentleman with a devotional turn of mind. In the section for females he gives a series of stories from the Hindu scriptures detailing the duties and responsibilities of a wife. The book is eminently adapted to be a Hindu family gospel and deserves to be placed in the hands of girls prosecuting their studies in Vanita-Vishrams; Seva Sadans; and similar other institutions. We wish the book a very good sale in Guzerat and Kathiawar.

We heartily congratulate Dr. Jatashanker Liladhar Trivedi, Proprietor of the well-known Gujarat Ayurvedic Pharamcy on his rendering a knight's service to the Gujarati knowing public by publishing an excellent book entitled "Sari Santati or How to Beget Healthy Children." The book embodies some of the most vital truths concerning men and women's physical well being. Civilised humanity suffers from the most fearful maladies in consequence of its wilful neglect of a subject of the deepest importance to the health and happiness of thousands now living, and tens of thousands yet unborn. Says a writer: "It is salutary to ponder over the consequences of Sensualism; her fascinations derive more than half their charm from our ignorance of the hidden sting, that in the end will 'bite like an adder.' Dr Trivedi deserves well of suffering humanity by conveying in a clear, intelligible and succinct manner, information on such subjects as the creation of healthy and talented off-spring; the care of the mother before and after impregnation; Diseases common to males and females etc. The book is divided into fifty chapters of solid matter and is adapted to meet a long felt desideratum. Parents would save the growing boys and girls from dangers and sufferings born of dense ignorance on matters of everyday use, should they wisely place this book in their hands. The late Sir Astley Cooper observes: "If one of these miser-

# From my Diary.

—:o:—

*( By Manmohanrai Hakumatrai Desai B. A. LL. B. )*

( 1 ) True Love of a woman or for a woman is a stepping stone to that Higher Love, which obliterates self and unites man into Oneness with the Great source of Love and Life, the Ruler of the Universe. The world is both prose and poetry, but as few feel and appreciate poetry, few value the poetic ( spiritual ) side of life which must be founded in true and unselfish love.

( 2 ) Selfishness, Egoism, Vanity generally rule and dominate the majority of man kind. The ways of the world are highly complicate and extremely evasive and one knows not how to manage them unless he or she is fortified in self-contral, calmness, strength of mind, self-respect and independence. Be *good*, but *without* allowing designing persons to take undue advantage of your goodness. Be generous, but without allowing your generocity to benefit the one and ruin the other. Eschew justice without justness, generocity without justice, goodness without godliness.

( 3 ) Every young man has his dreams of and visions of bright angels and glorious Houris, visiting his sleep with angelic wings and radiant of smiles, flooding it with the play of an innocent smile, round the corners of his mouth.

( 4 ) Here, every man has his troubles and sorrows and griefs in this little sphere of a world, and he must conquer them or fall. It is an inevitable lot, this share *of grief and struggles* in the gigantic whirl-pool of a world, for us all, whether we will or no.

( 5 ) The harmony, the oneness, the sameness the two souls as a Complete One, that affinity which becomes a perfect mergence, spiritual and divine, into one—that is the poetry of Life. What remains when it evaporates but into the shadowy realms of mere recollection? That ever-flowing spring, fresh and sparkling as the joys of paradise withers with the touch of the sirrocco of Death blowing over the ten Beloved. Ah for a breath of that complete understanding, that eternal harmony, that sweet music played on the delicate chords of the two hearts at a sweet touch of the lips, or a breezy whispor of the breath, or a slight wink of the eyes!

( 6 ) Love is the song of angels played in choral symphony on the strings of the heart by hands unseen, chaunting the dulcet melody of Life's essence in silvery notes of thrilling music.

( 7 ) The voice of sincerity, of truth, sympathy, of friendship has its own peculiar modulations of music

શરીરની એક બાજુએ "ઍન્તિવેનીન," અને તેની સામી બાજુએ તેજ વેળા ઝેર પેવસ કરવામાં આવ્યું; ત્રીજામાં પહેલે "ઍન્તિવેનીન" શરીરમાં દાખલ કરી પછી થોડે વખતે ઝેર દાખલ કરવામાં આવ્યું; અને ચોથી જાતના અખતરાઓમાં પહેલે ઝેર દાખલ કરી, ત્યારપછી અરધે કલાકે "ઍન્તિવેનીન" દાખલ કરવામાં આવ્યું. ઉપલામાં ચોથી રીતના અખતરાઓ ઘણા અગત્યના છે, કારણકે સાપના ઝેરના ઉપાય દાખલ એજ રીત કામ આવી શકે તેવી છે, અને પહેલી ત્રણ રીત તો ફક્ત "ઍન્તિવેનીન" માં ઝેરનો ઉતાર કરવાની શકિત છે કે નહી તે પુરવાર કરવાનેજ ઉપયોગની છે. એ અખતરાઓના પરીણામ પરથી ડૉક્ટર ફ્રેઝરને માલમ પડ્યું કે એ ચારે રીતે આપેલાં "ઍન્તિવેનીન" થી ઝેરનો ઉતાર થાય છે, અને ઝેરની અસરથી થતાં મરણો તેથી અટકાવી શકાય છે. એની પુરતી સાબેતી માટે એ વિષેના બીજા ખાતરી ભરેલા ઘણાક અખતરાઓ કરવાની જરૂર હોવાથી તે માટે "સિરમ" નો મોટો જથ્થો મેળવવા ડૉક્ટર ફ્રેઝરને ઘોડા જેવાં મોટાં પ્રાણીને ઇનૉકીયુલેટ કરવું પડ્યું. એવાં મોટાં જનાવરને ઇનૉકીયુલેટ કરવા માટે (૧॥ થી ૨) વરસ લાગે છે, અને તે માટે એક આઉન્સ સુકું ઝેર જોઇએ છે, જે મેળવવાનું કાંઇ ખાવાનું કામ નથી. પણ બની શકે એટલું ઝેર મેળવવાની તજવીજ તેમણે ચાલુ રાખી છે, અને મરકી વિષે થોડાં વર્ષ ઉપર હીંદુસ્તાનની સરકારે જે કમીશન નેમ્યું હતું તેના સરનશીન દાખલ ડૉક્ટર ફ્રેઝર હીંદુસ્તાન આવ્યા હતા ત્યારે પણ બની શકે તેટલો સાપના ઝેરનો જથ્થો એકઠો કરી પોતાની સાથે તેઓ લઇ ગયા હતા.

## "ઍન્તિવેનીન" વિષેના ડૉક્ટર કનીંગહામના અખતરા અને તે ઉપરથી તેમણે ઉપજાવેલો સાર.

"ઍન્તિવેનીન" ની તપાસ હીંદુસ્તાનમાં એક ઘણાજ બાહોશ તબીબ ડૉક્ટર કનીંગહામે કલકત્તા ખાતે કીધી છે. તેમણે ૧૮૯૫–૯૬ ના સાલમાં કીનેલા અખતરાઓના રીપોર્ટ ઉપરથી નીચલી વિગતો મળી આવે છે. ડૉક્ટર ફ્રેઝરનીજ રીત પ્રમાણે તેમણે પ્રવાહી અને સુકાં "ઍન્તિવેનીન" થી ઘણાક અખતરાઓ કરી જોયા અને તેનાં સામટાં પરીણામ ઉપરથી તેઓ એવાં અનુમાન ઉપર આવ્યા કે (૧) "ઍન્તિવેનીન" માં ઝેરની અસર તોડવાની ખરી શકિત છે; (૨) સુક્કું "ઍન્તિવેનીન" પ્રવાહી કરતાં વધારે ચઢીયાતું છે, જેનું કારણ એ હોય કે અહીં વેર આવતાં પ્રવાહી "ઍન્તિવેનીન" બગડી જતું હોય; (૩) બીજી રીતો કરતાં "ઍન્તિવેનીન" પહેલે આપી ઝેર પાછળથી આપવાથી પરીણામો વધારે ફતેહમંદ નિપજે છે, અને સૌથી ઓછાં ફતેહમંદ પરીણામો ઝેર પહેલે આપી પાછળથી "ઍન્તિવેનીન" આપ્યાથી નિપજે છે; (૪) જોકે "ઍન્તિવેનીન" માં ઝેર ઉતારવાની શક્તિ છે તોપણ તે એટલા તો ઓછા પ્રમાણમાં છે કે ઝેરનો બરાબર ઉતાર કરવા માટે એનો ઘણો મોટો જથ્થો શરીરમાં દાખલ કરવો પડે છે, તેથી જ્યાં સુધી "ઍન્તિવેનીન" નું અસર કરનારૂં તત્વ ( active principle ) તેમાંથી જુદું પાડવામાં આવે નહીં ત્યાં સુધી તેનો સાધારણ વહેવારૂ ઉપયોગ થોડોજ થઈ શકે એમ છે; (૫) થોડું થોડું વધારતા જઈ પચતું ઝેર શરીરમાં દાખલ કરી "ઇનોકયુલેટ" થયાથી ઝેર સામે ટકવાની શકિત જ્યારે મહીનાઓ–ઓછામાં ઓછા દશ મહીના–વેર રહે છે ત્યારે "ઍન્તિવેનીન" શરીરમાં દાખલ કીધાથી એવી શકિત થોડો વખત એટલે વધતામાં વધતા ૮ દીવસજ રહે છે; અને (૬) નાગના ઝેરથી "ઇનૉકયુલેટ" થયલાં જનાવરની રસી વાઇપરના ઝેર સામે બચાવ આપી શકિત નથી.

ડૉક્ટર કનીંગહામનો બીજા કેટલાક અખતરાઓના પરિણામ ઉપરથી તેઓ એવા પણ અનુમાન પર આવ્યા કે (૧) ઝેરી સાપોના પોતાના લોહીની રસીમાં ઝેરનો ઉતાર કરવાની કાંઇ પણ શકિત હોતી નથી; અને (૨) સાપોનું ઝેર ઘણા મોટા જથ્થામાં પણ ગળી જવાથી જેમ નુકશાન થતું નથી, તેમ ફાયદો પણ થતો નથી. કારણ કે ઝેર ગળી જવાથી ઝેરના ડંખ સામે કાંઈ પણ રક્ષણ મળતું નથી. અત્રે જણાવવું ઉપયોગી થઈ પડશે કે પ્રોફેસર ફ્રેઝરના કેટલાંક અખતરાઓ ઉપરથી એવું માલમ પડ્યું છે કે ઝેરી સાપનું પીત ( bile ) જો ઝેરમાં ભેલવામાં આવે તો ઝેરની અસર ઉતરી જાયે છે. તેમજ બીજા પ્રાણીઓ જેવાં કે બળદ, સસલાં, વગેરેના પીતમાં પણ ઝેર ઉતારી નાખવાની એવીજ ખાસિયત થોડા પ્રમાણમાં હોય છે. એ ઉપરથી એવું અનુમાન થઇ શકે કે ઝેર ગળી જવાથી ગેરફાયદો થતો નથી તેનું કારણ એ હોય કે આંતરડાંમાં આપણા પીત સાથે મળી જવાથી ઝેરની અસર મરી જતી હોય. (સાંપન છે.)

## અંક બીજો.

બીજે દીવસે બાગમાં એલછ પોલીનની રાહ જુએ છે તેવામાં તે પોતાના બાપને તેમની કાકી સાથે આવતાં જુએ છે. તે બાજુમાં ભરાઇ જાય છે ને તેમને પોલીન વિષે બોલતાં સાંભળે છે.

'અલબત પોટ્ટી મજાની ને ખુબસુરત છે' અર્લે જણાવ્યું. 'પણ એ એલછ કરતાં કમમાં કમ દસ વર્ષ મોટી છે!'

તેઓ ત્યાંથી ચાલ્યાં જાય છે કે એલછ પાછો પોલીનને શોધવા જાય છે; ત્યારે તે પોટ્ટી બીછ ઝાડીમાંથી નીકળી ડયુકના સેક્રેટરી બેન્ટલીને મળે છે.

બેન્ટલીએ એકવાર પણ પોલીનનું અપમાન કર્યું હતું ને એલછ સાથે ન પરણે તો ડયુક પાસે બે હજાર પાઉન્ડ અપાવવા કબુલ્યા હતા. આ વેળા તે ફરીથી અપમાન કરી પોતાની માંગણી બેથી પાંચ હજાર પાઉન્ડ પર લઇ જાય છે. તે તેણીને ઘણી ચાલાક સમજતો હતો ને માનતો હતો કે આ માંગણી ના પાડશે અને અલબત તેણી તેમ કરે છેજ. એટલે તે ત્યાંથી ચાલ્યો જાય છે, ને એલછ ત્યાં આવી પોલીનને મળે છે. ઉમરના ફેરફાર બાબે તેણે જે હકીકત સાંભળી હતી તે તે તેણીને જણાવે છે ને તેની બારે અંતરની વચ્ચે તેણી તેના બાપને મળતી થતી જણાય છે.

એલછ કાંઇ પોલીન પર દીવાનો અન્યેર નહતો—ફક્ત તેણીએ તેને તે મુજબનો સમજાવ્યો હતો. પોલીનની ખાત્રી થાય છે કે દીકરા કરતાં બાપને સપડાવવો ફાયદા ભર્યો છે એટલે તેણી એલછ પાસે સાપ મરાવી છુટી થાય છે. બધાઓ આવતાં એલછ તેમનાં છુટા થવાની ખબર આપે છે. પાંચ હજારની માંગણી ના પાડી છુટા થવાની ખબર બધાને અજાયબીમાં ગરકાવ કરે છે.

અર્લ તો ખુશીથી પોલીનને શોધવા જાય છે. બેન્ટલીની ખાત્રી થતી નથી. તે હસીને જણાવેછે કે આમાં કાંઈ મોટો ભેદ છે.

'તેમ કરવાનું કારણ શું?' અર્લ, પોલીનને ત્યાં હાથ પકડી લઈ આવે છે કે ડયુક તેણીને કાંઇક ગીરામથી સવાલ કરે છે. તેણી કાંઇક ગંચવાયલી—

'પોલીને એલછને નાકબુલ કીધો, કેમકે મેં તેને મારી પરણેતર કરવા કબુલ્યું છે.' અર્લનો ખડાકે થાય છે.

આ અનુમાન પણ પોલીનને ગમતું નથી. તેણું તો બેન્ટલી પર રીહા છે અને તે પણ તેણી પર મોહીત થયલો જણાય છે. આ કારણે અર્લની રીતભાત તેણીને મુદ્દલ ગમતી નથી. તેણી છુટી પડી બેન્ટલીને મળે છે ને તેની તાનાલનીની દરકાર વગર તે પાંચ હજારની માંગણી હજી ખુલ્લી હતી કે નહિ તેણી પુછેછે.

'શું? વાર્ષિક વીસ હજારની આવક આ હજાર માટે તમે છોડો છો?' તે અજબ થતે પુકારે છે.

'પાંચ હજાર ને છુટાપણું!' જવાબ મળ્યો. 'હા...તમે એજ મારી પાસે માંગોછોને?'

---

## અંક ત્રીજો.

અર્લને પણ પાણીચું આપવાની ખબર મળતાં ડયુક ડ્રોઇંગ રૂમમાં લેડી ઓ'હોલ્લ આગળ બબડાટ શરૂઆત કરતાં જણાવે છે કે તે પોટ્ટી તેની લાગી છે. બીજી પળે બેન્ટલીને પાંચ હજારનો ચેક ટુકડા થયલો પોલીન તરફથી મળે છે કે તે પણ અજાયબીમાં સ્તબ્ધ થઇ જાય છે.

તે કાગળમાંથી ચીઠ્ઠી મળે છે કે આખરે પણ તેની જીત થઇ હતી. તે વાંચતાંજ તે પોલીન આગળ જાય છે ને તેણીને તે બાબે આતુર જીગરે સવાલ કરે છે. નખરાંબાજ પોલીન તેને જણાવે છે કે તે હુશ્યાર હોવાથી તેણે સમજી લેવું.

તે હવે સમજે છે ને બીજી પળે તે પ્રેમાળ જોડું એકમેકને ગળે બાઝી પડે છે અને ખરા પ્યારમાં મસ્ત થાય છે.

'પોલીને મીસીસ બેન્ટલી થવા કબુલ્યું છે.' બેન્ટલી તે સાંજે તે કુટુંબ આગળ જાહેર કરે છે.

'બીચારીએ મારે ખાતર પોતાનો ભોગ આપ્યો!' ડયુક બડબડે છે ને પોલીનને કીસ સાથે મુબારકબાદી આપે છે.

થઈ ચુક્યું. અદી મેહેતો પોતાની મહોરદાર કે જેને તે અતી ઘણા હેતથી ચહાતો હતો અને તેણીને ખાતર પોતાનો જાન આપવા પણ તૈયાર હતો, તેની તરફથી એવા શબ્દો નીકળેલા સાંખીજ કેમ શકે? તેને ખોરશેદ પર હદ વીનાનો ધિક્કાર છુટયો. જે ઓરત મોત સુધી તેની અને તેની એકલાનીજ હતી, જેને ખોદાને બાર તેનીજ રેહવાના પાક કરારો અને કસમો નોંધાવ્યા હતા, તે કંગાલ ઓરત ગરીબાઇનો લાભ લઇ તેનો તુચ્છ કરી જતી રહેવા માંગતી હતી તે તે સહન કેમ કરી શકે?

"પૈસાના પ્યારને ખાતર તું મારો અને મારા પ્યારને તુચ્છકારી જવા માગે છે, તો જા, સીધો રસ્તો." તે દુઃખી ભરથારે અતી હદ વનાની દરકેરણીથી કહ્યું. "બેવફા ઓરત! તુને મારા પ્યારે વગર ચાલશે, પણ પૈસા વગર ચાલવાનું નથી. તો જા, ઓ નાલાયક કમ સમજ ઓરત! જા, પણ ફરી પાછી મારાં ઘરી જ સેરની સીડી પર પગ મુકતી નાં! જા, તારૂં સુન્યું કર! આજથી હું એમજ જાણીશ કે મારી પરણી મહોરદાર કોઇ છેજ નહી, એક હતી—પણ તે, બેવફા ... પૈસા જેવી નીચ ચીજના લોભને ખાતર મને તજી ગઇ! જા, બેવકુફ ઓરત,! પૈસાને જોરે તું ચાહે એટલી મોજ કરજે, પણ એટલું યાદ રાખજે કે જેવી રીતે મેં તુને ચાહીછ તેવી ... કોઇ મરદ કોઇ ઓરતને કદી ચાહશે નહી. હવે જા. હું હવે કદી તુને માફ કરનાર નથી!" એટલું બોલી ગુસ્સામાં અદી બહાર ચાલી ગયો.

સાંજે ઓફીસેથી ઘેર આવ્યા પછી તેને માલમ પડયું કે ખોરશેદ પોતાનો સર્વ સામાન લઇ બાપને ઘેર જઇ હતી. અદી તે ઘરમાં હવે એકલોજ હો. તે પાસેના હોટેલમાંથી ભોણું મંગાવી ખાવા લાગ્યો અને ખોરશેદને પોતાના અંતકરણથી ધિક્કારી ભુલી ગયો, અને પોતાના કામનેજ વહાલું ગણવા લાગ્યો. દીનપરદીન વહેવા લાગ્યા અને અદી મેહેતાના મનમાંથી એ ઝઘડાની વાત ભુલાઇ પણ ગઇ.

× × ×

હવે પેલી તરફ ખોરશેદ શું કરતી હતી તે આપણે જોઇએ. તેણી પોતાના ભરથાર સાથે ઝઘડો કરી બાપને ત્યાં ગઇ, અને જેવી રીતે કુંવારી જીંદગીમાં તેની મોજ કરતી રહેતી હતી તેમ રહેવા લાગી. પૈસાટકા, એ મુજબ સુખ અને મોજમજાહમાં તેણીએ પાંચ વરસ કહાડયાં, પણ પછી એકાએક કાંઇ અચાનક ફેરફાર તેણીનામાં થવા લાગ્યો. તેણી દીનપરદીન ઉદાસ, અને દુઃખી થવા લાગી. એનું કારણ શું? આવી મોજમજાહ અને અનુપમ સુખ છતાં તેણીને દુઃખ શું હતું? ઓ વ્હાલાં વાંચક, તું જાણીને અજબ થશે કે 'ખોરશેદ મડમ' ને પોતાના ધણીની ગેરહાજરી અને તેના સાચ્ચા પ્યાર માટેનું દુઃખ હતું. હવે અને હવેજ તે બેવકુફ ઓરત જાણવા પામી હતી કે એક વહાલા ભરથારના સાચ્ચા પ્યાર આગળ પૈસા જેવી ચીજ તુચ્છ હતી. હવેજ તેણી ઠોકરો ખાવા લાગી, અને રોજને રોજ અદીની યાદમાં ગંગાજમનાની ધાર આંસુઓ રેડવા લાગી. પૈસાથી તેણી ધરાઇ ગઇ હતી, અને ભરથારના પ્યારની આરઝુમંદ બની હતી—તેનું જીગર ગોયા તે પ્યાર માટે હવે વલખાં મારતું હતું. અદીને જોવાં—તેને મળવાં—અને પોતાની નાલાયક ચાલ માટે માફી માંગવા તેણી આતુર થઇ હતી. રોજ તેણી છુપી રડતી હતી અને તે વહાલા જવાનને યાદ કરતી. આખરે એ છુપું દુઃખ નહીંજ ખમી શકાવાથી તેણી એક દીવસ પોતાના બાપથી છુપી રીતે તે વહાલાને ઘેર જવા તૈયાર થઇ નીકળી.

× + ×

અદીમેહેતા પોતાના ઓરડામાં બેસી એક સાંજે ઓફીસને લગતાં કાંઇ કાગળ્યાં તપાસતો હતો, તેવામાં તેના નોકરે આવી ખબર દીધી કે "સાહેબને કોઇ બાઇ પુછે છે!"

"આવવા દે અંદર!" અદીએ બેધ્યાનપણે હુકમ આપ્યો,—અને બીજે પળે તે ખુરસીમાંથી ચમકી ઉઠયો, કેમકે તે આવનાર કોઇ નહી પણ તેને તજી ગયલી તેની બેવફા મહોરદાર ખોરશેદ હતી.

તે આવતાં સાથેજ તેના પગ પર માથું નાંખી પડી. "અદી, મારા અદી, મને માફ કરો. એ અજીમ ગુનાહ મને માફ કરો. જોવ, હું તમારી પરણી-મહોરદાર ખોરશેદ તમારી માફી શોધતી આવીછું."

"હું તુને ઓળખવાનીજ ના પાડું છું. મારી મહોરદાર કોઇ છેજ નહીં. ઉઠ, હું તુંને ઓળખતોજ નથી!" અદી તરત ખસી જતાં બોલ્યો.

"નહી, ઓ! નહી, મારા અદી," ખોરશેદ ધ્રુજતાં બોલી, "મારા પર દયા કરો, મને માફ કરો. તમે મને ઠોકરે મારવામાં વાજબી છેઓ. પણ જોવ,

ખીણુવાળી વાટ પસાર કરતી હતી, અને તેને લીધે બાપડાં અચાનક અશ્વોને અતી આપદા પડતી હતી, પત્થરને લીધે તેમના પગ સ્થિર રહેતા નહોતા, તેથી તેઓ ઠોકરપર ઠોકર ખાતા હતા. એ સઘળાં કરતાં શ્વાનો ઉંચકનારાં માણસોની પૂરેપૂરી કમબખતી હતી. ઉઘાડા પગે અવાવરૂ-અડચણુંવાળો રસ્તો કાપતાં, તેમને અનેક અડચણો પડતી, પણ પેટની ખાતર દાસવૃત્તિની દરકાર રાખવાથી પશુ સરખું કામ કરવું પડતું હતું. પેટની એવી પંચાત છે. આ જગતની સુખી સાહેબી, મોજ મઝા માણવાનો હક લક્ષ્મિવાનોનેજ સત્તાવાનો કપાળમાં લખી આવ્યા હોય, એવા બનાવો હરરોજ બનત. આપણા દેખાવામાં આવે છે. ગરીબોની ગરીબાઇનો લાભ લઇને, દ્રવ્યમદથી છકેલા લોકો ગરીબોને ગુલામડી હાલતમાં ગળાં સુધી ગળકાં ખવરાવે છે, ગરદન મારે છે, ને તેમના ગરીબ બાળ બચ્ચાંઓની પાસે પણ કટકા રોટલાની ખાતર ગધ્ધાવૈતરાંની માફક વેઠ કરાવે છે. એવો આ વિશ્વનો વિચિત્ર રંગ છે, એટલે એવા રંગથી આપણે અજાણ્યાનું કે ભુલાવાનું નથી.

રસ્તામાં આગળ વધતાં અનેક અડચણો ઓળંગીને રાજ્યકન્યાનો રસાલો એક નદિના કોતર આગળ આવી પહોંચ્યો. આ કાંઇ એકજ કોતર નહોતું, પણ કોતરમાં કોતર એવાં અનેક કોતરો હતાં. આ કોતરો નદિના પ્રવાહને લીધે પડેલાં હતાં. નદિનો સ્ત્રોત પાસેના ડુંગર પરથી પડવાને લીધે જમીન ખોદાઇ જતી ને તેને લીધે અનેક ઉંડી ખીણો ને ઉંડાં કોતર પડ્યાં હતાં. નદિના કિનારાની બંન્ને બાજુએ ડુંગરા ને ડુંગરીઓની લાંબીને લાંબી હાર બહુ વેગળાઇ સુધી લંબાણી હતી ને ડુંગરોની ગાળીઓ સૂર્યનાં પ્રકાશિત કિરણો પ્રવેશ થવા ન પામે એવી ઘાડી-ઝાડી ઉગી નીકળી હતી. આ ઝાડીમાં વાઘ વરૂઓ ને હાથી સરખા મદોનમત્ત રાની પ્રાણિના ટોળેટોળાં વસતાં હતાં. નદિનાં ઉંડાં કોતરોમાં ને અંધારી ખીણોમાં ધાડપાડુઓ તથા બારવટીઆ ને લુંટારાઓની ટોળીઓ વરસોનાં વરસો સુધી ભરાઇ રહેતી, અને અવસર પામીને આસપાસનાં ગામડાંઓને ત્રાસ આપતી હતી. આ કાળમાં "સરદાર ગઢ" ના સરદારની નબળી સત્તાને લીધે અનેક જાતના લુંટારાઓ ઠેર ઠેર ઉભરાઇ જતા હતા, અને તેઓને આસપાસના જાગીરદારો, ઠાકોરો ને સરદારો, આશ્રય આપીને આ ઘાડી ઝાડીમાં અથવા ઉંડાં કોતરોમાં તેમને છુપાવી રાખતા હતા. સરદારગઢના સરદારની રાજ્યસત્તાથી અસંતોષ પામીને અનેક અધિકારીઓ વનવાસ સેવતા હતા. એ વનવાસ સેવનારાઓ વાટે જતાં વટેમાર્ગુઓને તથા રાજ્યદ્રવ્યથી લાદેલાં જાનવરોને તક સાધીને લુંટતા, ને લાગ ફાવતાં અંધાર ગાળામાં અથવા ઉંચા ડુંગરોની ગાડીઓમાં દિવસના દિવસ સુધી ભરાઇ બેસતા હતા. તેમને પકડી પાડવાનું કામ ત્રાસ ભરેલું-નહીં બનવા સરખું ગણાતું હતું અને તેથી સર્વકાળને વિષે આ સ્થાનમાં બહુજ ભય રહેતો હતો.

રાજકન્યાનો રસાલો આખા દિવસની રંજ ખેંચીને સૂર્યાસ્ત થયાં પહેલાં આ વિશાળ નદિની ઉંડી ખીણ આગળ આવી પહોંચ્યો, અને નદીની ભેખડો સાથે લાગેલા ડુંગરોની ગાળીમાં આવેલાં વિશાળવૃક્ષોનો આશ્રય લેઇને પડાવ કર્યો ને રસાલાના માણસોએ પોતપોતાના અશ્વોને મનમાનતાં વૃક્ષો સાથે બાંધી દીધા.

તરૂણ ઘોડેસ્વાર ને તેના સાથીઓ ઘણું કરીને સાથેના સાથેજ ચાલતા હતા. તેઓએ પણ રાત્રીએ વિરામ લેવાને માટે એકાદ વૃક્ષ પસંદ કીધું, ને શ્રમ ઉતારવાની તજવીજ કરી. વૃક્ષના થુંડની છેક નજદીકમાંજ એક પ્રાચિન કાળનું પડતર સ્થિતિમાં આવી પડેલું શિવમંદિર હતું, અને મંદિરની પડીને પાદર થયેલી ધર્મશાળાના ઓરડાઓમાં રાજ્યકન્યાને રાખવાનો કિલ્લાના સરદારે હુકમ કર્યો. ઘડી બે ઘડીમાં સઘળો રસાલો ઠેકાણે પડ્યો પછી પૂછવું શું ? કોઇએ વડાકા બડાકા મારવા માંડ્યા, કોઇએ ચલમો ભરીને ફુંકવા માંડી, કોઇ અગ્નિ સળગાવવા મંડી ગયા, કોઈ ઠંડીના પ્રતાપથી અગ્નિ સળગાવીને તાપથી તાપવા લાગ્યા, કોઇએ હોકાની લાંબી નળીઓ મ્હોડામાં ઘાલીને ધુમાડાના ગોટા કાઢવા માંડ્યા; કોઈએ કસુંબાપાણી ઘોળવા માંડ્યાં, કોઈએ સાંયકાળની સંધ્યાની સામગ્રી સાવધાન કરવા માંડી. કોઇએ નદિમાં ન્હાવા માંડ્યું, કોઇએ તરવા માંડ્યું એવી રીતે અનેક માણસો અનેક કામમાં રોકાયાં; પણ શ્વાનો ઉપાડનારા માણસોના શ્રમથી બાર વાગી ગયા હતાં.

પડેલાં માનવીને માલમ પડતી નથી. ગ્રહોને ઉપગ્રહો પોતપોતાના મંડળોમાં ઝગઝગાટ પ્રકાશતા હતા. નદિનો પ્રવાહ પત્થરોના ખડકોની સાથે અથડાતો-પછડાતો નિયમીત રીતે વહેતો હતો. તેના અવાજથી એક જાતનું ગંભીર ગાયન થતું હતું, અને એ ગાયન વડે આનંદ ઉપજતો હતો. ઠંડીના દિવસો ચાલતા હોવાથી ઠંડી ઠિક ઠિક પડતી હતી. તે ઠંડી મટાડવાને માટે રસાલાના ચોકીદારોએ ઠેકાણે ઠેકાણે તાપણી સળગાવી હતી, અને એ તાપણીના પ્રકાશથી આસપાસના જંગલોનો દેખાવ ભયંકર ભાસતો હતો. ઉંચાં, ઘટાંવાળાં વૃક્ષોની લાંબી લાંબી ડાળીઓના લીલાંછમ પાંદડાંઓમાં પેશીને શિતળ પવન પંખાઓની માફક ડાળીઓને નમાવતો હતો. અને એવા સિત્કાર કરતાં શિતળ પવનની મંદમંદ લ્હેરી રસાલાના પહેરેગીરોના હ્રદયમાં પેશી જઈને તેમના હાડ કંપાવતી હતી રાજ્યકુંવરી શિવાલયના ખંડેર સરખાં આશ્રમમાં શાંતવૃત્તિ કરીને સુતી હતી. તે એક ગંગા સરખાં નિર્મળ હ્રદયની કુંવારીકા હતી, અને વિકાર ને મળવાળી વાંચ્છના વગરની કુંવારી કન્યાના હ્રદયમાં વ્યહવારિક વિકાર ન હોવાને લીધે તે શાંત રહી નિન્દ્રામાં પડી હતી એ નિન્દ્રા જાગ્રતાવસ્થા કરતાં તેને વધારે સુખકારક નિવડી હતી. જાગ્રતીમાં ચંચળવૃત્તિને લીધે હ્રદયમાં ન્હાના પ્રકારની ગડમથલ થાય છે. અચળવૃત્તિ સ્થિર થાય છે. શાંતમન અશાંત બને છે. તેને બદલે શાંત નિન્દ્રામાં પડેલાં મનુષ્યને ઉલટો અનુભવ ભોગવવો પડે છે. શાંત નિન્દ્રામાં પડેલાં મનુષ્યની ચંચળાઇ મંદ પડે છે. વૃત્તિનો વેગ મંદગતી લે છે, સો વસા તો સ્થિર થાય છે; અને શરીરના અવયવ ઉ. આખા દિવસના પરિશ્રમથી આરામ મેળવે છે, અને એ આરામથી એક જાતના આનંદની પ્રાપ્તિ થાય છે. આવી આનંદ સંતોષી ને સુખી માણસને શાંત નિન્દ્રામાં મળી છે. અને આપણે જોઇ ગયા કે, રાજકુંવરી સરખી સ્વચ્છ હ્રદયની કન્યા જેના અંતઃકરણમાં છળ કપટ અથવા વાસનાવિકારની ઝાંખી છાપ પડી નહોતી, તેવાં સ્વચ્છ અંતઃકરણવાળી કન્યાને ઉંઘમાં સ્વાભાવિક આનંદ ઉપજે એમાં આશ્ચર્ય જેવું કાંઈજ નથી. ખરી રીતે જોઇએ તો, આજસુધીમાં આ પ્રથમ શરૂઆતમાંજ, તેના સ્વચ્છ મળે રહીત હ્રદયમાં છાપ પડી હતી, અને એ છાપવડે કરીને તેને પ્રેમસુખનાં સ્વપ્નામાં પડેલા માણસને સ્વપ્નનો જે આનંદ ને સુખ પ્રાપ્ત થાય છે તે સુખ તેઓ સાચું માને છે, અને તે સુખાવસ્થા તજવીજ છતાં રાખી શકતાં નથી. એવીજ સ્વપ્નાવસ્થાની સુખી શક્તિ રાજ્યકુંવરીની હતી ને તેના હ્રદયને સુખપર તથા ક્ષણીક ફારફેરથી તેનો સ્વપ્નાનંદ સગળવી શકાતો હતો. તે ક્ષણમાં હસતી ક્ષણમાં ગણગણતી ક્ષણભર નહિ સમજી શકાય એવી સંગીતકળાઓ લલકારતીહતી તેવા પરમાનંદમાં તે પથારી પર પડી હતી ને રાત્રીનું ચક્ર તો ક્ષણે ક્ષણે ફરતુંજ રહ્યું હતું.

જેમ જેમ રાત્રી વધતી ગઈ, તેમ તેમ આકાશમાં ગ્રહોને ઉપગ્રહો વધારે પ્રકાશમાન થતા ગયા.

રસાલેદારના તંબુમાં રસાલેદાર રંગીતપાયાની ઢોલણીપર ગલગલીઆં થાય, એવાં ગાદલાં ને તે પર શ્વેત ઓછાડ બીછાવેલો બિછાનાપર મદોન્મત હાથીની પેઠે પડયા હતા. જાગતી વખતે હોકાની નળી મ્હોંડામાં લેતા, ને ધુમ્રના થોડા ઘણા ગોટા કાઢીને તેના મધુરા કેફમાં નિંદ્રામાં ઝોકા કાઢતા હતા. ચોકીદારો પહેરો ભરતા ભરતા વારમવાર ચલમો ફુંકતા ને દમપર દમ મારીને નિન્દ્રાને દુર કરવાની તજવીજ કરતા હતા. કોઇ કોઈ ટાઢથી ધ્રુજતા ચોકીદારો તાપણાની આસપાસ ટોળાબંધ બેસીને પોતાના શરીર તપાવતા હતા. કોઇ કોઇ રસિયા સિપાહીઓ ગાયનના રંગપર ચડીને કાઠિયાવાડી દુહા-સાખીઆ ગાતા, કોઈ કોઈ રણસંગ્રામના વીરરસયુક્ત ખ્યાલ-ટપ્પાઓ, લલકારીને આંખમાં આવતી ઉંઘ ન્હસાડવાનો યત્ન કરતા હતા, કોઈ કોઇ રંગીલા રજપૂતો ઢોલકને સારંગી લેઇને અને કોઇ કોઇ વાંસળી ને પાવા વગાડીને તેમાં સંગીત વિદ્યાને શોભા આપે એવાં ગીતો ઉતારતા હતા. આ ગીતો પ્રેમભક્તિને લગતાં અથવા તરૂણ યોદ્ધાઓના શૂરાતનપણાને લગતાં હતા. સુરાષ્ટ્રમાં એ સમયે સંગીત કળાનો સારો સત્કાર મળતો હતો. ન્હાના મ્હોટા સુરાષ્ટ્ર સરદારો અને જમીનદારો પોતાની દરબારમાં સંગીત વિદ્યા શિખેલા સમર્થ પુરૂષોને સારૂં સન્માન આપીને રાજ્ય સેવામાં રાખતા, ને બીજા અમીર ઉમરાવો તથા ધનાઢ્ય લોકો વાર તહેવારે પોતાના ઘરમાં સંગીત શાસ્ત્રિઓને પધરાવીને સારો સત્કાર